॥ श्रीकृष्णाय नमः ॥

# રસિક વિવિધ ધોળ

## તથા પદ સંગ્રહ.

( શુધ્ધ વધારા સાથે. )

શ્રીવલ્લભીય સંપ્રદાયના વૈષ્ણવોને માટે.

છપાવી પ્રસિદ્ધ કરનાર.

બુકસેલર-શંકરલાલ બુલાખીદાસ.

ઠે. રીચીરોડ-અમદાવાદ.

આવૃત્તિ ૧ લી સને ૧૯૦૫. પ્રત ૪૦૦૦.

કીમત. ૦-૮-૦.

॥ श्रीकृष्णाय नमः ॥

# રસિક વિવિધ ધોળ

## તથા પદ સંગ્રહ.

( સુધારા વધારા સાથે. )

શ્રીવલ્લભીય સંપ્રદાયના વૈષ્ણવોને માટે.

છપાવી પ્રસિદ્ધ કરનાર.

બુકસેલર-સાકરલાલ બુલાખીદાસ.

ઠે. રીચીરોડ-અમદાવાદ.

આવૃત્તિ ૧ લી. સને ૧૯૧૫. પ્રત ૪૦૦૦

કીમત. ૦-૮-૦,

અમદાવાદ.

પીરમસાના રોજા પાસે શ્રી સત્યસાગર પ્રીન્ટીંગ પ્રેસમાં
પટેલ પોચાભાઇ ચકુભાઇએ છાપી.

સોલ એજન્ટઃ—બુકસેલર નારણલાલ મોતીલાલ,
ઠે. રીચીરોડ—અમદાવાદ.



પુષ્ટિમાર્ગ પ્રવર્તક શ્રીમદ્ વલ્લભાચાર્યજી.
શ્રી આચાર્યજી મહાપ્રભુજી.

# અનુક્રમણીકા.

અંક પદનું નામ. પૃષ્ટ.

## રસિક પદ સંગ્રહ.



## શ્રીજમુનાજીની આરતી.



## શ્રીનાથજી તથા સાતસ્વરૂપકે પદ.

श्रीकृष्णाय नमः

# રસિક વિવિધ ધોળ તથા પદ સંગ્રહ.

## વૈષ્ણવોનું નિત્ય, નૈમિત્તિક કર્મ.

..........

વૈષ્ણવે એ ઉષઃકાળમાં ઉઠવું. (પાછલી પાંચ ઘડી રાત્રિ બાકી હોય તે સમયને ઉષઃકાળ કહે છે.) તે સમયે ઉઠી પ્રથમ માળા તથા અધિકાર પ્રમાણે લીધેલા ઉપવીતને સંભાળી તેનાં દર્શન કરવાં. બૃહન્નારદીય પુરાણમાં કહ્યું છે કેઃ—

**ब्राह्मे मुहूर्ते चोत्थाय परब्रह्म विचिन्तयेत् ॥**

બ્રાહ્મમુહુર્તમાં એટલે ઉપર દર્શાવેલા કાળમાં ઉઠી, પરબ્રહ્મ એટલે શ્રીકૃષ્ણચંદ્રનું હૃદયમાં પરિચિંતન કરવું વળી કહ્યું છે કે.—

**वंदे सर्वोपनिषदां सारमेकपदास्थितम् ।**

**करस्फुरन्मुरलिकाश्यामलं ब्रह्म कोमलम् ॥**

સર્વે ઉપનિષદોના સારરૂપ અને એક ચરણારવિંદે કરીને સ્થિત એવા સુશોભિત શ્રીહસ્તમાં મોરલી ધારણ કરનાર, મેઘશ્યામ પરબ્રહ્મ પુરૂષોત્તમ શ્રીકૃષ્ણ, તેમનું ધ્યાન ધરી વંદન કરવું. પછી નીચે પ્રમાણે નામોનાં ઉચ્ચારણ કરવાં:—

૧ શ્રીગોવર્દ્ધનનાથજી, ૨ શ્રીનવનીતપ્રિયાજી, ૩ શ્રીમથુરેશજી, ૪ શ્રીવિઠ્ઠલનાથજી, ૫ શ્રીદ્વારકાનાથજી, ૬ શ્રીગોકુળનાથજી. ૭ શ્રીગોકુળચંદ્રમાજી, ૮ શ્રીમદનમોહનજી, ૯ શ્રીબલદેવજી, ૧૦ શ્રીયમુનાજી. ૧૧ શ્રીગીરીરાજજી, ૧૨ શ્રીઆચાર્યજી મહાપ્રભુજી, ૧૩ શ્રીમદ્‌ગોસ્વામિ શ્રી વિઠ્ઠલનાથજી, (તેમના પુત્ર) ૪ શ્રીગિરિધરજી, ૧૫ શ્રીગોવિંદરાયજી, ૧૬ શ્રીબાલકૃષ્ણજી, ૧૭ શ્રી ગોકુલનાથજી, ૧૮ શ્રીરઘુનાથજી, ૧૯ શ્રી યદુનાથજી, ૨૦ શ્રી ઘનશ્યામજી અને ૨૧ પોતાના ગુરૂદેવ. આમ એક વીશ નામોનાં ઉચ્ચારણ કરવાં, તે પછી દેહકૃત્ય કરવું.

**શૌચ**—શૌચનેમાટે જળનું મોટું પાત્ર ભરીને, યથાવકાશ ઘરથી અથવા ગામથી દુર શૌચ કરવા જવું દેવભૂમિ, નદી, તળાવ, રાજમાર્ગ વગેરે સાર્વજનિક ઉપયોગના સ્થાનમાં શૌચ કરવા માટે કદી પણ બેસવું નહિ. શૌચ કરવા બેસતાં પહેલાં વસ્ત્રથી મોં, નાક તથા માથાને વીટવું. ઉપવીત જમણે કાને ચઢાવવું.

**एका लिंगे गुदे पंच तथा वामकरे दश ।**
**उभयोः सप्त दातव्याः पादयोस्तु त्रिभिस्त्रिभि ॥**

**અર્થ**—મૂત્ર ઇંદ્રિયને એકવાર, ગુદાને પાંચવાર, ડાબા હાથને દશવાર, ફરી બેઉ હાથ ભેગા કરીને સાતવાર માટી સહિત જળથી ધોવા. તે પછી કોગળા કરવા. કોગળાનો વિધિ.—

**मूत्रे पुरीषे भुक्तांते रेतःप्रस्रवणे तथा ।**
**चतुरष्ट द्विषट्द्व्यष्टगंडूषः शुद्धिमाप्नुयात् ॥**

**અર્થ**- પિશાબ કરીને ચાર, શૌચ કરીને આઠ, જમ્યા પછી બાર, વિષયના અંતરમાં સોળ કોગળા કરવાથી શુદ્ધ થાય છે.

**દંતધાવન**—દાતણ કરવાનો વિધિ:—

**अपामार्गं चादरं वा द्वादशांगुलमव्रणम् ।**

**कनिष्ठांगुलिवत् स्थुलं पर्वार्धकृतकूर्चकम् ॥**

**અર્થ** અઘાડો અથવા બોરડી વગેરે વૃક્ષનાં દાતણ બાર આંગળ લાંબા, ટચલી આંગળીનાં ટેરવાં જેટલાં જાડાં લેવાં.

દાતણના સ્તુતિનો શ્લોક:—

**आयुर्बलं यशो वर्चः प्रजापशुवसूनि च ।**

**ब्रह्म प्रज्ञां च मेधां च त्वन्नो देहि वनस्पते ॥**

**અર્થ**—હે વનસ્પતે ! તુ મને આયુષ્ય, બળ, યશ, કાન્તિ, પ્રજા, પશુ, દ્રવ્ય, જ્ઞાન તથા બુદ્ધિ આપ, આ શ્લોક ભણી દાતણ કરવું, પછી બાર કોગળા કરી મુખ શુદ્ધ કરવું. વ્રતને દિવસે કાષ્ટનું દાતણ કરવુ નહિ, પણ સારી રાખથી દાત ઘસીને દાતણ કરવું.

**સ્નાન**—નાહાવાનો વિધિ—પ્રથમ આંખે જળ લગાડી, ચોટલીની ગાંઠ વાળી પ્રાણાયામ કરવો. પછી નીચે પ્રમાણે સંકલ્પ કરવો:—

**ममोपात्तदुरितक्षयद्वारा श्रीकृष्णप्रीत्यर्थं सकलकर्मयोग्यतासिद्ध्यर्थं प्रातःस्नानमहं करिष्ये ॥**

પછી ગંગાદિક તીર્થોનું આવાહન કરવું. તેનો મંત્ર:—

**पुष्कराद्यानि तीर्थानि गंगाद्याः सरितस्तथा ।**

**आगच्छंतु पवित्राणि स्नानकाले सदा मम ॥**

**श्रीकृष्णवल्लभे देवि यमूने पापहारिणि ।**

**सेवार्थं स्नातुमिच्छामि जलेऽस्मिन्सान्निधिं कुरु ॥**

આ મંત્ર ભણી ત્રણવાર સ્નાન કરવું. ટાઢા જળથી કોગળા

કરી અંતરમાં શ્રીહરિસ્મરણપૂર્વક સ્નાન કરવું. નહાતી વખતે પગના જળનો તથા એઠાજળના છાંટાનો બચાવ રાખવો બોલવું નહિ. નાહ્યા પછી અંગુઠાથી પહેલા મોઢું લુછવું, પછી આખું શરીર લુછવું પછી ધોએલાં શુદ્ધ વસ્ત્ર પહેરવાં, તથા ઓઢવાં. પછી આસન ઉપર બેસી દેહની શુદ્ધિ માટે ભગવાનનું ચરણામૃત મુખમાં લેવું, પછી આંખે તથા કપાળે લગાડવું. પછી શુદ્ધ જળથી આચમન કરી, ચોટલીની ગાંઠ બાંધવી.

**તિલક**—પછી ભગવાનના પ્રસાદી કેસર,કુમકુમ ચંદન ઇત્યાદી માં ગોપીચંદન મેળવી વૈષ્ણવોએ બાર સ્થાનોમાં બાર તિલક કરવાં.

**दंडाकारं ललाटे स्यात् पद्माकारं तु वक्षसि ।**
**वेणुपत्रनिभं बाह्वोरन्यद्दीपाकृति स्मृतम् ॥**

**અર્થ**—લલાટમાં દંડાકૃત એટલે ભગવાનના ચરણના આકારનું તિલક કરવું. વક્ષઃસ્થળ એટલે હૃદયમાં ખીલેલા કમળના આકારનું તિલક કરવું, બે બાહુપર વાંસનાં પત્રના આકારનાં તિલક કરવા અને બાકીનાં ઠેકાણાઓમાં દીવાની જ્યોતિના આકારનાં તિલક કરવાં. તીલક કરતા વખતે નીચે પ્રમાણે ભગવાનના નામોનો ઉચ્ચાર કરવો.

૧ લલાટમાં તિલકકરતાં "**केशवायनमः केशवं ध्यायामि**" ૨ દુંટીપર કરતાં "**नारायणायनमः नारायणं ध्यायामि**" ૩ હૃદયમાં કરતાં "**माधवाय नमः माधवं ध्यायामि**" ૪ કંઠમાં કરતાં "**गोविंदायनमः गोविंदं ध्यायामि**" ૫ જમણી કુખે "**विष्णवेनमः विष्णुं ध्यायामि**" ૬ જમણે હાથે કરતાં "**मधुसूदनायनमः मधुसूदनंध्यायामि**" ૭ જમણા કાનની મૂળે કરતાં "**त्रिविक्रमाय नमः त्रिविक्रमं ध्यायामि**" ૮ ડાબી કુખે કરતાં "**वामनायनमः वामनं ध्यायामि**" ૯ ડાબે હાથે કરતાં

"श्रीधरायनमः श्रीधरं ध्यायामि" ૧૦ ડાબા કાનના મૂળે કરતાં "हृषीकेशायनमः हृषीकेशं ध्यायामि" ૧૧ પીઠે કરતાં "पद्मनाभायनमः पद्मनाभं ध्यायामि" ૧૨ બોચીએ કરતાં "दामोदरायनमः दामोदरं ध्यायामि" એ પ્રમાણે બાર ઠેકાણે ભગવાનના દ્વાદશ નામ લઈ તિલક કરવાં. બાકી રહેલા કુમકુમ ને ધોઈને તે જળ "वासुदेवायनमः" એ મંત્ર ભણી માથે ચઢાવવું. બ્રાહ્મણોને ઓંકાર (પ્રણવમંત્ર) પૂર્વક ઉપર લખેલાં નામો ભણી તિલક કરવાનો નિષેધ નથી એમ ઉપનિષદમાં કહ્યું છે.

**મુદ્રાઃ**—પછી શીતળ ગોપીચંદનની મુદ્રા ધારણ કરવી તેનો વિધિ. વૈષ્ણવોએ તિલક મુદ્રા ધારણ કર્યા સિવાય કાંઈ પણ સત્કર્મો કરવાં નહિ તે વિષે બૃહન્નારદીય પુરાણમાં વચન કહે છે કેઃ—

**शंखचक्रादिरहितः पूजां यस्तु समाचरेत् ।**
**निष्फलं पूजनं तस्य हरिश्चापि न तुष्यति ॥**

**અર્થ**—ગોપીચંદનના શંખ, ચક્રાદિક મુદ્રાથી રહિત થઈ જે ભગવાનનું પૂજન કરે છે, તેનું પૂજન નિષ્ફળ થાય છે. અને શ્રીહરિ પણ તેના ઉપર પ્રસન્ન થતા નથી.

મુદ્રા કયા કયા અંગમાં કયી કયી ધારણ કરવી તેનો વિધિ. જમણા હાથના મૂળમાં એટલે ખભાથી સહેજ નીચે ચાર ચક્ર, તેની નીચે ફરી એક નામમુદ્રા, તેની નીચે એક શંખ, તેની નીચે ફરી એક નામમુદ્રા, અને તેની આજુબાજુ બન્ને મળી ચાર પદ્મ ધારણ કરવા, એજ રીતે જમણા સ્તન ઉપર વચમાં માગ રાખી ત્રણ ચક્ર ઉપરા ઉપરી કરવાં, પછી રાખેલા માગમાં એક એક એમ બે શંખ કરવા તેની આજુબાજુ બન્ને મળી ચાર પદ્મ કરવા ફરી હૃદયમાં એક નામમુદ્રા કરવા, તેની હેઠળ આજુબાજુએ મળી ચાર સંપ્રદાય મુદ્રાઓ

કરવી પછી લલાટમાં તિલકની વચ્ચે નાકના મૂળમાં એક ગદા કરવી, તેના ઉપરાઉપરી માથાના વાળ સુધી ચાર સંપ્રદાય મુદ્રાઓ કરવી, પછી ડાબે હાથે ખભાની હેઠળ ચાર શંખ, તેની હેઠળ એક નામમુદ્રા તેની હેઠળ એક ચક્ર, તેની હેઠળ ફરી એક નામમુદ્રા અને તેની આજુ બાજુ બબે મળી ચાર ગદાઓ કરવી. તેજ પ્રમાણે ડાબા સ્તન ઉપર ઉપરા ઉપરી વચમાં માગ રાખી ત્રણ ચક્રો કરવાં, રાખેલા માગમાં એક એક મળી બે શંખ કરવા, અને તેની આજુબાજુએ બબે મળી ચાર ગદાઓ કરવી. ફરી જમણા કાનની નીચેથી કંઠ સુધી જરા જરા માગ રાખી ત્રણ ચક્ર કરવાં, તેજ રીતે ડાબા કાનની નીચેથી કંઠ સુધીમાં વચ્ચે જરા જરા માગ રાખી ત્રણ ચક્ર કરવાં અને કંઠના તિલકની વચ્ચે એક ચક્ર કરવું. પછી નાભી ઉપર તથા જમણી ડાબી બન્ને કેડો ઉપર તથા પુંઠ ઉપર તથા પાછળ બોચીપર તથા તાળવાપર એક એક ચક્ર કરવું.

## ભગવત્સેવાના પ્રકાર.

વૈષ્ણવોને ભગવત્સેવા કરવી એ મુખ્ય ધર્મ છે. જે ગાદીના સેવક હોય તે ગાદીના શ્રીમદાચાર્યચરણ ગુરૂદેવ પાસે પ્રાતઃકાળથી શયનપર્યંતની સેવાવિધિ સમજી લઇ પછી પોતાના ઘરમાં શ્રીનીસેવા પધરાવવી. ઋતુઅનુસાર પૂર્ણ પ્રીતિપૂર્વક સેવા કરવી. રાજસેવા કરવાની સર્વ પ્રકારે પોતાને અનુકુળતા ન હોય તો, વૈષ્ણવોએ પોતાના શ્રીગુરૂદેવના સેવ્ય સ્વરૂપની છબી ઘરમાં પધરાવી તેમની સેવા કરવી. ઘરમાં મંદિર હોય તો તેમાં એક નાનું સીહાસન મંદિરના વેત પ્રમાણે રાખી, તે ઉપર રૂઇએલ ગાદી તકીઆ મૂકી, તેપર એક મલમલની ચાદર બીછાવવી. મુખવસ્ત્ર તકીઆપર ધરી રાખવું. પીઠના તકીઆપર મલમલનું સુંવાળું વસ્ત્ર ઘડી વાળી ધરવું. પછી

ગાદીપર શ્રીનાથજી આદી ચિત્રજીને પધરાવવા. ઋતુને અનુસરતાં વસ્ત્ર ધરાવવાં, ગુંજાની માળા ઇત્યાદિ જે શૃંગાર હોય તે ધરવા તે ઉપર મુગટ, ટીપારો, મોરપીછ ઇત્યાદિ ધરવાં શ્રીમસ્તક ઉપર પાગ ધરવી પછી ફુલની માળા ધરી, તુલસી ચ[illegible]દિમાં સમર્પવાં વેણુજી હોય તે ધરાવવાં. શુદ્ધ પવિત્ર જળ ઝારી ભરવાસારૂ લાવી રાખ્યું હોય તેમાંથી ઝારી ભરી, તેપર વસ્ત્ર વીટી પડઘાપર ધરવી. પછી શ્રીપ્રભુજીને દર્પણ દેખડાવવું. પછી મેવા તથા મીશ્રી યથાશક્તિ જે સમયે જે સિદ્ધ હોય તેનો એક કટોરીમાં ભોગ ધરવો. મંદિરનાં દ્વાર મંગળ કરી બહાર બેસી પ્રાર્થના કરવી કે હે પ્રભો ? શ્રીમહાપ્રભુજીની કાનીથી તથા શ્રીગુરૂદેવની કાનીથી ભોગ આરોગશો પછી અષ્ટાક્ષર મંત્રની પાંચ માળા તથા પોતાના શ્રી ગુરૂદેવના નામની એક માળા અવશ્ય ફેરવવી શ્રીમદ્ભાગવત શ્રીમદ્ભગવદ્ગીતા તથા ષોડશ ગ્રંથ જો વાંચતાં આવડતા હોય તો તેનો યથાશક્તિ પાઠ કરવો.

ગદ્ય પંચાક્ષર મંત્ર જપ કરવા જેવો અપરસ હોય તો તેનો પણ દરરોજ જપ કરવો. જો તેવો અપરસ ઘરમાં નહિ રહેતી હોય, તો નદી, તળાવ, વાવ કે જે જળાશય નજીક હોય તો તેમાં સ્નાન કરી ગદ્ય, પંચાક્ષર મંત્રનો જપ જરૂર કરવો.

વર્ણાશ્રમ ધર્માનુસાર સંધ્યા, ગાયત્રીનો જપ વગેરે જે વૈદિક નિત્ય કર્મ કરવાનાં હોય તે સેવાના અવકાશમાં કરવાં. ત્રણ તાલી વગાડી ભોગ ધરાવવો, આચમન મુખવસ્ત્ર કરાવી બીડી ધરાવવી, ઝારી ફરી ભરીને ધરવી. શ્રીનાં દર્શન તથા ચરણસ્પર્શ કરી પછી સુખશય્યામાં અથવા ઝાપીમાં પેઢાડવા. મંદિરનાં દ્વાર મંગળ કરી દંડવત્ પ્રણામ કરવા, પછી બ્રાહ્મણ હોય તો તેમણે પ્રસાદી અન્નથી બલી વૈશ્વદેવ કરવો, મધ્યાન્હ સમયે કોઇ અતિથી આવ્યો હોય તો તેને

અવશ્ય પ્રથમ મહાપ્રસાદ લેવડાવવો. આ ગૃહસ્થાશ્રમીઓનો ધર્મ છે. અતિથિ વખતે ન આવે કે દમેશાં તેને પ્રસાદ લેવડાવવાની પોતાની શક્તિ ન હોય તો ગૌ ગ્રાસ નિમિત્ત કાઢવો, પછી મહાપ્રસાદ લેવો. વૈષ્ણવોએ કદિ પણ અસમર્પિત એટલે અણપ્રસાદી વસ્તુ ખાનપાનમાં વાપરવી નહિ સિદ્ધાંતરહસ્ય ગ્રંથમાં શ્રીમહાપ્રભુજીએ અસમર્પિત વસ્તુ સર્વથા વર્જન કરવાની આજ્ઞા કરી છે:—

**असमर्पितवस्तूनां तस्माद्वर्जनमाचरेत ॥**

કદાપિ ઉપર લખેલો પ્રકાર પ્રવાસ, આશૌચ વગેરે ખરી અડચણના કારણથી ન પળાય તો સંપ્રદાયના ચાલતા સદાચાર પ્રમાણે ભગવત્પ્રસાદ તથા ભગવત્પ્રસાદી તુલસી તથા ભગવચ્ચરણામૃત ઉપયોગના પદાર્થોમાં ભેળવીને તેમાંનો દોષ મટાડી પ્રસાદી કરી ઉપયોગમાં લેવા આણેલા સર્વ પદાર્થોમાંથી, થોડો ભાગ પણ પ્રથમ પોતાના ઉપયોગમાં લીધો હોય તો તેમાંનો બાકીનો ભાગ તે અર્ધભુક્ત કહેવાય છે. તેવા અર્ધભુક્ત પદાર્થોનો વૈષ્ણવોએ શ્રીપ્રભુની સેવામાં ઉપયોગ ન કરવો. એવી "સિદ્ધાંત રહસ્ય" ગ્રંથમાં શ્રીમહાપ્રભુજીએ આજ્ઞા કરી છે.

## સાંજે સેવા આદિ કર્મો કરવાનો વિધિ.

વૈષ્ણવોએ સાંજે સ્નાન કરી, પાછળ બતાવ્યા પ્રમાણે તિલકમુદ્રા ધારણ કરી, સેવામાં તત્પર થવું. ઉત્થાપનથી શયન પર્યંતની સઘળી સેવા સ્નેહપૂર્વક કરવી, શયન થયા બાદ બહાર આવી, પોતાના વર્ણાશ્રમ પ્રમાણે સાયંસંધ્યા ગાયત્રી તથા અષ્ટાક્ષર પંચાક્ષરનો જપ, નિત્યપાઠ યથાવિધિ કરવા. પછી મહાપ્રસાદ લઇ પ્રથમ લખ્યા પ્રમાણે મુખશુદ્ધિ કરી બીડી લઇ સ્વસ્થ થવું. પછી ગામમાં ભગવત્ મંડળી કે સત્સમાગમ

જ્યાં થતો હોય ત્યાં વૈષ્ણવ બ્રાહ્મણને મુખે શ્રીમદ્‌ભાગવત, શ્રીસુબોધિનીજી તત્વ દીપ નિબંધ, ષોડશ ગ્રંથના સિદ્ધાંત વગેરે ગ્રંથોનું સારી રીતે શ્રવણ કરવું. સંસ્કૃત ગ્રંથો વાંચી સંભળાવનાર ન મળે તો તેના ભાષાંતરો તથા સંસ્કૃત ગ્રંથોના સિદ્ધાંતથી વિરુદ્ધ ન હોય તેવા છપા ગ્રંથો વાંચવા સાંભળવા તથા મનન કરવા વેદ, ગીતા, ભાગવત, નારદપંચ રાત્રથી વિરુદ્ધ ગ્રંથોનું શ્રવણ કદી કરવું નહિ ગામમાં તેવા સત્સ-માગમ કોઇ ઠેકાણે ન થતો હોય તો ઉપર લખ્યા પ્રમાણે પોતાના ઘરમાંજ બધા કુટુંબીઓએ ભેગા મળી આગ્રહ પૂર્વક સત્સમાગમ તથા ભગવત્કીર્તન સ્મરણ કરવું એક દિવસ પણ હરિકથા કીર્તન વિનાનો જવા દેવો નહિ નારદ પંચરાત્રમાં કહ્યું છે કે:—

**तद्दिनं दुर्दिनं मन्ये मेघच्छन्नं न दुर्दिनम् ।**
**यद्दिनं कृष्ण संलापकथापीयूष वर्जितम् ॥**

**અર્થ** (શિવજી કહે છે કે હે પાર્વતિ ! વાદળો કરીને આચ્છાદિત દિવસ તેને હું દુર્દિન માનતો નથી, પણ જે દિને શ્રીકૃષ્ણ સંબંધી કથા વાર્તારૂપી અમૃત પાન કરવાનું ન મળે તે દિવસને હું દુર્દિન (નકામો દિવસ) ગણું છું માટે સત્સમાગમ કરવાનો નિત્ય નિયમ કદી પણ ચુકવો નહિ.

**સૂવાનો વિધિ** યથાશક્તિ અષ્ટાક્ષરમંત્રનો જપ કરી પ્રથમ લખેલાં એકાદશ નામનો ઉચ્ચારણ કરી, ચરણામૃત લેઈ સુવું. ગૃહસ્થાશ્રમીઓએ શ્રીભગવાનમાં સદૈવ ઉત્તમ પ્રકારનો સ્નેહ રાખે એવા સુલક્ષણવાન પુત્ર ઉત્પન્ન થવાની ઇચ્છા રાખવી એકાદશી દ્વાદશી, અમાવાસ્યા, પૂનમ શ્રાદ્ધ વગેરે વ્રત તથા પર્વના દિવસોમાં ગૃહસ્થાશ્રમીઓએ અવશ્ય જીતેંદ્રિય રહેવું.

## વ્રત કરવાનો વિધિ.

વૈષ્ણવોએ કયાં અને કેટલાં વ્રત કરવાં જોઈએ તેને માટે પદ્મ-પુરાણના ઉત્તર ખંડમાં કહ્યું છે તે શ્લોકઃ—

**कृष्ण जन्माष्टमी रामनवम्येकादशी व्रतं ।**
**वामनद्वादशीनृसिंहस्तु चतुर्दशी ॥**
**विष्णुपंचकमित्येतं व्रत सर्वाघनाशन ।**
**नित्यं नैमित्तिकं काम्यं विष्णुपंचकमेवहि ॥**

**અર્થ**—કૃષ્ણ જન્માષ્ટમી (૧) રામનવમી (૨) ચોવીસ એકાદશી મળીને એક વ્રત (૩) વામનદ્વાદશી (૪) નૃસિંહ ચતુર્દશી (૫) એ પાંચે વ્રતો વિષ્ણુસંબંધી છે, સર્વે પાપોને દુર કરનારા છે. અને નિત્ય છે માટે એ પાંચે વ્રત વૈષ્ણવોએ અવશ્ય કરવાં તે શિવાય બીજા અન્ય દેવતાનાં વ્રતો છે તે, તે દેવતાનાં જે અનન્ય ભક્તો છે, તેઓને તે કરવાનાં કહ્યાં છે. વિષ્ણુ ભક્તોએ તો પોતાના ઈષ્ટ શ્રીકૃષ્ણચંદ્રને પ્રસન્ન કરવા સારૂ ઉપર લખેલા પાંચે વ્રતો અવશ્ય કરવાં

રામનવમી, વામનદ્વાદશી અને નૃસિંહ ચતુર્દશીના દિવસે ઉત્સવ અંતે પારણાં કરવાનો વિધિ કેટલીક ઠેકાણે છે; પણ વ્રત કરવાનો નિયમ તો છેજ તેમજ એકાદશી વ્રત પણ અવશ્ય કરવું. એમ શ્રી આચાર્યચરણ શ્રી મહાપ્રભુજીએ ખાસ કરીને આજ્ઞા કરેલ છે. અને તે દશમી વિધા હોય તે ન કરવી પણ ઉદયાત્ હોય તેજ કરવી. અમુક એકાદશીનાં વ્રત કરવાં ને અમુક ન કરવાં એવું કંઈ પ્રમાણ નથી શ્રી મહાપ્રભુજીએ તો બધાં વ્રત કરવા આજ્ઞા કરેલા છે. તેમાં ન્યુનાધિક કંઈ છેજ નહિ

## માળા ધારણ કરવાનો વિધિ.

તુળસીની માળા (કંઠી) ધારણ કરવી તે વિષે નિર્ણયસિંધુમાં

પુરાણનું વાક્ય:—

**निवेद्य केशवे मालां तुलसीकाष्ठसम्भवां ।**

**वहते यो नरो भक्त्या तस्य नैवास्ति पातकम् ॥**

**અર્થ**—તુળસીના કાષ્ટથી બનેલી માળા શ્રીહરિને પ્રથમ અર્પણ કરીને પછી જે, તે માળાને ભાવસહિત પહેરે છે તેના શરીરમાં પાતક રહેતું નથી. એ મંત્રથી ભગવાનને ધરાવીને પ્રસાદી કરવી પછી તે માળા ધારણ કરવી તેનો મંત્ર, નિર્ણયસિંધુમાં પુરાણનો શ્લોક:-

**तुलसीकाष्ठसम्भुते माल कृष्णजनप्रिये ।**

**बिभर्मि त्वामहं कंठे कुरु मां कृष्णवल्लभम् ॥**

**એ મંત્ર ભણીને માળા પહેરવી**—તુળસીમાળાનું માહાત્મય સ્કંદપુરાણના માર્ગશીર્ષ મહાત્મ્યમાંનો શ્લોક:—

**तुलसीकाष्ठमालाभिर्भूषितः पुण्यमाचरेत् ।**

**पितृणां देवतानां च कृतंकोटिगुणं कलौ ॥**

**અર્થ**—પિતૃકાર્ય અને દેવકાર્યને વિષે તુળસીની માળા પેહેરીને કાર્ય કરે તો તેને કળીયુગમાં કોટીગણું ફળ મળેછે. તુળસીની માળા સદૈવ ધારણ ન કરે તો દોષિત થવાય છે, તે વિષે સ્કંદપુરાણમાં લખ્યું છે કે:-

**येषां न तुलसीमाला ते नरा मूढमानसाः**

**'अन्नं विष्ठा जलं मूत्रं पीयूषं रुधिरं भवेत् ॥**

**अतस्सर्वेषु कालेषु न त्याज्या कंठमालिका ।**

**क्षणार्धं तद्विहीनो यः विष्णुद्रोही न संशयः ॥**

**અર્થ**—જેણે કંઠમાં તુલસીની માળા ધારણ કરી નથી તેને મૂઢબુદ્ધીવાળા જાણવા, અને તે અન્ન ખાય છે તે વિષ્ટા બરાબર છે,

અને જળનું પાન કરે છે તે મૂત્ર બરાબર છે; અને દુધ પીએ છે તે લોહિ બરાબર છે. એ કારણ માટે કંઠમાંથી તુળસીમાળાનો કોઇ પણ કાળે ત્યાગ ન કરવો, જો અર્ધક્ષણ માત્ર પણ ત્યાગ કરે તો શ્રી વિષ્ણુનો દ્રોહી થાય છે. તેમાં સંશય નથી

## વૈષ્ણવોએ ત્યાગ કરવાલાયક વસ્તુઓ.

જે વસ્તુ શાસ્ત્રમાં નિષેધ કરેલી હોય તેનો પ્રયત્ને કરીને ત્યાગ કરવો. કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને મત્સરના એ છએ દુર્ગુણોનો ત્યાગ કરવો. પરસ્ત્રી નર્ક સમાન ગણી કદાપિ તેનો સંગ કરવો નહિ તેમજ દુર્જન બહિર્મુખ અને નાસ્તિકનો સંગ કરવો નહિ. માતા, બેન, દીકરી વગેરે કોઇ પણ સ્ત્રીની સાથે એકાંતમાં બેસવું નહિ તેમજ ગુહ્ય ભાષણ કરવું નહિ પરસ્ત્રીનો સંગ આ લોક અને પરલોકમાં નાશ કરનાર છે. દશમી વિંધવાળી એકાદશી કરવી નહિ જયંતીવ્રતો વિધા તિથિઓમાં કરવાં નહિ, તામસી આહાર કરવો નહિ, સુતકનું અન્ન એકાદશાહનું ભોજન, બારમાનું ભોજન, પ્રેત ભોજન વગેરેનો ત્યાગ કરવો લશણ, ડુંગળી (કાંદા) ગાજર, કાળીંગડું, તડબુચું રાતો મૂળો, ધોળું વંત્યાક તથા કેફ ચડે એવા પદાર્થોના ત્યાગ કરવો. જુગાર રમવો નહિ. નિષિદ્ધ આહાર કરવાથી બુદ્ધિ ભ્રષ્ટ થાય છે, ને બુદ્ધિનો નાશ થવાથી આત્માનો નાશ થાયછે. વળી શ્રીમદ પ્રભુજીએ નિબંધમાં પણ આજ્ઞા કરી છે તે શ્લોકઃ -

**स्वधर्माचरणं शक्त्या । विधर्माच्च निवर्तनम् ॥**

**इंद्रियाश्वविनिग्राहः । सर्वथा न त्यजेत्त्रयम् ॥**

અર્થ—પોતાની શક્તિ પ્રમાણે સ્વધર્મનું આચરણ કરવું, અને વિધર્મથી ( ધર્મથી ઉલટું તે વિધર્મ ) દૂર રહેવું, તથા ઇંદ્રિયરૂપી ઘોડાને નિયમમાં રાખવો. એ ત્રણનો કોઈ પણ પ્રકાર ત્યાગ કરવો નહિ.

# શ્રીમદ્ વલ્લભકુળના બાળકોના જન્મદિવસની નોંધ ગુજરાતી માસ પ્રમાણે.

| | | |
|---|---|---|
| શ્રીઆચાર્યજી મહાપ્રભુજી | ચૈત્ર વદી | ૧૧ |
| શ્રીગોપીનાથજી | ભાદરવા વદી | ૧૨ |
| શ્રીગુસાંઇજી | માગશર વદી | ૯ |

**શ્રી ગુસાંઇજીના સાત બાળકો કે જે સાત ગાદીના ટિકેત કહેવાય છે તેમના જન્મદિવસ.**

| | | | |
|---|---|---|---|
| ૧ | શ્રીગિરિધરજી | કારતક સુદી | ૧૨ |
| ૨ | શ્રીગોવિંદરાયજી | ,, વદી | ૮ |
| ૩ | શ્રીબાલકૃષ્ણજી | ભાદરવા વદી | ૧૩ |
| ૪ | શ્રીગોકુલનાથજી | માગશર સુદી | ૭ |
| ૫ | શ્રીરઘુનાથજી | કારતક સુદી | ૧૨ |
| ૬ | શ્રીજદુનાથજી | ચૈત્ર સુદી | ૬ |
| ૭ | શ્રીઘનશ્યામજી | કારતક વદી | ૧૩ |

**હાલ ભુતળ ઉપર ૪૩ બાળકો બીરાજે છે તેમના જન્મદિવસ.**

### ૩ શ્રીજીદ્વારમાં.

| | | | |
|---|---|---|---|
| ૧ | તિલકાયિત શ્રીગોવર્દ્ધનલાલજી | શ્રાવણ વદી | ૧ |
| ૨ | ,, શ્રી દામોદરલાલજી | પોસ સુદી | ૬ |
| ૩ | શ્રી ગોપેશ્વરલાલજી | ,, | ૫ |

### ૪ શ્રી કાંકરોલીમાં.

| | | | |
|---|---|---|---|
| ૧ | શ્રીબાલકૃષ્ણલાલજી | અષાડ વદી | ૧૩ |
| ૨ | શ્રીદ્વારકેશલાલજી | જેઠ વદી | ૬ |
| ૩ | શ્રીવ્રજભૂષણલાલજી | મહા વદી | ૨ |
| ૪ | શ્રીવિઠ્ઠલનાથજી | પોસ વદી | ૯ |

### ૧ શ્રી કોટામાં.

| | | | |
|---|---|---|---|
| ૧ | શ્રી મુરલીધરલાલજી | ભાદરવા વદી | ૮ |

### ૩ શ્રી મથુરાંજીમાં.

| | | | |
|---|---|---|---|
| ૧ | શ્રીરમણલાલજી | કારતક વદી | ૧ |
| ૨ | શ્રી ગોપાલલાલજી | ,, વદી | ૭ |
| ૩ | શ્રી વ્રજપાલલાલજી | આસો વદી | ૧૩ |

### ૩ શ્રી કામવનમાં.

૧ શ્રીગોપાલલાલજી — અષાડ સુદી ૨
૨ શ્રીરમણલાલજી — કારતક વદી ૮
૩ શ્રીવલ્લભલાલજી — અષાડ સુદી ૩

### શ્રી શેરગઢ (હાલ વડોદરા)

૧ શ્રીગિરિધરલાલજી — ભાદરવા વદી ૧૨
૨ શ્રીવલ્લભલાલજી — ,, વદી ૭

### ૩ શ્રી ચાપાસેનીમાં.

૧ શ્રી વ્રજનાથજી — શ્રાવણ વદી ૧૦
૨ શ્રી વિઠ્ઠલનાથજી — ,, વદી ૧૨
૩ શ્રીદ્વારકેશલાલજી — માગશર સુદી ૧૪

### ૫ શ્રી પોરબંદરમા

૧ શ્રીઘનશ્યામલાલજી — અષાડ સુદી ૮
૨ શ્રીદ્વારકેશલાલજી — ચૈત્ર વદી ૧
૩ શ્રીદામોદરલાલજી — ભાદરવા વદી ૩
૪ શ્રીજીવણલાલજી — માગસર સુદી ૧૩
૫ શ્રી પુરૂષોત્તમલાલજી — ,, વદી ૧૩

### ૭ શ્રી મુંબાઇમાં.

૧ શ્રીગોકુળનાથજી — ભાદરવા સુદી ૧૨
૨ શ્રીગોવર્દ્ધનેશજી — શ્રાવણ વદી ૯
૩ શ્રીરણછોડલાલજી — માગશર વદી ૭
૪ શ્રીવલ્લભલાલજી — પોસ વદી ૯
૫ શ્રીદ્વારકેશલાલજી — જેઠ સુદી ૯
૬ શ્રીગોવર્દ્ધનલાલજી — ભાદરવા વદી ૩
૭ શ્રીવાગધીશલાલજી — જેઠ વદી ૧૪

### ૨ શ્રી સુરતમાં.

૧ શ્રીવ્રજરત્નલાલજી — ભાદરવા સુદી ૭
૨ શ્રીકુંજબિહારીલાલજી — ફાગણ શુદી ૧૧

### ૧ શ્રી નડીઆદમાં.

૧ શ્રીઅનિરૂદ્ધલાલજી — ભાદરવા સુદી ૧૨

### ૨ શ્રીરાજનગરમાં (અમદાવાદ)

૧ શ્રીમધુસુદનલાલજી — માહા સુદી ૪
૨ શ્રીરણછોડલાલજી — પોસ વદી ૧૧

### ૨ શ્રી કાશીમાં.

૧ શ્રીગિરિધરલાલજી — માહા સુદી ૧૫
૨ શ્રીમુરલીધરલાલજી — ચૈત્ર સુદી ૧૨

### ૧ શ્રી જુનાગઢમાં

૧ શ્રીરઘુનાથલાલજી — આસો સુદી ૧૩

### ૨ શ્રી ઇંદોરમાં.

૧ શ્રીદેવકીનંદજી — વૈશાખ વદી ૧૧
૨ શ્રીકૃષ્ણરાયજી — અષાડ વદી ૧૩

### ૨ શ્રી દ્વારકાં બેટમા

૧ શ્રી પ્રદ્યુમ્નલાલજી — માહા વદી ૧૨
૨ શ્રીગોપિકાવલ્લભલાલજી — અષાડ સુદી ૨

॥ શ્રી કૃષ્ણાય નમઃ ॥

# ✻ શ્રીનાથજીનું ધોળ. ✻

## ધોળ ૧ લું.

સાખી.

માળા ગકી સોહામણી, શોભા વર્ણી ન જાય;
ગોસ્વામિ બાલક સહુ, માળા પહેરે ત્યાંય.

વલણ.

છઠી ઘર શ્રીજમુનાજી કુંજ ધામ રે,
મારૂં મન તો લાગ્યું છે એજ ધામ રે;
મંજુસ ઘર તો કહીએ અભિરામ રે,
સાહેલી આનંદ ઉર ન સમાય રે. સાહેલી. ૧
મણિ કોઠા તે મણિમય રૂપરે;
શ્રી કુંવારિકાના કુંજ અનૂપ રે,
ત્યાં જોઇને મોહ્યા વ્રજ ભૂપ રે. સાહેલી. ૨

મંદિર અક્ષર બ્રહ્મ કરી જાણો રે;
ત્યાં બીરાજે શ્રીગોવર્દ્ધન રણો રે,
શ્રીચંદ્રાવલીની કુંજ મન આણો રે. સાહેલી. ૩
સજ્યા મંદિર શ્રીપ્યારીજીના કુંજ રે;
શ્રીસ્વામિનિજી છે રસના પુંજ રે,
બાલા રમણ કરે બેઉ સંગ રે.     સાહેલી. ૪

સાખી.

દર્શન આપ્યા શ્રીનાથજી, પૂરી મનની આશ;
લોચન મન શીતળ થયાં, શ્રીમુખ નિરખ્યા ચંદ્રપ્રકાશ.

વલણ.

મન મોહ્યું શ્રીસુંદર શ્યામ રે,
છોડી નહિં તો જાઉં એજ ધામ રે;
મારૂં ચિત્તરે ચોર્યું અભિરામ રે,
શામળીયા વહાલા વરણી ગયા રે.     શા. ૧
નેત્ર કમલને ભૃકુટી કમાન રે,
મોર મુકટને કુંડલ કાન રે;
સુથન કાછનીની શોભા પરવારી રે.     શા. ૨
શ્યામ ચોટી દીસે છે લે લાળી રે,

સખી શ્રીમુખની બલિહારી રે. શા. ૩
લાલ પહેરે પીતાંબર પટકારે,
નિત્ય નૌતમ કરે વહાલો લટકારે;
મારૂં ચિત્ત તો ચરણમાં અટકે રે. શા. ૪
નિત્ય નૌતમ કરે છે શંગાર રે,
બહુ રત્ન ને મોતીના હાર રે;
નિરખિ લોચન થયાં છે નિહાલ રે. શા. ૫

સાખી.

કમલ નેંન પ્યારા પ્રભુ, મારા જીવન પ્રાણ;
ચરન કમલ પરસું સદા, વસું સદા એજ ધામ.

રાસડો.

સૈયર મન મોહ્યા શ્રીનાથજી છબીલા,
હાં હાં રે એઉના લોચન કુટિલ અરૂવીલા. સૈયર-૧
જગ મોહન શ્રીજમુનાજીની કુંજ.
હાં હાં રે વ્રજભકત ઉભા છે અલી પુંજ. સૈયર-૨
રત્ન તે ચોકમાં રત્ન મણિ જડીયા,
હાં હાં રે વ્રજભક્ત શ્રીમુખ જોઇ અડીયા. સૈયર-૩
શ્રીલલિતાજીના કુંજ સદન ધામ,

હાં હાં રે કીરતનિયા ગલીછે એનું નામ. સૈયર-૪
રાગ રાગણી સપ્ત સૂર તીન ગ્રામ,
હાં હાં રે સ્વરૂપ સહીત ઉભા છે એજ ધામ.સૈયર-૫
તાલ મૃદંગ સારંગી બેનું બાજે,
હાં હાં રે કોકિલ કંઠ મધુર સૂર સાજે. સૈયર-૬
જન્મ દીવસના ત્યાં થાય છે આનંદ,
હાં હાં રે જમે નંદ સુવન દોઉ સંગ. સૈયર-૭
સમે સમેના ગુણ ચરિત્ર ત્યાં ગાતાં,
હાં હાં રે પ્રાણનાથના ત્યાં દર્શન થાતાં. સૈયર-૮
વસ્ત્ર તે ઘરની છત છે ન્યારી,
હાં હાં રે નીચે ગોપી ગ્વાલની તિબારી. સૈયર-૯
આનંદ ગલી રંગીલી ગલી સોહે,
હાં હાં રે અન્નકોટની રસોઈ ત્યાં જોઇએ. સૈયર-૧૦
ઘરેણાં ઘર માણેક ચોક સાજે,
હાં હાં રે પંખા ગલીમાં બેનું ત્યાં બાજે. સૈયર-૧૧
કૃષ્ણ કમલા શ્રીમુખપર વારી,
હાં હાં રે મારૂં ચિત્ત ચોર્યું ગિરિધારી. સૈયર-૧૨

# શ્રી સર્વોત્તમજીનું ધોળ.

## ધોળ ૨ જું,

ભલે પ્રગટ્યા શ્રીવલ્લભદેવ, શ્રીપુરૂષોત્તમ ભૂતલ ફરીજી;
નહિ પ્રાકૃત ધર્મનો લેશ, અપ્રાકૃત નિજવપુ ધરીજી. ૧
કરે નિગમ નિરૂપણ એમ, તે સાકારની સ્તુતિ કરીજી;
મહા કળિ કાળાદિક દોષ, પંડિત દૃષ્ટિ તિમિર ભરીજી. ૨
મહિમા નવ જાણે જેહ, તે કહીએ ખરાસુર અરિજી;
વહાલે દયા કરી મુખરૂપ, નિજલીલા પ્રાકટ કરીજી. ૩
જેની વાણી અતિ દુર્બોધ, થાયે સુબોધ જેને કરીજી;
તેના અષ્ટોતર શતનામ, તે કહીએ મહાઅઘ હરિજી. ૪
જેના ઋષિવર અગ્નિકુમાર, જગતીછંદ નામે ધરીજી;
શ્રીકૃષ્ણ કમળ મુખદેવ, બીજ દૃષ્ટિ કરૂણા ભરીજી. ૫
જેની ભકિતમાં અંતરાય, તે નાશને પ્રયોજન સહીજી,
આપે અધરામૃતની સિદ્ધિ, તે મધ્યે નિશ્ચે કરીજી. ૬

ઢાળ.

વહાલો આનંદ[*][1] પરમાનંદ[2] કહેવાય,

---

* જે શબ્દ ઉપર ૧ થી ૧૦૮ સુધી આંકડા મુકવામાં આવ્યા છે તે જગાએ આચાર્ય શ્રીમહાપ્રભુજીનાં નામ સમજવાં.

શ્રીકૃષ્ણ[૩] કમળ મુખ કૃપાનિધિ[૪] થાય. ૭

વહાલો દૈવી[૫] ઉદ્ધારણ પ્રયત્ન ઉપાય,

જેના સ્મરણ[૬] માત્રથી આરતિ જાય. ૮

શ્રીભાગવત[૭] ગુઢાર્થ પ્રકટાય,

સાકાર[૮] બ્રહ્મનો વાદ સ્થપાય. ૯

વેદ[૯] પારંગ ચૌદ ભુવન કહેવાય.

માયાવાદ[૧૦] નિરાકૃત સહુ મીલિ ગાય. ૧૦

સર્વવાદિ[૧૧] નિરાસ કીધા તે લખાય,

ભક્તિ[૧૨] માર્ગ સરસ કમળ વિકસાય. ૧૧

સ્ત્રી[૧૩] શુદ્રાદિકને ઉદ્ધારવા સમર્થ,

જેના સાધન બળથી ન થાય અર્થ. ૧૨

અંગીકાર[૧૪] માત્રથી સર્વ સ્વકીયે,

કીધા શ્રીગોપીજન પતિને પિયે, ૧૩

[૬૫]અંગીકાર કરે મર્યાદાનું સાર,
[૬૬]મહાકરૂણાવંત [૬૭]*સમર્થ અપાર. ૧૪
વહાલો [૬૮]અદેયદાન દેવાને ચતુર,
[૬૯]મહાઉદાર ચરિત્ર કરે બહુ પુર. ૧૫
લીલા દેખાડી [૨૦]પ્રાકૃતની જેહ,
તે મિષે મોહ્યા સુર રિપુ તેહ. ૧૬
[૨૧]વૈશ્વાનર [૨૨]શ્રીવલ્લભ છે નામ,
વહાલો [૨૩]સુંદર રૂપ [૨૪]સ્વજન હિત કામ. ૧૭
[૨૫]કૃષ્ણ ભક્તિ કરે જન શિક્ષાકાજ,
આપે [૨૬]અખિલ ઇષ્ટ શ્રીવલ્લભરાજ. ૧૮
[૨૭]સર્વલક્ષણથી સંપન્ન વિવેક,
[૨૮]શ્રીકૃષ્ણ જ્ઞાન [૨૯]દાતા ગુરૂ એક. ૧૯

---

* અગ્નિ.

પોતાના આનંદ[૩૦] થકી બહુ પુષ્ટ,
એના કમળ[૩૧] પત્રસે નેત્ર સંતુષ્ટ. ૨૦

કૃપા દષ્ટિની[૩૨] વૃષ્ટિથી હરખ્યાં મન,
તે દાસ દાસી પતિપ્રિય[૩૩] છે અનન્ય. ૨૧

રોષ[૩૪] દષ્ટિ કરે ભકિત શત્રુ પ્રજાળ,
ભકત સેવંતા[૩૫] સુખસેવા[૩૬] રસાળ. ૨૨

જીરે ભકિત વિના નહિ સેવા સાધ્ય,
તે કારણથી કહિએ દુરારાધ્ય[૩૭]. ૨૩

જેના ચરણ સરોજ દુર્લભ[૩૮] દરસાય,
તેના ઉગ્ર[૩૯] પ્રતાપ ત્રૈલોક કહેવાય. ૨૪

વચનામૃત[૪૦] કરી પુર્યા સેવકના અર્થ,
શ્રીભાગવત[૪૧] અમૃત મથન સમર્થ. ૨૫

તેનો[૪૨] સાર કહીયે વ્રજ સુંદરિનો ભાવ,
તે પરિપૂરણ છે દેહ ભરાવ. ૨૬

સાન્નિધ્ય[૪૩] માત્રથી દાન કરે કૃષ્ણ પ્રેમ,
ભકિત મુકિત[૪૪] દેવાનું એહુને નેમ. ૨૭

એક રાસલીલામાં[૪૫] તેમનું તાન,
પ્રભુ કૃપા[૪૬] કરીને કરે કથાનું દાન. ૨૮

વહાલો વિરહના[૪૭] અનુભવને હેતે કાજ,
સર્વ ત્યાગ જણાવ્યો શ્રીવલ્લભરાજ. ૨૯

ઉપદેશ કર્યો ભકિત[૪૮] માર્ગ આચાર,
લોક માંહે કર્યો કર્મ[૪૯] માર્ગ પ્રચાર. ૩૦

વેદ શાસ્ત્ર કહ્યાં યજ્ઞાદીક[૫૦] દાન,
તેનું ફળ મર્યાદા ભકિત નિદાન. ૩૧

પ્રભુ[૫૧] પુર્ણાનંદ છે પૂરણ[૫૨] કામ,
સરસ્વતિનાપતિ[૫૩]દેવઈશ[૫૪] અભિરામ. ૩૨

વહાલે સહસ્ર[૫૫] કહ્યાં પુરૂષોત્તમ નામ,
નિજજનને[૫૬] આશ્રયનું છે ધામ. ૩૩

ભક્તિ[૫૭] માર્ગની રીતે કરવા ઉપદેશ,
બહુ ગ્રંથ કરીને ટાળ્યો સંશયનો લેશ. ૩૪

જેને પામવાને છોડયા પ્રાણથી[૫૮] પ્રિયે,
એવા ભકત[૫૯] સમાજ બિરાજે શ્રીએ. ૩૫

આપ સાધન[૬૦] કરે નિજ દાસને કાજ,
એવા સમર્થ[૬૧] શ્રીવલ્લભ મહારાજ. ૩૬

કરવા ભક્તિ[૬૨] પ્રચારક ભૂતલ માંહિ,
વશ કીધા પિતા[૬૩] થઈને ગ્રહી બાંહી. ૩૭

સર્વે સામર્થ્ય ધર્યું પોંતાને[૬૪] વંશ,
ગર્વ[૬૫] દુર કરી ટાળ્યો સંશયનો અંશ. ૩૮

પ્રભુ પતિવૃતાના[૬૬] પતિ સાક્ષાત,
કરે યહ લોક પરલોક[૬૭] દાન વિખ્યાત. ૩૯

જેના અંતઃકરણ છે શુદ્ધ[૬૮] અપાર,
અંગીકૃત્ય[૬૯]ને જણાવ્યો મનનો વિચાર. ૪૦

ઉપાસનાદિક[૭૦] માર્ગ જે અન્ય,
તેનો મોહ ટાળીને કીધા સેવક અનન્ય. ૪૧

કર્યો નિશ્ચે જે ભક્તિ[૭૧] સર્વથી વિશેષ,
ક[illegible] શરણ[૭૨] માર્ગનો જુવો ઉપદેશ. ૪૨

શ્રીકૃષ્ણ[૭૩]ના મનની જાણે વાત,
લીલા[૭૪]કુંજ બિહારી પરિપૂર્ણ ગાત. ૪૩

કથા[૭૫]રસ મગ્ન સદા છે ચિત્ત,
વીસર્યું[૭૬] સૌ તે થકી બીજું વિત્ત. ૪૪

પ્રિય[૭૭] છે ઘણું વ્રજ[૭૮]ને વ્રજનો વાસ,
કરે પુષ્ટિ[૭૯] લીલા એકાંત વિલાસ[૮૦]. ૪૫

કરે ભક્તેચ્છા[૮૧] પરિપૂરણ દાન,
નહિ નિજ લીલા[૮૨]નું કોઇને જ્ઞાન. ૪૬

અતિ મોહિત[૮૩] જેનું *શીલ ઘણું,
નહિ લોક વિશે આસકિત[૮૪]+ અણું. ૪૭

નિજ ભકત[૮૫] વિષે આસકિત છે એક,
પ્રભુ પાવન[૮૬] કીધા પતિત અનેક. ૪૮

જે કરે પોતાના[૮૭] ગુણનું ગાન,
તેને હૃદય કમળ રહેવાનું સ્થાન. ૪૯

નિજ યશરૂપી[૮૮] અમત લહેરી,
તેથી ભીંજવી સર્વ રસ વાસના હરિ. ૫૦

પ્રભુ પોતે સર્વ થકી છે પર[૮૯],
ન કરે તુલ્યતા કોઈ અવર. ૫૧

લીલારસ[૯૦] અમત તરંગ બહુ,
ભીંજવ્યા છે ભકત શરીર સહુ. ૫૨

રૂચિ આપે ગોવર્દ્ધન[૯૧]ગિરિ વાસ.
તે લીલામાં[૯૨] છે અતિશે ઉલ્હાસ. ૫૩

* સ્વભાવ. + જરા.

કરે [૯૩]યજ્ઞભોગ ને [૯૪]યજ્ઞકર્મ,
આપે અર્થ કામ ને [૯૫]મોક્ષ ધર્મ. ૫૪

પ્રભુ [૯૬]સત્ય વચન છે ×[૯૭]ત્રિગુણાતીત,
નીતિ [૯૮]ચતુરાઇ છે અતિ અગણિત. ૫૫

કરવા [૯૯]પોતાની કીર્તિ પ્રકાશ્ય,
કર્યું [૧૦૦]વ્યાસસૂત્રનું નૂતન ભાષ્ય. ૫૬

અતિ તુચ્છ *તૂલ જે [૧૦૧]માયાવાદ.
કરી ભસ્માગ્નિ સ્થાપ્યો ×[૧૦૨]બ્રહ્મવાદ. ૫૭

[૧૦૩]*અપ્રાકૃત ભૂષણની અતિ કાન્તિ,
હસતાં [૧૦૪]મુખ શોભે છે બહુ ભાન્તિ. ૫૮

[૧૦૫]પ્રસુતિન લોકના ભૂષણ સાર,
પ્રગટ્યા [૧૦૬]ધરણીનું ભાગ્ય અપાર. ૫૯

પ્રભુ [૧૦૭]સુંદરતા છે અતિ અનૂપ,
કેમ વર્ણન કરી શકું એ સ્વરૂપ. ૬૦

---

*ત્રણ ગુણથી પર. *રૂ (કપાસ) ×શુદ્ધાદ્વૈત. *માયારહીત.

સૌ માગે છે પોતાના જન,
ચરણાર્વિંદની રજજે ધન. ૬૧
એ કહ્યાં એકસોને આઠે નામ,
શ્રીવલ્લભ આનંદનું છે ધામ. ૬૨

વલણ.

જે કોઇ શ્રદ્ધા કરી નિત્ય ગાયેરે,
તેનું મન પહેલું સ્થિર થાયેરે. ૬૩
અધરામૃતની સિદ્ધિ પામેરે;
તેમાં સંશયનું નહીં નામેરે. ૬૪
એ પામ્યા વિના મોક્ષ છે હીનરે,
તેના ફળમાં મુકિત છે લીનરે. ૬૫
તેથી સર્વોત્તમ જપ કરવોરે,
શ્રીકૃષ્ણ રસે મન ભરવોરે. ૬૬
શ્રીવિઠ્ઠલ *ઉચ્ચરિત એ નામરે,
જે ગાય પૂરે તેનાં કામરે. ૬૭
તેનો જન્મ સફળ કરી લેખેરે,
શ્રીવ્રજભુષણનાં સુખ દેખેરે. ૬૮

*કહેલાં.

# સિદ્ધાંત રહસ્યનું ધોળ.

## ધોળ ૨ જું.

પુષ્ટિમાર્ગ સિદ્ધાંતની, સાંભળ કહું એક વાત;
શ્રાવણ સુદિ એકાદશી, વચન કહ્યાં જે રાત. ૧
શ્રીમદ્ વલ્લભને મન. ચિંતા ઉપની એહ;
આજ્ઞા બ્રહ્મસંબંધની, પ્રભુજીએ કીધી તેહ. ૨
પોતાના જીવ જાણીને, ચિંતા ધરી મન માંહ;
આતુરતા દીઠી ઘણી, શ્રીજી પધાર્યા ત્યાંહ. ૩
ત્યારે શ્રીજી એમ બોલીયા, સાંભલો વલ્લભરાય;
નામ સમર્પણ જે કરે, તેનાં પ્રાયશ્ચિત જાય. ૪
તમે છો શ્રીપુર્ણપુરૂષોત્તમ, જીવ છે દોષ સહિત;
ઉદ્ધારણ કારણ પ્રભુ કહું ધરી મન ચિત્ત. ૫
જીવમાત્ર હોય જે કોઇ આવે તમારે શરણ;
તે ઉપર કરૂણા કરિ, રાખિશ મારે ચરણ. ૬
પવિત્રાં કરી સૂત્રનાં, પહેરાવ્યાં શ્રીજગદીશ;
કેસરી રંગે રંગીયા, તાર ત્રણસેં ત્રણ વિસ. ૭
મીશ્રી ભોગ ધરાવીને, વસ્ત્ર પેહેરાવ્યાં તેણીવાર;
કોર છેડા કર્યા કેસરી, ધોતી ઉપરણા સાર, ૮

ભકત મનોરથ પૂરવા શ્રીજીએ કીધો શ્રમ;
નામ સમર્પણ આપીને, રાખ્યો વૈષ્ણવ ધર્મ. ૯
વળતાં શ્રીજી એમ બોલીયા. હરખિ શ્રીમહારાજ;
સંદેહ ટાળ્યો જીવનો, સરશે સેવકનાં કાજ. ૧૦
શ્રીગિરિધારીજી મંદીરે પધાર્યા,એ સુખ કહ્યાં નવ જાય,
હરિદાસ શોભા જોઇને આનંદ મંગલ ગાય. ૧૧

# શ્રીનવરત્નનું ધોળ.

## ધોળ ૪ થુ.

શ્રીમદ્ વલ્લભ શ્રીમહાપ્રભુને નમુજી,
શ્રીવિઠલેશ પ્રભુ લાગું પાય;
શ્રીબાલકૃષ્ણજીને પ્રણમુંજી,
શ્રીવ્રજભુષણજી પરમકૃપાળ. શ્રીમ૦ ૧
શ્રીવલ્લભદેવે ચહા કરૂણા કરીજી.
જેથી જીવનનું કારજ થાય;
સર્વે વૈષ્ણવની કૃતિ એહ છે જી,
સઘળી ચિંતા નિવૃત થાય. શ્રીમ૦ ૨
દૃઢ આશરો શ્રીમહાપ્રભુજીનો રાખીએજી,

ચિંતા નવ ધરીએ લગાર;
સર્વે આત્મા શ્રીજીને સમરપીએજી,
એ છે ભકત તણો આધાર.                    શ્રીમ૦ ૩
પુષ્ટિ માર્ગમાં શ્રીજી રહે સદાજી,
જીવ કીધા છે અંગીકાર;
લૌકિકની ગતિ ન આપે કદાજી,
પ્રભુ નથી જોતા અધિકાર.                    શ્રીમ૦ ૪
નામ નિવેદન કીધા થકીજી,
પ્રભુ રાખે પોતાની પાસ;
વશ ન થાય એ પ્રભુ કો થકીજી,
વશ થઈ રહ્યા વલ્લભી પાસ.                    શ્રીમ૦ ૫
નિવેદન મંત્રનું સ્મરણ કરવુંજી,
સર્વદા ભગવદિય સાથ;
અવૈષ્ણવની સંગે ન ફરવુંજી,
કૃપા થાય તો શ્રીજી હાથ.                    શ્રીમ૦ ૬
ફળની ચિંતા નવ રાખીએજી,
પ્રભુ સર્વેશ્વર કહેવાય;
સર્વના આત્મા શ્રીજી સાક્ષી છે જી,
દુર ભકતથી કેમ રહેવાય.                    શ્રીમ૦ ૭

પ્રભુને ગમે તે ખરૂં એમ જાણવુંજી,
હરિનું બીરદ છે દીનદયાલ;
સ્ત્રી પુત્રાદિક પુષ્ટિમાં આણવાજી,
યોગ્યતા ન વિચારે દયાળ. શ્રીમ૦ ૮
નિવેદન કરવું સર્વે સંગાથશુંજી,
અન્ય વિનિયોગની ચિન્તા ન આણ,
અજ્ઞાની હોય કિંમ્વા જ્ઞાનીશું જી,
સમજું હું અધિક એવું ન જાણ. શ્રીમ૦ ૯
જેણે આત્મા નિવેદન કીધો છે જી,
તેના ઉદ્ધારનો સંદેહ ન આણ;
પ્રાણ સંગાથે શ્રીમહાપ્રભુજીને દીધું છેજી,
તેથી સંશય મનમાં ન આણ. શ્રીમ૦ ૧૦
સમર્પણ મંત્ર મહા સમર્થ છે જી,
ના જાણશો ઓછી વાત;
એ કોઈ અંશ કળા નથી પૂર્ણ છે જી,
શ્રીજી પુરૂષોત્તમ સાક્ષાત. શ્રીમ૦ ૧૧
પ્રભુ પોતે સર્વથી પર છે જી,
વળી મહા સમર્થ છે એ નાથ;
ભકતનાં દુઃખ હરતા સુખકારી છેજી.

ચિંતા નવ કીજીએ માથે નાથ.     શ્રીમ૦ ૧૨
લૌકિક વૈદિક જે કર્મ છેજી,
તે સિદ્ધ હરિ થવા દે નહિં;
તો એ સેવા સ્મરણ ધર્મ છેજી,
તેથી મન દુર કીજે નહિં.     શ્રીમ૦ ૧૩
પુષ્ટિમાર્ગમાં શ્રીજી રહે સદાજી,
વળી જીવનું કીધું શું હોય;
પ્રભુ કરે તે સુખ માની રહીયેજી,
સાક્ષી થઇ રહે સુખ હોય.     શ્રીમ૦ ૧૪
દિનતા ભાવ મનમાં રાખીએ જી,
બીજા સાધનનું નથી કામ;
સર્વદા સેવા કરી શ્રીજી સાધવાજી,
ગુરૂનિ આજ્ઞા થકી એ કામ.     શ્રીમ૦ ૧૫
ગુરૂની આજ્ઞા ઉલંઘન નવ કીજીએજી,
શ્રીજીની ઇચ્છાએ થાય તે થાય;
આપણું મન ગુરૂને દીજીએજી,
પ્રભુથી અધિક રાખીએ ભાવ.     શ્રીમ૦ ૧૬
સેવા કરો નિત્ય ચિત્ત પ્રીતશુંજી,
તો સુખી થાશો આ યુગમાંહે;

પરિક્ષા અર્થે શ્રીજી કદા નવ સુણેજી,
ન ઉદ્વેગ ધરો મન માંહે. શ્રીમ૦ ૧૭
તોએ ધીરજ રાખી સેવા કરવીજી,
પ્રભુ સુખ કર્ત્તા છે સત્ય;
એમની લીલા જોઈ ચિંતા દુર કરવીજી,
વૈષ્ણવને એરે જુગત્ય. શ્રીમ૦ ૧૮
એકાદશ ઇંદ્રિય પ્રભુને સન્મુખજી,
સેવામાં દીવસ ને રાત;
એકે ઇંદ્રીય વિમુખ નવ કીજીએજી,
સર્વાત્મા ભકિત કરો અહો રાત. શ્રીમ૦ ૧૯
" શ્રીકૃષ્ણઃ શરણં મમ " સદા જપોજી,
ન વિસારશો પળ એક માત્ર;
એ જુગતેથી ચિંતા દુર કરોજી,
થાશો શ્રીજીના કૃપાપાત્ર. શ્રીમ૦ ૨૦
શ્રીમહાપ્રભુજી કહે અમારી એ મતિજી,
વળી એ છે નિરધાર:
સર્વે વૈષ્ણવ રાખજો ચિત્ત ધરીજી,
શ્રીવલ્લભજી આધાર. શ્રીમ૦ ૨૧

એ અમુલ્ય રત્ન જે કોઈ ચીત્ત ધરેજી,
તેને પુષ્ટિભકિત દ્દઢ ફળ હોય;
જે આ ધોળ ગાયે ચિત્ત ધરેજી,
તેને પરમ આનંદ સુખ હોય. શ્રીમ૦ ૨૨

यदुक्तं तातचरणैः श्रीकृष्णः शरणं मम ।
तत एवास्ति नैश्चिंत्यमैहिके पारलौकिके ॥

અર્થઃ—અમારા તાત ચરણ એટલે પિતાજી શ્રીમહાપ્રભુજીએ " श्रीकृष्णः शरणं मम " એ રીતે જે કહેલું છે તેથીજ આલોક તથા પરલોક સંબંધી કાર્યના વિચારમાં નિશ્ચિંતપણું છે.

# पंच तत्वनुं धोळ.

## धोळ ५ मुं.

પુષ્ટિમાર્ગના પાંચ તત્વ નિત્ય ગાયેજી,
તેના જન્મો જન્મનાં પાપ સર્વે જાયેજી. ૧
શ્રીજી શ્રીનવનિતપ્રિયા સુખકારીજી,
સમરો શ્રીમથુરાંનાથ કુંજ બિહારીજી. ૨
શ્રીવિઠલેશરાય શ્રીદ્વારકેશરાય ગિરિધારીજી,
શ્રીગોકુલચંદ્રમાજી શ્રીમદનમોહન પર વારીજી. ૩

બીજું તત્વ શ્રીવલ્લભકુળને ભજીયેજી,
કુડા લોક લાજને કાજ સર્વે તજીએજી. ૪
ત્રીજું તત્વ શ્રીગોવર્દ્ધનધર નીત્ય ગાયેજી,
શ્રીનટવરલાલનું ગમતું સર્વે થાયેજી. ૫
ચોથું તત્વ શ્રીજમુનાજીને જાણોજી,
કરો સ્નાન જલને પાન એ સુખ માણોજી. ૬
પાંચમું તત્વ શ્રીવ્રજભુમીને ગાઇયેજી,
નિત્ય ઉઠી વૈષ્ણવ જન પહરજ પાઇયેજી. ૬
પાંચે તત્વનું ધ્યાન નીરંતર કીજેજી,
તો મનવાંછીતના ફળ સર્વે લીજેજી. ૮
પાંચે તત્વ શ્રીબ્રહ્માદીકને દુર્લભજી,
શ્રીવલ્લભપ્રભુ પ્રગટ પ્રમાણ કર્યાં સર્વે સુલભજી. ૯
એ શોભા જોઇ હરીદાસ જાય બલીહારીજી,
એ લીલા ગાજો નિત્ય નરને નારીજી. ૧૦

# દશ મર્મનું ઘોળ

## ઘોળ ૬ ઠું.

પુષ્ટિમાર્ગ તણા મર્મ દશ જાણીને,
નિત્ય આચર્ણ કરી હૃદે વીચારે.

તો તેને વશ થાયરે શ્રીહરિ,
પ્રેમની વેલડી ત્હાં વીસ્તારે. ૧
પ્રથમ એક મર્મ શ્રીમહાપ્રભુ જાણીને,
દૃઢ વીશ્વાસ કરિ વચન પાળે;
અવર સાધન સબ લૌકીક કામના,
એમની કૃપા વીના ફળ ન ભાળે. ૨
બીજો મર્મ તે કેવળ શ્રીગુરૂ વાયક,
વિશ્વાસ આચરણે કરવું;
જે જે વાણી શ્રીવલ્લભ ઓચરે.
તે તે વિચારી ને મન ધરવું. ૩
ત્રીજો મર્મ તે શ્રીકૃષ્ણના નામનો.
મહાત્મ દૃઢ થઈ સકલ સારે;
અનેક પ્રકારના ધર્મ કોઈ ઉચરે,
તે કોટિઆં અંશ તેને ન ભારે. ૪
ચોથો મર્મ તે વિશ્વાસ આણી કરી,
પ્રભુજી કરશે તે અતી રૂડું;
શ્રીરાધીકા રમણ શ્રીવ્રજ વીહારી,
હરિ ભજન કરવું અન્ય જાણી કુડું. ૫
પાંચમો મર્મ શ્રીકૃષ્ણ શર્ણાગત,

લૌકીક વૈદીક પરીત્યાગ ભાવે;
નીરપેક્ષ ભાવના સર્વ વિશે રાખે,
ત્યારે શ્રીકૃષ્ણને દયારે આવે.　　　　૬

છઠો મર્મ તે કેવળ નાથનો,
સર્વ પ્રકાર ગુણ ગાન કરીએ;
જ્ઞાન દ્વારા કરી સકલ લીલા ખરી,
શ્રીવ્રજનાથને હૃદે ધરીએ.　　　　૭

સાતમો મર્મ તે અંતરીક્ષ સેવા,
વ્યસનાત્મક વ્રજ માંહી ફરીએ;
ભાવાત્મક ત્યાં વપુ પોતા તણું,
તે સખી ભાવશું જાણી વરીએ.　　　　૮

આઠમો મર્મ તે ક્રીડારસ ભાવના,
અંતરમાં અનુભવ કરવો;
જેમ જેમ સખી સંગે ક્રીડે સાંવરો,
તેમ તેમ રસ હદે ધરવો.　　　　૯

નવમો મર્મ તે દ્વૈત દલ ભાવના,
તાપ કલેશ મનમાંરે લાવે;
એ ફળ દશા વ્રજ સુંદરી ભોગવે,
તેમ તેમ એણીને અનુભવ કરાવે.　　　　૧૦

દશમો મર્મ તે દીનતા ભાવનો,
સર્વ ભાવે કરી હૃદે દુઃખ આણે;
અનેક પ્રકાર નાના વિધ છે ઘણા,
તે શ્રીકૃષ્ણ કૃપા વીના કોઈ ન માને. ૧૧
એ દશ મર્મ જે કોઇ ગાય ને અનુભવે,
તેને શ્રીકૃષ્ણ આધીન થાયે;
શ્રીવલ્લભ મહાપ્રભુ નિપટ કરૂણા કરી,
આપના દાસની બાંહ્ય સાહે.

# विनतिनुं धोळ.

## धोळ ७ मुं.

વીનતી કરૂં શ્રીવલ્લભ પ્રભુ, અંતર ગત જાણો,
ચરણ શરણ રાખો સદા, જીવ જગ્ત લોભાણો. ૧
અવગુણ અમારા અનેક છે, હરી હૈયે ન ધરશો;
હું અબળાની વિનતી, જાણિ કરૂણા કરશો. ૨
છેલછબિલા શ્રીનાથજી, આંખડલી અણીયાલી;
અંગે આભૂષણ શોભીતા, લટકે વનમાળી. ૩
કમળકોમલ મુખ માધુરી, દર્શન દીનને દેજો,
દૈવી ઉદ્ધારણ કારણે, બરદ પૂરણ કરજો. ૪

હું અજ્ઞાનિ આમર્મમાં, પ્રભુ કાંઇ નવ જાણું,
કહાડોને ભવમાંથી કરગ્રહી, શોભા વદન વખાણું.૫
વેહ આપો મ્હારા વાલમા, વૃદ્ધિભાવ જણાવો,
વાટમાં જોશો સાધનતણી, રસ મનમાં ભરાવો. ૬
ભટકી કાળ કઇંકિ વહી ગયા, વિષયારસ માંતો,
શરણ સમર્પણ પામીયો, તોયે રંગ રાતો. ૭
તમારે બળે ત્રિભુવન ધણી, જીવ રૂપ જાણાશે,
લોક વ્હેવાર વૈદીક તણી, મરજાદા જાશે. ૮
શર્ણાગત હું શ્રીહરિ, એવું મન ઉપજાવો,
દાસ પોતાનો જાણીને, હવે વાર માં લાવો. ૯
તમે તો વચન પ્રભુ પાળીયા, ભૂતલ પાઉધારી,
વંશ પ્રકાશ કીધો ભલો, લીલા અવતરી. ૧૦
પ્રકટ અનુભવ આપીને, સુખ રાસ દેખાડયા,
જેવા મનોરથ જેહુને, તેમ રંગે રમાડયા. ૧૧
કરૂણાતણી કૃતિ શી કહું, કોઈ પાર ન પામે,
જીવ પડયો જંજાળમાં, ખેંચી આણ્યો છે ઠામે. ૧૨
જેમજેમ જન વિનતી કરે, તેમ તેમ તમે કીધું;
અંગીકૃત્ય જે જીવ છે, તેણે સર્વે સુખ લીધું. ૧૩
આ અદળક અવતારમાં, અળગા તે અભાગી,

૬૯ આશરો જેને નાથ શું, તેતો સદાય સુહાગી. ૧૪
આ લીલા આગે નવ સુણી, હવે પાછળ રોશો;
અખંડ લીલા કળીકાળમાં, બડભાગા જોશો. ૧૫
શ્રીગિરિધારીજી સુખકારી, વહેલા દર્શન આપો,
વ્રજરજમા મન રાખજો, ભવબંધન કાપો. ૧૬
કૃત્ય અમારાં કરોડ છે, નરસામાં નરસાં;
દાસનોદાસ વીનતી કરે, પ્રભુ પદરજ પરસાં. ૧૭

## ધોળ ૮ મું.

વ્રજના જીવન કરૂં વીનતીરે, હો શ્રીગોકુલનારે ચંદ.
વેગેતેઆણાંમોકલો, હો શ્રીવલ્લભનંદ; વ્રજના. ટેક. ૧
તમારા દર્શન વિના શ્રીવલ્લભરે કહોજી કેમ રહેવાય;
મનડાં તે કઇ પેરે વાળીએ, નયણે નીર ભરાય. ૨
અરજ સુણો આદર કરીરે, શ્રીજમુનાજીરે માય;
વિજોગ તણાં દુઃખ દોહલાં, કહોજી કેમ રહેવાય. ૩
નયણાં ભરી કયારે નિરખશુંરે, શ્રીઠકરાણીનો ઘાટ;
અંતરમાં ઈચ્છા ઘણી, જોઉંછુંરે વ્રજનિ વાટ. ૪
દુર રહે કેમ ચાલશેરે, કહોને કયાંનીએ રીત;
આજકાલનું કોઇ નથી, એ છે પૂર્વની પ્રીત. ૫
છરીરે હૈયાના જાણુછોરે, એછે પૂર્વનો સ્નેહ;

દીન જાણીને દયા કરો, નહીંતો તજીશું આ દેહ. ૬
તન સુકાઈ ત્વચા થયાં રે, હરિ હળધર વીર;
પાપી તે નયણાં ખુટેનહીં, ભરી ભરી આવેછે નીર. ૭
વ્રજમાં તે વાસ માગું સદારે, શ્રીગોકુલ ગામ;
શ્રીજમુનાજીને કાંઠડે, શ્રીઠકરાણિજીનું ઠામ. ૮
રાંક ઉપર શાં રૂશણાંરે તમો છો દીનદયાળ;
દાસ પોતાનો જાણીને, કરજો રે સંભાળ. ૯

## ધોળ ૧ મું.

ઉત્તમવ્રત એકાદશી સાહેલી રે, આજ મ્હારે અપવાસ;
જમુનાજી જઇએ ઝીલવા સાહેલી રે. ટેક.
રંગીલીગલીરળીયામણી સાહેલીરે,વૈષ્ણવનીભીડાભીડ.
સરખીસૈયરટોળે મળી સાહેલીરે, હૈડે હરખ ન માય.
વહુ બેટી હીંડે મલપતાં સાહેલીરે, સૌકોઇનેદર્શન થાય.
સાકર કેરા કરા પડયા સાહેલીરે, દુધડે વર્ષ્યા મેહ.
ગોકુલગામરળીયામણું સાહેલીરે,સુંદરશ્રીજમુનાનીર.
શ્રીજમુનાજીમાં ઝીલતાં સાહેલીરે, છુટા મેલી કેશ.
રમણ રેતીમાં લોટતાં સાહેલીરે, ટુટયા નવસર હાર.
વ્રજવાસી સામા મળ્યા સાહેલીરે,હરખે સાહીશું કેશ.

પ્રસાદ મેહેલો મોકળો સાહેલીરિ, ઠોરતણો નહીં પાર.૯
માધવદાસની વિનતી સાહેલીરિ આપોનેશ્રીવ્રજમાં વાસ.
શ્રીયમુનાજી જઇએ ઝીલવા સાહેલીરિ. ૧૦

# શ્રીદીનતાનું ધોળ.

## ધોળ ૧૦ મું.

શ્રીવિઠલવર મ્હારારે, તમને તો શું કહીએ;
પ્રાણજીવન છોરે, જેમ રાખો તેમ રહીએ. ૧
આશ તમારીરે, મ્હોટી અમને વહાલા;
છેહ નવ દેશોરે, શ્રીવજનાથજીના લાલા. ૨
કૃપા કરીનેરે, દર્શન અમને દેજો;
શ્રીવલ્લભકુળ પ્રકટયારે, અનેક જીવને તાર્યા;
બહુ જન્મનારે, માર થકી મુકાવ્યા. ૪
એ વિશ્વાસેરે, હમો રહ્યાં છીએ વળગી,
પાલવ નહીં મુકુરે, કેમ કરી કરશો અલગી. ૫
જે પોતાનાં કીધાં રે, તે મુકયાં કેમ જાશે;
બરદ તમારાં રે. ભકત વત્સળ કહેવાશે. ૬
જીવના દોષજરે, કહેતાં પાર ન આવે;
અઘોર કળીમાંરે, તમો વિના કોણ છોડાવે. ૭

પ્રદેશ પધારોરે, દાસલડાંને કાજ;
રીત ચલાવોરે, શ્રીવલ્લભજી મહારાજ. ૮
કૃત્ય અમારાં રે, જો વ્હાલા ચિત્ત ધરશો;
જીવ અથડાશેરે, એવું તો ના કરશો. ૯
પુરણ પુરૂષોતમરે, પ્રભુજી તમે કહેવવો;
અમારે સર્વસ્વરે, તમ સાથે છે દાવો. ૧૦
શિક્ષા હમનેરે, જે ઘટે તે દેજો;
શ્રીવિઠલવરજીરે, વલ્લભને શરણે લેજો. ૧૧
દાસનિ વિનતિરે, પ્રભુ હૈયામાં લઈએ;
શ્રીવિઠલવર મ્હારારે, તમને તો શું કહીએ. ૧૨

# શ્રી જમનાજીનું ધોળ

## ધોળ ૧૧ મું.

ધન્ય શ્રીજમુના કૃપા કરી શ્રીગોકુલ વ્રજ સુખઆપજો;
વ્રજની રજમાં અહનિશઅમને સ્થિરકરીનેસ્થાપજો.૧
તમે મ્હોટાં છો શ્રીમહારાણી,તમેજીવતાણીકરૂણાજાણી;
શરણે અમને લેજો તાણીરે. ધન્ય શ્રીજ. ૨
શ્રીવૃંદાવનની વાટમાં, ન્હાવું શ્રીજમુના ઘાટમાં;
વહાલે રાસ રમાડયા રાતમાં. ધન્ય શ્રીજ. ૩

ચાલો તો થઇએ વ્રજવાસી, પરિક્રમા કરીએ ચોરાસી;
મ્હારા જન્મ મરણની ટાળી ફાંસીરે. ધન્ય શ્રીજ. ૪
પધરાવો સાત સ્વરૂપ શેવા, આરોગાવો મીઠા મેવા;
વૈષ્ણવને લાભ ઘણો લેવા. ધન્ય શ્રીજ. ૫
શ્રીગોકુલ મથુરાની ગલીઓમાં,
મહારાજ મુજને ત્યાં મળીયા;
મારા સકલ મનોરથ સફળ થયારે. ધન્ય શ્રીજ. ૬
નંદજીનો લાલો વનમાળી કાલિંદિ કાંઠે ધેનુ ચારી;
વહાલો હસી હસી હમશું લે તાળીરે. ધન્ય શ્રીજ. ૭
જીવજાણેશ્રીજમુનાનાહીયે,એવાઅખંડવ્રજવાસીથઇયે
એ નૌતમ લીલા નિત્ય ગાઇયે. ધન્ય શ્રીજ. ૮
સખીસમરોનેસારંગપાણી,વૈષ્ણવને વ્હાલી એ વાણી;
એ લીલા હરિદાસે જાણીરે. ધન્ય શ્રીજ. ૯

## ધોળ ૧૨ મું.

વહાલે કરી વંદુરે, શ્રીમહારાણીજી;
બહુ અધમ ઓધાર્યારે, એવા જશ જાણીને. ૧
ચૌદલોકના સ્વામિરે, વસે જ્યાં વાસ કરી;
પટરાણીજી પોતેરે રહ્યા એવા નાથ વરી. ૨
ગંગાપદ પામીરે, કે પાવન જેણે કર્યાં;

તે તો શ્રીમહારાણીરે, ગુણે બહુ વિસ્તરીયાં. ૩
જમુનાજળ નહાવારે,'જોગેશ્વર દેહ દમે;
ક્રીડારસ પૂરણરે, હરિ નિત્ય રાસ રમે. ૪
શિવજી અજ જેવારે, બેઠા ત્યાં ધ્યાન ધરી;
સનકાદિક સરખારે, ગાય ગુણ ગાન કરી. ૫
શ્રીજમુનાજળ મહિમારે, કળિ નવ કોઈ શકે:
શેષનાગ સરિખારે, ગાતાં ગુણ તેજ થકે. ૬
જશ જાણી વિશેષેરે, કે સુર મુનિ નરનારી;
તારો તાપ શું જાણેરે, કે એ રસ અધિકારી. ૭
અમૃતજળ એવાં રે, કે પીતાં પાપ હરે;
તે તો વેદની વાણીરે, કે સુરમુનિ ઓચરે. ૮
નીર ધીર ગંભીરેરે, ચાલે મહામોદ ભર્યાં;
મથુરાં મંડળમાં રે, કે વિલાસે પરવરીયાં. ૯
વૃંદાવન તીરેરે, અતિ બહુ શોભા ધરે;
તટધિર સમીપેરે ગોપીજન ક્રીડા કરે. ૧૦
શ્રીગોકુળ રસ ભરીયુંરે, કે શોભા શીરે કહું;
એહિના ગુણ ગાવારે, કે દાસ થઈને રહું. ૧૧
મને આશ ઘણેરીરે, કે માતાજી તમારી છે;
મણુદાસને સહાવારે, કે બાંહ પસારી છે. ૧૨

# તાદ્દશીય વૈષ્ણવનું ધોળ.

## ધોળ ૧૩ મું.

તાદ્દશીય જન જેને જાણીએ રે, જેમાં એવાગુણ હોય;
નીંદા સ્તુતી કોઇની નવ કરે, સઘળું સમદષ્ટી જોય.તા.૧
જેના દર્શન માત્રથીરે, ટળે પ્રપંચનું ધ્યાન;
સ્મરણ કરાવે શ્રીકૃષ્ણનું,નઆવે અત્ર અજ્ઞાન[૨]તા.૨
ગુણ ગાએ ગોવિંદના રે, પુલકીત મન થાય;
નેત્ર પ્રવાહ વહે પ્રેમના, હરખે હૃદય રૂંધાય [૨] તા. ૩
પરદુઃખે દાઝે ઘણા રે, ન કરે કોઇનો દ્રોહ;
ઇંદ્રી જીત સાચા સગા, ન પામે માયામાં મોહ [૨]તા.૪
સકળ ચરાચરને વિષે રે, વસ્યા દેખે ભગવાન;
શુભ ઇચ્છે સર્વ જગતનું,લેશ નહીં અભિમાન[૨]તા. ૫
સઘળી લીલા અવિનાશનીરે, જેમાં લુબ્ધ જેનું મન;
પ્રીતિ બહુ પર ઉપકારમાં, સદા પ્રસન્ન વદન [૨] ૬
નટવર ઝલકે નેનમાં રે, કાંત કરૂણામેં હોય;
સત્ય ભાવ સંતોષ બહુ, દોષ કોઇનો ન જોય.(૨)તા.૭

વહાલા લાગો છો સર્વનેરે, અતિ ઉદાર જેનું ચિત્ત;
અનન્ય ભાવે ભજે શ્રીકૃષ્ણને,જેને વ્હાલું નહિ વિત્ત[૨]
હરિ ગુરૂ વૈષ્ણવને વિષેરે, સદા અતી ઘણા વહાલ;
દૃઢ આશરો અરૂ દીનતા, બોલે વચન રસાલ [૨] ૯
સેવાસ્મરણસતસમાગમનેવિષેરે,જેનીઆશકિતઅનંત;
[illegible] લેશ નહીં હૃદીયા વિષે,જેનું હરિ ચરણેચિત્ત [૨]
[illegible]વેશસુરે, મુખે શ્રીકૃષ્ણનું નામ;
[illegible]પટળ[illegible]
[illegible]ભદાસગુણગાય[૨] તા.૧૧
વિહવલતા શ્રા[illegible]
એવાભગવદીયનાદાસના,[illegible]

## ઘોળ ૧૪ મું.

વૈષ્ણવ નથી થયો તુંરે, શીદ ગુમાનમાં ઘુમે;
હરિજન નથી થયો તુંરે. ટેક.

હરિજન જોઈ હઇડું નવ હરખે, દ્રવે ન હરિગુણ ગાતાં;
કામધામ ચટકી નથી ફટકી, ક્રોધે લોચન રાતાં. વૈ. ૧
તુજ સંગે કોઈ વૈષ્ણવ થાએ, તો તું વૈષ્ણવ સાચો;
તારા સંગનો રંગ ન લાગે, તહાંલગી તું કાચો. વૈ. ૨
પરદુઃખ દેખી હદે ન દાઝે, પરનિંદાથી નથી ડરતો;
વ્હાલ નથી વિઠલસું સાચું, હઠે ન હું હું કરતો. વૈ. ૩

પરોપકારે પ્રીતિ ન તું જને, સ્વાર્થે છુટયો છે નાંહીં;
કહેણી તેવી રહેણી ન મળે, કયાં લખ્યું એમ કહેની. ૪
ભજવાની રૂચિ નથી મન નિશ્ચે, નથી હરિનો વિશ્વાસ;
જગત તણી આશા જહાં લગી, જગત ગુરૂ તું દાસ. ૫
મનતણો ગુરૂ મન કરીશ તો, સાચિ વસ્તુ જડશે;
દયા દુઃખકે સુખ માનપણુ,સાચું કહેવું પડશે. વૈષ્ણવ. ૬

## ધોળ ૧૫ મું.

સર્વ તજીને ભજી લે શ્રીગોવિંદને,
જે નારાયણ નોધારાનો આધાર જો;
ભાગે સંકટ કુડારે સંસારનાં,
તેના નામ થકી તો ઉતરિયે ભવપારજો. સર્વ. ૧
અપરમાને વચને ધ્રુવજી વન સાંચર્યા,
નારદજીએ દીધો છે ઉપદેશ જો;
જ્ઞાન દૃષ્ટી વૈરાગ્ય તે મનમાં આણિયાં,
હરિ ભજ્યા તેણે જઇ બાલે વેશજો. સર્વ. ૨
દૈત્ય પુત્ર પ્રલ્હાદજીને આગે થયા,
લાગ્યો છે કાંઇ પિતા પુત્રનો વાદ જો;
સ્થંભથી પ્રકટયા રે નૃસિંહ રૂપથી,
શ્રીમહાપ્રભુજીયે દીધો તેને સાદ જો. સર્વ. ૩

લાખા ગ્રહમાં પાંડવને વળી આવિયા,
ભક્ત જનને દીધી છે ઘણી ધીરજો;
સ્મરણ પહેલાં આવ્યા છો તમે સદા,
ભક્ત જન ઉગાર્યા પાંચે વીરજો. સર્વ ૪
સુદામાનું દારિદ્ર જાણ્યું ઘણું,
મુષ્ટિ એક તાંદુલ આરોગ્યા મહારાજ જો;
એમ દાસ દયાનો પ્રભુજી કરૂણા કીજીયે,
ભક્તજનનાં કીધાં કોટીધા કાજ જો. સર્વ. ૫

## ધોળ ૧૬ મું.

હરિ તુને પ્રસન્ન તે કેમ થાયે, ત્હારા મનનું કપટ ન જાય;
ત્હારા દિલનો છળ નવ જાય, પ્રભુ તુંને પ્રસન્ન. ટેક.
હરિ કીર્તન હરિનામ રટણમાં, અતિશે આળસ ત્હારે;
ડાચા કુટ લવે પરનિંદામાં, આખો દીવસ ન હારે. ૧
પ્રભુનું પુજન કરતી વેળા, કાયા ત્હારી કંપે;
ગંજીફા સોકટાં કુટતાં, આઠે પહોર ન જંપે. ૨
પ્રભુનું ચંદન ઘસતી વેળા, તું જ શ્રમથી શરિર બગડે,
કુંડી કુટકે મરી મશાલે, ભાવે ભાંગ તું રગડે. ૩
એકાદશી ઓચ્છવનું જાગરણ, અતિ અઘરૂં તુંને લાગે;
ભવાઈ કે ગુણિકા નૃત્ય નારિસંગ, જામિની આખી જાગે. ૪

બે પૈસાની ગુરૂ સેવા બતાવે, ત્યારે ગણગણતું તું બોલે;
ઘરનીસ્ત્રી જ્યારેમાગેઘરેણું, ત્યારે છગનમગનથઇડોલે. ૫
ખોટાં મોતી કાચ કીડીયાં, ભગવત ભુષણ ચાલે;
સોનું રૂપું મણી મુક્તા વિના, સ્ત્રીસુતને ના ચાલે. ૬
હરિના ભક્તને લુખું સુકું, વેઠ વળગી હોય જ્યારે;
સગાં સંબંધી ઘેર આવેપરૂણા, ત્યારેમિષ્ટાનપીરસેપરાણે.
જગ દેખે તાંહાં જપવા બેસે, બાકી ન્હાય ન ખાવા;
ગળાં કાપે કેમ થાયે ગળગળો, એ વૈષ્ણવના ચાળા. ૮
આ કરવું આ ના કરવું, એમ સૌને શિક્ષા દે છે;
તેમાંનું તું કાંઇ નથી કરતો, અનુચિત કર્મ કરે છે. ૯
અંતરનો છળ અન્ય ન લહે, પણ જાણે અંતરજામી;
એ તો સાચાનો સંગીછે, દાસ દયાનો સ્વામી. પ્રભુ.૧૦

## ધોળ ૧૭ મું.

ચિત્ત તું શીદને ચિંતા ધરે, કૃષ્ણને કરવું હોય તે કરે;
સ્થાવર જંગમ જડ ચૈતનમાં, માયાનું બળ ઠરે;
સ્મરણ કર શ્રીકૃષ્ણચંદ્રનું, જન્મ મરણ ભય હરે. ૧
નવ માસ પ્રાણી કૃષ્ણચંદ્રનું, ધ્યાન ગર્ભમાં ધરે;
માયાનું આવરણ કર્યું ત્યારે, લક્ષ ચોરાશી ફરે. કૃષ્ણ.૨

તું અંતર ઉદ્વેગ ધરે, તેથી કારજ શું સરે;
ધણીનો ધાર્યો મનસુબો, હરબ્રહ્માથી નવ ફરે, કૃષ્ણ. ૩
દોરી સર્વની એના હાથમાં, ભરાવ્યું ડગલું ભરે;
જેવો જંત્ર વગાડે જંત્રી, તેવો સ્વર નીસરે. કૃષ્ણ. ૪
થનાર વસ્તુ થયાં કરે, જેમ શ્રીફળ પાણી ભરે;
જનાર વસ્તુ એણી પેરે જાશે,જેમ ગજ કોઠું ગરે. કૃષ્ણ. ૫
જેવું જેટલું જે જ્યમ કાળે, તે તેને કર ઠરે;
એમાં ફેર પડે નહી કોઇથી, શીદ કુટાઇ તું મરે. કૃષ્ણ. ૬
તારૂં ધાર્યું થાતું હોય તો, સુખ સંચે દુઃખ હરે;
આપ આપણું અજ્ઞાનપણું એ, મુળ વિચારે ખરે. કૃ.૭
થાવાનું અણચિંતવ્યું થાશે, ઉપનિષદ ઉચ્ચરે;
રાખ્ય ભરૂંશો રાધાવરનો, દયા શીદને ડરે. કૃષ્ણ. ૮

## ધોળ ૧૮ મું.

ધન્ય જેણે હરિ ગુણ ગાયા,
સંસારમાં ધન્ય જેણે હરિગુણ ગાયા.
આ સંસારમાં તે જન જીત્યા.
બીજા સહુ જાણજો વહેવાયા. સંસારમાં. ૧

હુંને મારૂં તેમાં પંડિત ભુલ્યા,
ધુળ મળ્યું ડહાપણ ડાહ્યા. સંસારમાં. ૨
હાથી ઘોડે સુખપાલ બેઠે શું થયું,
શું થયું મેળવી ઘણી માયા. સંસારમાં. ૩
જમના ઝપેટાથી નવ ચેત્યા,
કામ દામમાં લલચાયા. સંસારમાં. ૪
કંઠ સાહિને તુંને કાઢશે પલકમાં,
દુર રહેશે સગાં વિત્ત જાયા. સંસારમાં. ૫
દયા જપો નિત્ય નામ નંદકુંવરનું,
થાશે સફળ તારી કાય. સંસારમાં. ૬

## ઘોળ ૧૯ મું.

દામોદર દુઃખડાં કાપોરે, પાવલે લાગું,
નંદલાલ નિજાનંદ આપોરે, એ વર માગું. ટેક.
વ્હાલાજી હું છું, પળ પળનો અપરાધી;
ભરેલો આધિ વ્યાધિરે, પાવલે લાગું. દામોદર. ૧
વ્હાલાજી હું તો તમારા બળથી ઘણો ગાજું;
જાણો છો કહું શું ઝાઝુંરે,પાવલે લાગું. દામોદર. ૨

વ્હાલાજી હું જેવો તેવો, તોએ છું તમારો;
આધાર અવર નહિં મ્હારોરે, પાવલે લાગું. દામો. ૩
વ્હાલાજી મારૂં, જોર નથી જો તરછોડો;
શું રૂઠી કરે મંકોડોરે, પાવલે લાગું. દામોદર. ૪
વ્હાલાજી શ્રીમુખ પોતાનો, કહો છો માટે લાડું;
બીજું બળ કયાંથી કહાડુંરે.પાવલે લાગું.દામોદર. ૫
વ્હાલાજી જનનું માન જગતમાં વધારો;
ગમે તો ઘરમાં મારોરે, પાવલે લાગું. દામોદર. ૬
નૃપનાં ગજ ઘોડા મસ્તીખોરાને માન મ્હોટું;
મ્હારે ના માન ખોટુંરે, પાવલે લાગું. દામોદર. ૭
દયાના પ્રિતમ પ્રાણી ગ્રહ્યો છે તો નીભાવો;
મારો દાસપણાંનો દાવોરે, પાવલે લાગું. દામોદર. ૮

## ધોળ ૨૦ મું.

સૌથી સમર્થ શ્રીરાધાવરનો આશરો,
જેહના જનને દુભવી શકે ન કોય જો;
જમનું જોર ન ચાંલે દોષ કરે કદા,
ક્ષમા કરે કે હરિ ચહાયે તો જોયજો. સૌથી. ટેક. ૧

જુડો હરિનો ભકત જગતમાં થઇ ફરે,
એહેવાનું પણ માધવ રાખે માનજો;
ન્હાનું પોતાનું જોઈ પાળે બરદ તે,
જયમ જડ પ્રોહિતને પોંખેછે જજમાનજો. સૌથી. ૨
બીજા સૌ મ્હોટા પણ હરિના હુકમમાં,
સૂર બ્રહ્મા ગણપતિ શક્તિ શિવ શેષજો;
કેશવ કોપે કોઇનું બળ ચાલે નહીં,
એ સૌ રૂઠે હરિજન ડરે ન લેશ જો. સૌથી. ૩
રાવણ હિરણકશ્યપુ બ્રહ્મ હિમાયતી,
દુરજોધનને પક્ષ હતો બળરામજો;
કોપ્યા કૃષ્ણ તદા સર્વે જોતા રહ્યા,
હરિજનનું કોઈ લઇ શકયું નહીં નામ જો. સૌથી. ૪
કરણ કુંવર સૂર્યનો અર્જુને મારીયો,
સબળ દુર્યોધન ભીમે મરણ પમાડયો જો;
હરિ રાખ્યા સૂર ગણેશ વિઘ્ન થયું નહીં,
ચિત્રકેતુ સદ્ય પડયો ન અંબા પાડયો જો. સૌથી. ૫
માયા કાળતણો ભય કોઇથી ના ટળે,
અભય અચળ કરવા સમર્થ નહીં કોય જો;

વિના એક શ્રીગિરિવરધારીલાલજી,
કોણ શરણ જાતાંમાં સન્મુખ જોય જો. સૌથી. ૬
વાત કરતાં અવળું પડે અન્ય દેવને,
કાંત્યું પીંજ્યું પળમાં થાય કપાસ જો;
કોપી કષ્ટ પમાડે તે વળી લાભમાં,
બહુ શ્રમથી કાંઇ ફળ આપે હોય નાશ જો. સૌથી. ૭
શ્રીજી જનના અવગુણ તે પણ ગુણ ગણે,
સહજ કરે શરણાગત આપ સમાન જો;
સમોવડ કીધો શરણ જતાં મળ માસને,
આપી દીધું પુરૂપોત્તમ અભિધાન જો. સૌથી. ૮
એવા કરૂણાનિધિ સમર્થ શ્રીનાથજી,
દાસ દયાના પ્રીતમ પ્રાણ આધારજો;
એને મૂકી અન્ય તણો આશ્રય કરે,
તે નિર્ભાગી મર્ખના સરદાર જો. સૌથી. ૯

## ધોળ ૨૧ મું.

મ્હારે અંત સમય અલબેલા, મુજને મુકશોમાં;
મ્હારા મદન મોહનજી છેલા, અવસર ચુકશોમાં. ૧

હરિ હું જેવો તેવો તમારે, મુજને મુકશોમાં,
શ્રીગુરૂ સોંપી ગ્રહો કર મ્હારો, અવસર ચુકશોમાં.૨
મ્હારા દોષકોષ સંભારો, મુજને મુકશોમાં;
શરણાગત વત્સલ ગિરિધારી, અવસર ચુકશોમાં. ૩
હરિ મ્હારે ધર્મ નથી કોઈ સાધન, મુજને મુકશોમાં;
નથી સત્સંગતસ્મરણ આરાધન,અવસરચુકશોમાં.૪
શ્રીપતિ સર્વાત્મા સર્વોત્તમ, મુજને મુકશોમાં;
મ્હારા પ્રાણજીવન પુરૂષોત્તમ, અવસર ચુકશોમાં. ૫
સમર્થ કરૂણા સંધુ શ્રીજી, દયાને મુકશોમાં:
મ્હારે ઓથ નથી કોઇ બીજી, અવસર ચુકશોમાં. ૬

## ધોળ ૨૨ મું.

પોષ નામે શ્રીવિઠલનાથજી,
હાંરે વ્હાલો પ્રકટ્યા શ્રીવલ્લભ દ્વારજો:
એમને જોવાને થઇ વ્યાકુલી,
હાંરે વહાલે કીધી સેવકની સારજો. પોષ. ૧
પ્રથમ શ્રીનંદ ઘેર અવતરચા,
હાંરે વહાલે પુર્યા શ્રીજસોદાજીના કોડજો;

રમતાં સખા સહુ સાથમાં,
હાંરે વહાલો હરિહલધરજીની જોડજો. પોસ. ૨
હવે વલ્લભ સુત એ થયા,
હાંરે વહાલો શ્રીગોપીનાથજીના ભ્રાતજો;
ગોદમાં લઈને હુલરાવતા,
હાંરે ધન્ય ધન્ય શ્રીઅંકાજી માતજો. પોપ. ૩
એહુનાં સુખ કોઈ કહી નવ શકે,
હાંરે એમ નિગમ કહે છે નેતિ નેતિ જો;
શેષ સહસ્ત્ર મુખ ઓચરે,
હાંરે ધન્ય ધન્ય શ્રીયમુનાજીની રેતજો. પોપ. ૪
જ્યાં હરિ ધેનુ ચરાવતા,
હાંરે વહાલે કીધો છે રાસ વિલાસજો;
વેણુ વગાડી વૃંદાવનમાં,
હાંરે વહાલે પૂરી વ્રજસુંદરીની આસજો. પોપ. ૫
રસે વિંધાણી વ્રજ વનિતા,
હાંરે સોભા નિર્ખી કહેછે વલ્લભદાસજો;
કરજોડીને કરૂં વિનતિ,
હાંરે મને આપો શ્રીવ્રજમાં વાસજો. પોપ. ૬

## ઘોળ ૨૩ મું,

શ્રીવલ્લભ ગુણ ગાઉંરે, આનંદ પ્રેમ ભરીઃ
શ્રીહરિના મુખથીરે, કે પ્રકટયા દેહ ધરી. ૧
તૈલંગ કુલ મંડનરે, શ્રીલક્ષ્મણ તાત સહી;
અગ્નિ કુંડ પ્રકટયારે, તે લીલા ન જાય કહી. ૨
શેષનાગ સરીખારે, જેહને મુખ સહસ્ર ફણી;
તે તો પાર ન પામેરે, લીલા રસ સીંધુ તણી. ૩
અગ્નિ મધ્યે રમતારે, માતાજીયે દીઠા જ્યારે;
એ છે સુત મ્હારારે, ધાઇને આવ્યા ત્યારે. ૪
અગ્નિયે માર્ગ દીધોરે, માતાજીને આવ્યાં જાણીઃ
બેઉ કર સાહીરે, કુંવરને લીધા તેડી. ૫
.અમરાપતિ જોવેરે, રત્ન વૈમાન ચડી;
દેવ દુંદભી વાજેરે, ચહું દીશ લાગી ઝડી. ૬
સૂર વનિતા સહુકોરે, જોવાને આવ્યાં ફરી;
અંજલિ ભરી ભરીનેરે, કે પુષ્પની વૃષ્ટિ કરી. ૭
સેવક સુખ સારૂરે, કે કરૂણા સીંધુ ભરીઃ
ફરી વ્રજ પ્રગટયારે, કે દ્વિજ વર રૂપ ધરી. ૮
એ સોભા જોઈનેરે, કહે વલ્લભદાસ ફરી;
વ્રજમાં વાસ દેજોરે, કે વિનતી ચિત્ત ધરી. ૯

# અર્જુન ગીતા

## ધોળ ૨૪ મું.

શ્રીકૃષ્ણ કહે સાંભળો અર્જુન,
ભકિત વિશે તમે રાખો મન.
ભક્તિ થકી અળગો નવ ખસું.
હૃદે કમલમાં વાસો વસું,
મ્હારી દેહ મારા ભક્તને સહી,
તેમાં ભિન્નભેદ તમે જાણો નહી.
મને ભક્ત વહાલા છે ઘણું,
હું કારજ કરૂ સેવક તણું.
ભકત તણું હું રક્ષણ કરૂં,
હસ્ત છાયા મસ્તક શિર ધરૂં.
ભકિત ઉપર છે મારૂં મન,
ધેનુ ચરાવાને ઇચ્છું વન.
ખરો મિત્ર મુકું નહી ઘડી,
મને સેવકની ચીંતા ઘણી.
ખાય ખરચે મુજનીમત કરી,

અક્ષય ભંડાર તેને આપું ભરી.
પાષાણુમાંથી પ્રકટજ થઇ,
ભકત માગે તે આપું સહી.
સુખ દુઃખનો વાંધ્યો સંબંધ,
અક્ષર લખ્યા પહેલે દીન.
મારૂં લખ્યું ફોકટ નવ થાય,
ચાહે દેશ મેલી પરદેશે જાય.
ભલું ભુંડું માથે નવ લેઉં,
હૃદયમાં બેસી શિખામણ દેઉં.
મારી માયા કોઇ નવ લહે,
શ્રીફળમાં જેમ પાણી રહે.
કોટીબ્રહ્માંડ ભાગું ને ઘડું,
એક પલકમાં હું પેદા કરૂં.
જલ સ્થલ પૃથ્વિ ને આકાશ,
સર્વ ભૂતલમાં મારો વાસ.
જપ તપ તીર્થ મારૂં કરે,
એ સઉ નીર સાગરમાં ભરે.
એવું જાણી જે મુજને ભજે,
મોહ માયા અહંકારને તજે.

સર્વ લોકને સરખો જાણુ,
કીડી કુંજર એક સમાન.
રાત દિવસ હરિના ગુણ ગાય,
ત્યાં મારૂં મન પ્રસન્ન થાય.
મને જે મન સોંપે તે ખરૂં,
તેની ઇચ્છા હું પૂર્ણ કરૂં.
એક તરફ ધન સાંચે દિન રાત,
તેને બાંધી આપું જમને હાથ.
મન સેવ્યાનું ફળ છે ઘણું,
વૈમાન બેસાડી વૈકુંઠ મોકલું.
અર્જુન તું વહાલો છે ઘણું,
ગુંજની વાત તુજ આગળ કરૂં.
ગીતાના અર્થ હતા જે,
મેં તુજને સંભળાવ્યો તે.
સઉ મળી લેજો હરિનું નામ.
રાત દિવસ ભજવા ભગવાન.
તે માટે પ્રપંચથી પરહરો,
શ્રીકૃષ્ણ હૃદયમાં ધરો.
કરજોડી કહે છે વલ્લભદાસ,
તમારે ચરણે અમારો વાસ. શ્રીકૃષ્ણ.

## ધોળ ૨૫ મું.

શ્રીલક્ષ્મણ ભટ્ટજીને ઘેર એ કુળ દીવોરે,
ભલે પ્રકટ્યા શ્રીવલ્લભરાય એ ઘણું જીવોરે. ૧
એમના સુત છે બેઉ અતિશે રૂડારે,
નહી નામે એમને શીષ તે જન કુડારે. ૨
શ્રીઅંકાજી કુખે અવતર્યા સુખકારીરે,
ગોપીનાથ શ્રીવિઠલનાથ એ પરવારીરે. ૩
બળદેવ શ્રીગોપીનાથજીને જાણોરે,
શ્રીકૃષ્ણ શ્રીવિઠ્ઠલનાથ એ વ્રજ રાણોરે. ૪
શ્રીપુરૂષોત્તમજીને પ્રેમ ધરીને ગાયરે,
તેના જન્મો જન્મના પ્રાશ્ચિત સર્વે જાયરે. ૫
શ્રીવિઠલનાથજીના સાત કુંવર સુખદાતારે,
કલિયુગમાં પુષ્ટિ પ્રકાશ કરે વિખ્યાતારે. ૬
શ્રીગિરિધરજી ગુણવંત સૌને ગમતારે,
જઇ જુવો શ્રીજી નવનીત પ્રિયાજીશું રમતારે. ૭
શ્રીમથુરાનાથ મનોરથ પુરે મનનારે,
સમરો શ્રીનટવરલાલ જાય દુઃખ તનનારે. ૮

શ્રીગોવીંદરાય રસ મગ્ન રસ ભરી નિર્ખોરે,
એમને મંદિરે શ્રીવિઠલેશરાય જોઇ જોઈ હર્ખોરે. ૯
શ્રીબાલકૃષ્ણજી કૃપા કરી સુખ આપોરે,
શ્રીદ્વારકાંનાથજીના રૂપ હૃદેમાં સ્થાપોરે. ૧૦
શ્રીવલ્લભ ગોકુળનાથ સેવા ગિરિધારીરે,
જેણે રાખ્યો માળા પ્રસંગ તે પરવારીરે. ૧૧
શ્રીરઘુપતિજી છે રૂડા જોઇને મન મોહેરે,
એઉને મંદિર શ્રીગોકુળચંદ્રમાજી સોહેરે, ૧૨
શ્રીજદુપતિજી છે જુગતે જોવા જેવારે,
એઉને મંદિરે શ્રીબાલકૃષ્ણ કેરી સુંદિર સેવારે, ૧૩
શ્રીધનશ્યામ પૂર્ણ કામ એ ઘણું રસીયારે,
શ્રીમદનમોહન મહારાજ મ્હારે મન વસીયારે. ૧૪
એ શોભા જોઈ વલ્લભદાસ જાય બલિહારીરે,
એ લીલા ગાજો નિત્ય નરને નારીરે. શ્રીલક્ષ્મણ: ૧૫

## ધોળ ૨૬ મું.

કોઇ મને કૃષ્ણ દેખાડોરે શ્રીગોકુળમાં,
કોઇ મને પ્રભુજી મેળાવોરે મધુવનમાં;

મેરી મતિ હેરી તેરો મર્મ ન જાણે,
વનમાં ફરે વ્હાલો તનમાંરે મધુવનમાં. કોઇ મને. ૧
સકળ બન ઢુંડયા સકળ વ્રજ ઘેર્યા,
અતિરે ઉદાશી મારા તનમાંરે મધુવનમાં.કોઇ મને. ૨
અમર ચિર પહેર્યા મેઘાડંબર ઓઢયાં,
ફુલડાં વિણતી બાગનમાંરે મધુવનમાં. કોઇ મને. ૩
ફાટયા ચીર ને હાર મારા તુટયા,
નિર ભરાયાં લોચનમાંરે મધુવનમાં. કોઇ મને. ૪
સૂરદાસ કહે પ્રભુ તીહારે મીલનકું,
અતિરે ઉલટ મારા તનમાંરે મધુવનમાં. કોઇ મને. ૫

# શ્રીગોકુલનાથજીનું ઘોળ.

## ઘોળ ૨૭ મું.

વહાલા લાગો છો ઘણું વહાલારે,
વલ્લભલાલ વહાલા લાગો છો.
કેસરીયા ધોતી મહારા પ્રભુજીને સોહિએરે,
છુટા મેલ્યા છે વહાલેં કેશરે. વલ્લભલાલ. ૧

કેસરીયા ઉપરણા મ્હારા વહાલાજીને સોહિએરે,
ચાલ લટકતી ચાલેરે.　　　વલ્લભલાલ. ૨
કેસરીયા પાઘ મ્હારા પ્રભુજીને સોહિએરે,
મુખડાં છે પુનમ ચંદરે.　　　વલ્લભલાલ. ૩
શ્રીવિઠલનાથજીના લાલજ કહીએરે,
રાણી રૂક્ષ્મણીજીના જાયારે.　　　વલ્લભલાલ. ૪
શોભા બેટીજીના વિરજ કહીએરે,
પારવતી વહુજીનાં કંથરે.　　　વલ્લભલાલ. ૫
ફીફીમાં કામણ કીધું મ્હારા વહાલારે,
મ્હારૂં મન હરીને લીધુરે.　　　વલ્લભલાલ. ૬
દૈવી જીવને હિત પ્રાકટ લીધું રે,
અનેક જીવ ઉદ્ધાર્યા.　　　વલ્લભલાલ. ૭
કરજોડીને કહે છે ગોપાળદાસરે,
રાખો ચર્ણાર્વિંદની પાસરે.　　　વલ્લભલાલ. ૮

## ધોળ ૨૮ જું.

શ્રીવલ્લભ ઘેર આજ વધામણાં રે,
મલિયો રસિક વૈષ્ણવનો સાથ;

પોષ માસ વદ નોમે શ્રીનાથજીરે,
ભુતલ પ્રકટ્યા શ્રીવિઠલનાથ. ૧
મદનભેરિ સરણાઇયો દુંદુભીરે,
વીણા તાલ મૃદંગ ઉપંગ;
શ્રીમંડલ સારંગી ખંજરીરે,
વાજે પંચ શબ્દ દરબાર. ૨
નબ નિશાએ વજાડે શુર સુરીરે,
હરખ્યા વરસે કુસુમ સુદેશ;
નાચે નટ દેશી ગત્ય ભેદસુરે,
ગાંધર્વ ઉચરીત સંગીત રસાલ. ૩
ષોડષ વર્ષની સકલ વ્રજ સુંદરીરે,
નવસંત અંગે સજ્યા શૃંગાર;
નવરંગ લહેગા ચોલી ચુંદડીરે,
પાય નેપુર ઝાંઝર ઝણકાર. ૪
કટિ કેસરિને સોહે કીંકણિરે,
કંકણ ચુડી ખલકે પાણ,
દાડમ દંત ચિબુક મધ્ય બિંદુકીરે,
કોક નિપણ ગુણ ચતુર સુજાણ. ૫

સુર વનીતા સમોવડ આવે નહીંરે,
મૃગમદ અધર પ્રવાલ સુરંગ;
લોચન અંજન રંજીત રસ ભર્યારે,
વારૂ ખંજન મીન કુરંગ ૬
નકવેસર મુકતામણી થરહરેરે,
કુંકુંમ રંજીત તિલક સૂભાલ;
કનક કલસ કેશર રસ ભર્યારે,
શ્રવણ જડીત મણી કંચન ઝાલ. ૭
કુચ જુગ મેરૂ સંગ બીચ સુરસુરીરે,
સુખદ જલ જમુના કંચન માલ;
કુમુદ વિમાન ચઢી જાણે આવીયાંરે,
કરપર સોહે વનીતા વૃંદ. ૮
કંચન થાલ ભરી ગજ મોતીયેરે;
પ્રેમ વિવશ ફુલ્યાં અંગો અંગ;
ચાલે મદ ગજ હંસ સોહામણીરે,
ઉડુગણ આવત પૂરણ ચંદ. ૯
ગાતા મંગલ ઘોલ સોહામણાંરે,
આવ્યાં શ્રીઅકાજીની પાસ;

સકલ મનોરથ આજ સફલ થયારે,
નીજજન વાધ્યો મનહુલ્લાસ. ૧૦
તીલક કરે ને વધાવે પ્રેમશુંરે,
આરતી ઉતારે વ્રજની નાર;
તનમન પ્રાણ કરે બલીહારરે,
મુખ જોઈ સુંદરવર સુકુમાર. ૧૧
ચોવા ચંદન કેસર છાંટણારે,
મંડપ બાંધ્યો વિવિધ વિધાન;
ધ્વજા પતાકા તોરણ બારણેરે,
મુની જન કરે વેદ ધુની ગાન. ૧૨
જોતિષ નીપૂણ ગર્ગમુની આવીયારે,
જન્મ પત્રીકામાં લખ્યો વિચાર;
સાત પુંત્ર એ પ્રભુ ઘેર પ્રકટશેરે,
તેનો થાશે બહુ વિસ્તાર. ૧૩
કલીના જીવ અનેક ઉદ્ધારશેરે,
દશેદીશ થાશે જશ વિસ્તાર;
કેવલ દૈવી જીવ ઉદ્ધારશેરે,
ભૂતલ પ્રકટયા કૃષ્ણ અવતાર. ૧૪

બંદીમાગધભાટ જાચક મલ્યારે,
આપે શ્રીવલ્લભરાજ ઉદાર;
મનવાંછીત પટ ભૂષણ ધન બહુરે,
ગાવે ગુણીજન કરે ઉચ્ચાર. ૧૫
ગુણ ગાયે શ્રીવલ્લભનાથનારે,
દ્વારે ઉભા દીએ આશીષ;
સાંભળીને આવ્યા જાચક સર્વ દેશનારે,
પ્રકટયા પુર્ણ બ્રહ્મ જગદીશ. ૧૬
શ્રીગીરીધરણ શ્રીવીઠલનાથસુંરે,
જે જન જાણે મનમાં ભેદ;
તે ખળ અસુર કહીએ તેની ગતી નહીરે,
કહે પુરાણ પુકારે વેદ. ૧૭
પ્રભુજી મારી મત પત રાખજોરે,
જ્યાં લગી પ્રાણ રહે આ દેહ;
શ્રીવીઠલનાથ સદા ચીત્તમાં વસોરે,
નીત્ય પ્રતી ક્ષણુંક્ષણું અધીક સ્નેહ. ૧૮
શ્રીગીરીધર શ્રીવિઠલનાથસુરે,
કલ્પીત કરે મહા પાખંડ;

તેનો સંગ દોપ લાગે નહીં રે,
માગું અવીચળ ભક્તી અખંડ. ૧૯
ધર્મ વીમુખ હું આ કલી કાલમાં રે,
વૈષ્ણવ પદરજ વલ્લભદાસ;
કરો કૃપા હું કરૂં વીનતિ રે,
જુગજુગ દેજો વ્રજમાં વાસ. ૨૦

## ધોળ ૨૧ મું.

શ્રીલક્ષ્મણભટ્ટજીનાં ભાગ્ય લીજે ભામણાં,
તૈલંગ તીલક ને વીપ્ર શીરોમણી ભૂપજો;
એહુના સુત શ્રીવલ્લભના લેઊં વારણાં,
દ્વિજવર રૂપે પ્રકટ્યા અનલ અનૂપજો. ૧
ધર્મ ધુરંધર બે સુત શ્રીવલ્લભદેવના,
પ્રકટ કરવા વેદ તણો વીસ્તારજો:
ગુણ સમુદ્ર ભરીયા શ્રીગોપીનાથજી,
હળ મુશલ હરી હળધરનો અવતારજો. ૨
શ્રીગોવર્દ્ધનધર ધીરવીર બલદેવના,
રસના રૂપી કહીયે શ્રીનંદકુમારજો,

તે પુરૂષોત્તમ પ્રકટયા શ્રીવીઠલનાથજી,
નીર્ગુણ બ્રહ્મ તે સગુણ સ્નેહી સારજો. ૩

શ્રીવીઠલનાથજીના સાતે લાલ સોહામણા,
સૌથી મ્હોટા શ્રીગીરીધરજી મહારાજજો;
શરણ ગયા ને સોંપે તે શ્રીનાથજી,
કરવા સુંદર સેવા કેરાં કાજજો. ૪

શ્રીગોવીંદરાય તણાં મન પ્રસન્ન હુલ્લાસમાં,
આવે તેને આપે આનંદ દાનજો;
શ્રી બાલકૃષ્ણજી કોમલ અંગે રસે ભર્યા,
કરાવે છે અધર સુધારસ પાનજો. ૫

શ્રીગોકુલનાથ જણાવે યુગમાં જીવને,
એવા પોતે કહીયે શ્રી પરમ કૃપાલજો;
શ્રીરઘુપતી રૂપે રૂડા નૈણે નીરખતાં,
વદન સદનની ભુલ્યા લે સંભાળજો. ૬

જોવા સરખા દીસે શ્રીજદુનાથજી,
એછે બ્હેની અબલાનો આધારજો;
દેખી દેવી જીવ સદા ધનશ્યામજી,
રેડે ઉપર અમૃત રસની ધારજો. ૭

સાતે સ્વરૂપ તણો વંશ સદા સંસારમાં
પ્રકટ બીરાજે પુરૂષોત્તમ પરીબ્રહ્મજો;
જમનાદાસ અધમ તે છે વળી આધનો
તે શું જાણે શ્રીવલ્લભ કુલનો મર્મ જો. ૮

## ધોળ ૩૦ મું.

મોહન મલપંતા ઘેર આવ્યારે,
મ્હેં તો લઇને મોતીડે વધાવ્યારે. ૧
વહાલે મારે કરૂણાનિ દૃષ્ટિએ જોયુરે,
બહેની મારે એ વરસું મન મોહ્યુંરે. ૨
પડ્યું મારે નંદના કુંવર સાથે પાનુંરે,
હવે હું તો કેમ કરી રાખીશ છાનુંરે. ૩
હરીજનને કહેવું હોય તે કહેજોરે,
વહાલા મારા હૃદય કમલ વચ્ચે રહેજોરે. ૪
ધન્ય ધન્યં ગોકુલના ગિરિધારીરે,
વહાલાને જોવા મળી વ્રજનારીરે. ૫
હાંરે હું તો વલ્લભકુળની દાસીરે,
હાંરે વહાલા કૃપા કરો વ્રજવાસીરે. ૬

વહાલે મારે વ્રજમાં તે આપ્યો વાસરે,
બલિહારી જાય તે માધવદાસરે. ૭

## ધોળ ૩૧ મું,

અતીરે આનંદ ભર્યો આવો મારે અંગે,
શ્યામ સુંદરવર બેઠા છો સંગે. ૧
મુખડાં જોયાં વિના પાણી નવ પાઉં રે,
રસીક સુંદર વર જોઇ જોઈ જીવું રે. ૨
રસીક સુંદર વર શું રઢ લાગી,
જન્મો જન્મ મારી ભાવઠ ભાગી. ૩
સગપણ તે શ્યામળીઆનું સાચું,
બાકી સર્વે દીસે છે કાચું. ૪
મુજને ન વારો અમારીરે માડી,
દર્શન કરવા જઇશું દહાડી. ૫
કહેશે તેને કહેવારે દઇશું,
આપણે સર્વે સાંભળી રહીશું. ૬
નંદના કુંવર તમે ન કરો વડાઇરે,
મ્હોટા થયા છો મારૂં માંખણ ખાઈ રે. ૭

નંદના કુંવર તમે બહુ રંગ રસીઆ,
અમારે કારણ વહાલો વ્રજમાં વસીયા. ૮
અતિરે આનંદ ભર્યાં નંદઘેર જઇશું,
દર્શન કરીને સુખીયાં થઇશું, ૯
ઘણારે દીવસના વાયદારે વળીયા,
વલ્લભ પ્રભુ શ્રીગોવર્દ્ધન મળીયા. ૧૦

## ધોળ ૩૨ મું.

ઠકરાણી ઘાટ રળીયામણોરે, છોંકર લહેકે બહારરે.
મારૂં શ્રીગોકુળ રળીયામણુંરે.
શ્રીવલ્લભ બીરાજતારે,
શ્રીવીઠલનાથજીના તાતરે, મારૂં શ્રીગો. ૧
ગુણવંત શ્રીગોપીનાથજીરે,
અગ્રજનો અવતારરે. મારૂં શ્રીગો. ૨
ગુણનિધિ શ્રીવિઠલનાથજીરે,
શ્રીકૃષ્ણતણો અવતારરે. મારૂં શ્રીગો. ૩
શ્રીગિરિધર ગોવિંદરાયજીરે,
શ્રીભામની રાણીજીના કંથરે. મારૂં શ્રીગો. ૪

બળવંત શ્રીબાલકૃષ્ણજીરે,
શ્રીકમલાવતી વહુના કંથરે. માૠં શ્રીગો. ૫
ગુણનીધી શ્રીગોકુળનાથજીરે,
શ્રીપાર્વતી વહુજીના કંથરે. માૠં શ્રીગો. ૬
યવનને જીતી વળ્યારે,
રાખ્યો માળાનો ધર્મરે. માૠં શ્રીગો. ૭
શ્રીરઘુપતીજ દુપતી જન્મ્યારે,
શ્રીજાનકી મહારાણીજીના કંથરે. માૠં શ્રીગો. ૮
ગુણવંત શ્રીઘનશ્યામજીરે,
શ્રીકૃષ્ણાવતી વહુજીનાં કંથરે. માૠં શ્રીગો. ૯
શ્રીલક્ષ્મીને સત્યભામા બેઉરે,
અગ્રજને અનુહારરે. માૠં શ્રીગો. ૧૦
શ્રીનવનીતપ્રિયાજીને રીઝવ્યારે,
સેવા કરે સુખસારરે. માૠં શ્રીગો. ૧૧
શોભા યમુના કમલાદેવકાંરે,
શ્રીકમલા બેટીજીના તાતરે. માૠં શ્રીગો. ૧૨
શ્રીગોકુલથી શ્રીજી આવતાંરે,

ચઢતાં શ્રીગોવર્ધનની ટેરરે, મારૂં શ્રીગો. ૧૩
સેવા કરી શ્રીજી સાધશુંરે,
આપે શ્રીગોવર્દ્ધન નાથરે. મારૂં શ્રીગો. ૧૪
શૃંગાર ધરીને દર્પણ ધરેરે,
શ્રીમદનમોહન મુસકાયરે. મારૂં શ્રીગો. ૧૫
ભોગ ધરાવે ને શ્રીભાવતારે,
શ્રી જમુનાજલ ઝારી હાથરે. મારૂં શ્રીગો. ૧૬
આરતી ઉતારી દંડવત કરેરે,
માળા ધરે વ્રજરાજરે. મારૂં શ્રીગો. ૧૭
પાટ અનુસર ત્યાં થયારે,
નમી નમી દંડવત થાયરે. મારૂં શ્રીગો. ૧૮
[illegible]શી શ્રીજી ઉતરેરે,
શ્રીગોવર્દ્ધન[illegible]રે. મારૂં શ્રીગો. ૧૯
સાતે કુંવરની છે જોડ[illegible]
બંસી તે બટના ચોકમાંરે, મારૂં શ્રીગો. ૨૦
વહાલે કર્યો વેણુ નાદરે.
શ્રીવૃંદાવનની કુંજમાંરે,
રાધા રમે સુખ રાસરે. મારૂં શ્રીગો. ૨૧

રમશું રાધાજીના રાસમાંરે,
તાલી શ્રીગીરીધર હાથરે. મારૂં શ્રીગો. ૨૨
રસીક પ્રિતમ રસ રંગમાંરે,
નમી નમી દંડવત થાયરે. મારૂં શ્રીગો. ૨૩

---

# શ્રીજન્માષ્ટમીનું ઘોળ.

## ઘોળ ૩૧ મું.

આનંદ સાગર ઉલટયોરે લોલ,
શ્રીવસુદેવ દેવકીને દ્વારજો;
આઠમ ભાદરવા વદી રે લાલ,
રોહણી નક્ષત્ર બુધવાર જો,
પ્રકટયા શ્રીકૃષ્ણ મન ભાવતા રે લોલ. ટેક. ૧
પીળાં પીતાંબર પેહેરીયાં રે લોલ.
ઓઢયાં ઉપરણા સાર જો;
મસ્તકે મુકુટ બીરાજતા રે લોલ,
કુંડલ ઝલકે છે કાન જો. પ્રકટયા શ્રીકૃષ્ણ ૨
ભાલ તીલક મૃગ મદ તણાં રે લોલ,

ખીટલીઆળા કેશ જો;
ચારે ભુજાએ આયુધ ધર્યા રે લોલ,
શંખ ચક્ર ગદા પદ્મ જો. પ્રકટયા શ્રીકૃષ્ણ. ૩
નાકે નકવેસર શોભીતાં રે લોલ,
ચુની છે લાલ ગુલાલ જો;
અંબર ઉપર મોતી ઢળકતાં રે લોલ,
હડપચીએ હીરલાની કાંન્તિજો. પ્રકટયા શ્રીકૃષ્ણ. ૪
બાંહે બાજુબંધ બેરખા રે લોલ,
પહોંચી છે રત્ન જડાવ જો;
હાથે હાથફુલ સોહે મુદ્રિકા રે લોલ,
ઉર ગજ મોતિના હાર જો. પ્રકટયા શ્રીકૃષ્ણ. ૫
કહેડે સોહે કટી મેખળા રે લોલ,
ચરણે ઝાંઝરનો ઝમકાર જો;
એવા પ્રભુજીને નિર્ખતાં રે લોલ,
દુઃખ ગયાં સર્વે દૂર જો, પ્રકટયા શ્રીકૃષ્ણ. ૬
વસુદેવ દેવકીજી હરખીયાં રે લોલ,
નિરખ્યાં શ્રીમુખ સ્વરૂપજો;
એવા પ્રભુને કયા રાખશું રે લોલ,
કોપ્યો છે કંસરાય ભુપ જો. પ્રકટયા શ્રીકૃષ્ણ. ૭

ત્યારે બાળક એમ બોલીયા રે લોલ,
સાંભળો અમારી વાત જો;
નંદ તણા દરબારમાં રે લોલ,
મેલી આવો મુને તાત જો. પ્રકટ્યા શ્રીકૃષ્ણ. ૮
કન્યા લઇને વહેલા આવજો રે લોલ,
સરશે તમારાં કાજ જો;
તે તમે કંસને દેખાડજો રે લોલ,
મોડશે એનાં માન જો. પ્રકટ્યા શ્રીકૃષ્ણ. ૯
એમ કહીને માયા ફેરવી રે લોલ,
ધર્યું છે બાળ સ્વરૂપ જો;
વિસ્મય થયા વસુદેવ દેવકી રે લોલ,
સ્વપ્નું થયું કે સત્ય જો. પ્રકટ્યા શ્રીકૃષ્ણ. ૧૦
ભાગી ભુંગળ ખોલ્યાં બારણાં રે લોલ.
સુતા છે સહુ દરવાન જો;
મસ્તક ધરી હરિને નિસર્યા રે લોલ.
લીધી શ્રીગોકુલની વાટ જો. પ્રકટ્યા શ્રીકૃષ્ણ. ૧૧
ઝરમર વરસે છે મેહુલા રે લોલ,
ચહુંદિશ ચમકે છે વીજ જો;

આગળ સિંધ ધડુકતારે લોલ,
શેષનાગે કીધી છે છાંય જો. પ્રકટયા શ્રીકૃષ્ણ. ૧૨
શ્રીજમુનાજી વહે છે ભરપુરમાં રે લોલ,
ઉઠે છે લહેર તરંગ જો;
ચરણ કમલ હરિનાં પરસશું રે લોલ,
નીચાં થયાં છે નીરજો. પ્રકટયા શ્રીકૃષ્ણ. ૧૩
દીધો માર્ગ ચાલ્યા ઉતરીરે લોલ,
પહોંચ્યા શ્રીનંદ દરબાર જો;
સુતા દીઠા સહુ સાથને રે લોલ,
મનમાં કીધો છે વિચાર જો. પ્રકટયા શ્રીકૃષ્ણ. ૧૪
શ્રીજશોદાજીની ગોદમાં રે લોલ,
પોઢાડયા શ્રીગિરીધર લાલ જો;
કન્યા લઇ પાછા વળ્યા રે લોલ,
જો જો પ્રભુજીના ખ્યાલ જો. પ્રકટયા શ્રીકૃષ્ણ. ૧૫
જાગ્યાં જસોદાજી તે સમે રે લોલ,
નિરખ્યા શ્રીસુંદર શ્યામ જો;
નંદ અતિ ઘણું હરખિયા રે લોલ,
આપ્યાં છે રત્ન કેરાં દાન જો. પ્રકટયા શ્રીકૃષ્ણ. ૧૬

ઘેર ઘેર તોરણુ બાંધીયાં રે લોલ,
માનિની મંગળ ગાય જો;
સહુ વ્રજ ઉમગ્યો પ્રેમશું રે લોલ,
આનંદ ઉત્સવ થાય જો, પ્રકટયા શ્રીકૃષ્ણુ. ૧૭
હલધર દહી ધૃત દુધની રે લોલ,
મચી છે તહાં કાંઇ કીચ જો;
તાળી પડે ને ફરે ફુંદડીરે લોલ,
નાચે છે સઉ નર નાર જો. પ્રકટયા શ્રીકૃષ્ણુ. ૧૮
બ્રહ્મા મહાદેવ મુનિ દેવતા રે લોલ,
બોલે છે જય જયકાર જો;
દેવનાં તે દુંદભી વાગીયાં રે લોલ,
વરષે છે કુસુમ અપાર જો. પ્રકટયા શ્રીકૃષ્ણુ. ૧૯
એ સુખ શોભા શી કહું રે લોલ,
કહેતાં ન આવે પાર જો,
શ્રીવલ્લભચરણુ પ્રતાપશું રે લોલ,
વલ્લભદાસ જાય બલિહાર જો. પ્રકટયા શ્રીકૃષ્ણુ. ૨૦

## ઘોળ ૩૪ મું

વ્રજની શોભા હું શી કહું, નંદ ઘેર આનંદ ઉપન્યો;

પ્રકટયા શ્રીગિરિધરલાલ [ ૨ ] ટેક. વ્રજની. ૧
નોબત વાગેરે નવરંગી, સોહે રાજદ્વાર;
ટોડલે તોરણ બાંધીયાં,ઝુમખ ઝલકેછે ગોખ. વ્રજની.૨
દીપક જ્યોતી જળહળે, પુરી મેલ્યાં છે ગોખ;
ઉત્સાહે ભર્યા આંગણાં, ઉપમા હરિને હાથ.વ્રજની.૩
બાવનચંદન ઘોરિઘોરિ, પુરયા મોતીના ચોક;
નાનું સરખું ગોકળીયું, આવાં રૂડાં નંદજીનાં રાજ.૪
કહેતી નગરીમાં નીસર્યા, સાથે હલધર વીર;
વહેતી નગરીમાં નીસરી,સૌનેસરખો શૃંગાર. વ્રજની.૫
ગિરિધર ગાયો ચરાવતા, સુંદર જમુનાંને તીર;
માધવદાસની વિનતિ,આપો વ્રજમાં રેવાસ.વ્રજની.૬

## ધોળ ૩૫ મું.

સાચા સંબંધીડા શ્રીગોકુલ કયારે જાશું,
આપણ બે બેલડીએવળગીશ્રીજમુનાજીમાં નાહીશું. ૧
શ્રીગોકુલીઆનીગલીએગલીએ,ગુણગોવિંદનાગાઇશું.૨
શ્રીગિરિધારીઅલબેલાજોઇ,મનચિંતવ્યાલાડલડાવશું ૩
શ્રીશ્રીમનાઠાકોરને જઈ ભેટીશું,સદા સોહાગી થાશું. ૪

## ધોળ ૩૬ મું.

શ્રીબાલકૃષ્ણજી લાલ તમ શું લેહે લાગી;
મારે તમ સરિખા નહીં કોઇ ભય ભવની ભાંગી. ૧
મારા પ્રાણ તણા આધાર, અળગા રહેશોમાં;
વહાલા છોરે હૈયાના હાર, કોઇને કહેશોમાં. ૨
હું તો રૂપ તમારાં જોઇને, રીઝી રંગ રસિયા;
મારે તમ સરિખા નવ કોઈ, મારે મન વસીયા. ૩
મારા કુટુંબ સહીત દર્શન તમારાં મેં કીધાં;
વહાલા તમે મટાડયા તાપ દર્શન બહુ દીધાં. ૪
હું ચરણકમલની દાસી, ચિત્ત ચરણે રાખું;
મેં તો બાંધી તમારી આશ બીજે નવ જાચું. ૫
મારી વિનતિ સાંભળો નાથ તો તમને કહીએ,
અમને આપો શ્રીવ્રજમાં વાસ તમ શરણે રહીએ. ૬
નાહીએ શ્રીજમુનાનાં નીર નિત્ય દર્શન કરીએ,
એમ કહે છે વલ્લભદાસ ભવોભવ તરીએ. ૭

# શ્રીમહાપ્રભુજીના પ્રાકટ્યનું ધોળ.

## ધોળ ૩૭ મું.

શ્રીલક્ષ્મણ ઘેર આજરે વધામણા;
પ્રકટયા શ્રી વલ્લભરાયરે,
સૈયર સૌ દીજીએ વધામણા. ૧

પ્રથમે શ્રીનંદ ઘેર પ્રકટીયા વધામણા,
દ્વિતીયે દ્વિજવર અવતારરે. સૈયર૦ ૨

પંદરસેં પાંત્રીસ સંવતે વધામણા,
મધ્યાન સમે સુખ રાસરે. સૈયર૦ ૩

વૈશાખ વદી એકાદશી વધામણા,
સુભ નક્ષત્ર શુભ વાર રે. સૈયર૦ ૪

ચંપારણ્ય સોહામણા વધામણા,
અગ્નિનો કુંડ ધન્ય ધન્ય રે. સૈયર૦ ૫

બાળ સ્વરૂપ મધ્ય કુંડમાં વધામણા,
ચરણ અંગુષ્ટ મુખ માંય રે. સૈયર૦ ૬

---

* શ્રીસુરતવાળાં શ્રીજસોદા [illegible]જી કૃત.

દેવના તે દુંદુભી વાગીયાં વધામણા,
પુષ્પની વૃષ્ટિ થાય રે. સૈયર૦ ૭
માતે દીધા તાતના ઉછંગમાં વધામણા.
વર્ત્યો છે જય જયકારરે. સૈયર૦ ૮
શ્રીલક્ષ્મણ તાત આનંદીયા વધામણા,
હરખ્યા શ્રીઇલિંમાજી માત રે. સૈયર૦ ૯
ધાઇને તે નંદ ઘેર આવીયા વધામણા,
નાળ વધેરવાને કાજરે. સૈયર૦ ૧૦
ધાઇને તે પુત્ર લીધા ગોદમાં વધામણા,
મુખ ચુંબન છુટી દુધ ધારરે. સૈયર૦ ૧૧
શ્રીજીનો કેસરી ઉપરણો વધામણા.
કંઠીને ચર્ચિત ઓગાળ રે. સૈયર૦ ૧૨
રત્ન જઠીત કેરે પાલણે વધામણા,
ઝુલાવે શ્રીઇલિંમાજી માત રે. સૈયર૦ ૧૩
નંદ જશોદાજી આવીયાં વધામણા,
ગોપી ગ્વાલ સકલ સમાજરે. સૈયર૦ ૧૪
એક નાચેને ફરે ફુંદડી વધામણા,
ગોરસની મચાયેલ કીચરે. સૈયર૦ ૧૫

એક ગાયેને સર્વે ઝીલતા વધામણા,
મંગલ વધાઇ રસાલ રે. સૈયર૦ ૧૬
કદલીના સ્થંભ રોપાવીયા વધામણા,
તોરણ બાંધ્યા છે દ્વારરે. સૈયર૦ ૧૭
મોતીના ચોક પુરાવીયા વધામણા,
કુંકુમ કેસર સાસ રે. સૈયર૦ ૧૮
નામકરણ ગર્ગમુની કર્યાં વધામણા,
શ્રીવલ્લભ આચાર્ય સુખરાસ રે. સૈયર૦ ૧૯
નામ સમર્પણ આપીયાં વધામણા,
કર ગ્રહી સોંપ્યા છે નિજ નાથ રે. સૈયર૦ ૨૦
ગુઢ સ્વરૂપ નિજ સ્વામિનિ વધામણા,
નર દેહ ધરી છે અમ કાજ રે. સૈયર૦ ૨૧
અંગીકૃત જન સર્વે જાણશે વધામણા,
વિમુખને એ રસ દુર રે. સૈયર૦ ૨૨
અમૃત કલ્પવૃક્ષ દ્રુમ ફળ્યો વધામણા,
શાખા પત્ર ફળ રસ રૂપરે. સૈયર૦ ૨૩
આપ સેવને સેવા શિખવે વધામણા,
શૃંગાર ભોગ પ્રકાર રે. સૈયર૦ ૨૪

આપ ચરણ રજ કીંકરિ વધામણા,
જન્મો જન્મની દાસ રે. સૈયર૦ ૨૫
ગાય શિખે શુણે સાંભળે વધામણા,
હોજો શ્રીવ્રજમાં વાસ રે. સૈયર૦ ૨૬

## ધોળ ૧૮ મું.

જે જે લાલ ગોવર્દ્ધનધારી, સુંદર રૂડાં નામજી; ટેક.
શ્રીપુરૂષોત્તમ પ્રકટ થયા, શ્રીવિઠલ રૂપ નિધાનજી. ૧
ટોળે મળી સર્વે તારૂણીનિ, સજોની સોળે શૃંગારજી;
થાળ ભરી મુકતાફળેને, વધાવો શ્રીવલ્લભલાલજી. ૨
વધાવીને શ્રીમુખ નિર્ખો, નીમીષ ન અળગા થાઓજી;
પ્રેમસુધારસ પીઓરે પદ્મણી,હળીમળી મંગળગાઓજી.૩
શ્રીવ્રજસુંદરીજીનાજીવણવહાલા, સેવકના સુખકંદજી;
બત્રીસમાં એકો નહી ઓછું, સોળ કળા મુખચંદજી. ૪
શ્રીવલ્લભ સુતજો વહાલા કરિયે,તોભવસાગરતરીએજી;
અન્ય દેવ ઉપાસના તજીએ, તો વર વિઠલ વરીએજી. ૫
તન મન ધન સમર્પણ કરીએ,વૈષ્ણવને અનુસરીએજી;
માધવદાસ એટલડું માગે,શ્રીગોકુળમાં અવતરીએજી. ૬

## ધોળ ૩૧ મું.

શ્રીવલ્લભ વિઠલ હરિ ન જાણ્યા,તેણે સર્વસ્વ ખોયું રે.ટેક.

તું લાવ્યા શું લઇને જાશો, વારંવાર વહેવાયા રે;
પુષ્ટિમાર્ગમાં જે જન આવ્યા, વિશ્વાસે ના વળગ્યા રે. ૧
સેવાનું ફલ સેવા થાશે, ઋતુ પ્રમાણે મેવા રે;
સંપત પ્રમાણે સમર્પિ લેઇએ, તેનું નામ તે સેવા રે. ૨
સેવા કરશેને પાખંડ ધરશે, તે અથડાતા મરશે રે;
ભાવ વિના જે ભકિત કરશે, તે પથ્થર કેમ તરશે રે. ૩
મીઠું બોલેને આચરણ ખોટાં, તેને તે ખળ કહીયે રે;
માધવદાસ એટલું માગે છે, તેહનો સંગ ના કરીયે રે. ૪

## ધોળ ૪૦ મું.

કૃષ્ણ કહેતાં શું બેસે નાણું, મુર્ખ તુંને કૃષ્ણ કહેતાં શું બેસે નાણું; ટેક.

મીથ્યાલવરીમનગમતી કરે છે,તેમાં નહિં ઠામ ઠેકાણું. ૧
દામનું કામ નહીં પરિશ્રમ,ગાતાં ગોવિંદ ગુણ ગાણું. ૨
કિંચિત શ્રમને લાભ ઘણો, નહિં કોઇએહ સમાણું. ૩
ખાતોન હોયતો નબળો કહું તુંને,જોઇયે બશેરનું ભાણું.૪
હરિ ભજતાં તુંનેઆળસઆવે ભવભટકણનિશાવહાણું.૫
કો દહાડો તુંને કો લીન થવું જે, કૃષ્ણકીર્તન મુખઆણું.૬
પ્રભુ સ્મરણ વિના ભવ ન તરાયે,હું નિશ્ચે કરીને જાણું.૭
જનદયોકહેહરિભજ મનમ્હારા, ફરી નહિમળેઆટાણું.૮

## ધોળ ૪૧ મું.

કૃષ્ણ કામધેનુ દુઝે હમારે,
નિત્ય અમૃત રસ પીજેરે;
નિત્ય અમૃત રસ પીજે હો રસીયા,
નિત્ય અમૃત રસ પીજે રે. કૃષ્ણ૦ ૧
ખાણ ખરચને ચારો ન માગે,
એનો દોહનારો દુઃખીયો ન થાયે રે;
અરણુ ન રહે કોઈ હમારા કુળમાં,
વાછરૂ મરી નવ જાય રે. કૃષ્ણ૦ ૨
ખારાં ખાટાં ને તીખાં બીજાં,
અવરન રસ શું જાણે રે;
જુગના જીવણ જુગતેં જોગવે,
દહીં દુધ ઘૃત ઘણું આપે રે. કૃષ્ણ૦ ૩
આંખે છે આંજણી ને મોંઢે છે મુંજણી,
તોય કહેતી ગાય ખોટી રે;
વલ્લભના સ્વામિ પ્રભુ રસિક શીરોમણી,
ભવના બંધન કાપે રે. કૃષ્ણ૦ ૪

# શૃંગાર સમે ગાવાનુ ધોળ.

## ધોળ ૪૨ મું.

વાંકે અંબોડે શ્રીનાથજીને, સુંદર શ્યામ સ્વરૂપ;
શ્રીવલ્લભ સુત સેવા કરે, એ શ્રાગોકુલના ભુપ. ૧
પાઘ બાંધે વ્હાલો જરકશી, ને સુંદર વાઘા સાર;
પટકા છે પચરંગના, સજીઆ તે સોળે શૃંગાર. ૨
કેસરી તિલક સોહામણાં, નાસિકા વિશ્વાધાર;
ચીબુકની અતિ કાન્તિ છે, કંઠે મોતીના હાર. ૩
હડપચીએ હીરલો ઝગમગે, એમના તેજતણો નહિપાર;
અધર બીંબ એ રસીક છે, ઝળકે તે જ્યોત પ્રકાશ. ૪
બાંહે બાજુબંધ બેરખા, હરિના ખીટલીઆળા કેશ;
નિરખ્યાને વળી નિરખશું, એનોપાર ન પામે શેષ. ૫
ડાબી બાજુએ ગિરિવર ધર્યા, જમણો કરી મધ્યભાગ;
કૃપા કરો શ્રીનાથજી, મારાં હૈડાં ટાઢાં થાય. ૬
પાયે ઘુઘરી રૂણઝણે, મોજડીએ મોતીની હાર;
કૃપા કરો શ્રીનાથજી, બલિહારી માધવદાસ. ૭
માધવદાસ માગે સદા મ્હારૂં માગ્યું આપો મહારાજ;
વળી વળી કરૂં વિનતિ, મને આપોશ્રીવ્રજમાં વાસ. ૮

## ઘોળ ૪૩ મું.

ઉભા રહો તો કહું એક વાતડી. શ્રીનાથજી;
તમ માટે ગાળી છે મેં તો જાતડી. શ્રીનાથજી. ૧
જે દહાડે મળ્યા હતા વૃંદાવનમાં. શ્રીનાથજી;
તે દહાડાની તાલાવેલી તનમાં. શ્રીનાથજી. ૨
શ્રીનાથજી જોયાના મને કોડરે. શ્રીનાથજી;
પુરી મ્હારા મન કેરી આશરે. શ્રીનાથજી. ૩
હસો છો મધુરૂં વાંકું જોઇને. શ્રીનાથજી;
નયનને કટાક્ષે મ્હારાં મન મોહીને. શ્રીનાથજી. ૪
ક્ષણુક્ષણુ ભણકારા વાગે કાનમાં. શ્રીનાથજી;
ઘરમાં જાઉં ને ગાઉં તાનમાં. શ્રીનાથજી. ૫
ચિત્ત ચોટતું નથી ઘરકામમાં. શ્રીનાથજી;
ઘેલી ઘેલી કહે છે ગોકુલ ગામમાં. શ્રીનાથજી. ૬
કહેનારાં કહે છે પણ માથે છો ધણી. શ્રીનાથજી;
વલ્લભના સ્વામી હું દાસી તમતણી. શ્રીનાથજી. ૭
પ્રિતડી કરીએ તો હવે પાળીએ, શ્રીનાથજી;
શરણે આવે તેને તારીએ. શ્રીનાથજી. ૮
પુરો મ્હારા મન કેરી આશરે. શ્રીનાથજી;
શરણે આવ્યો છું તમ દાસરે. શ્રીનાથજી. ૯

ભવોભવ પાર ઉતારીએ. શ્રીનાથજી;
બલિહારી જાય માધવદાસરે. શ્રીનાથજી. ૧૦

## ધોળ ૪૪ મું.

કાંકરોલીનારે વાસી, તંતો વ્હાલા મુજને પ્રીત્યી હાસી. ૧
પુર્વજન્મનીરે પ્રીતે, તે રસ માણ્યું રંગ રીતે. ૨
નિર્ભય થઇનેરે નાચ્યું, શ્રીવ્રજભુષણજીને જોઇને રાચ્યું. ૩
એ વિના બીજું સર્વે કાચું, નિગમ કહેછે એછે સાચું. ૪
દયા કરીછેરે દયાળે, કૃપા કરિ પ્રભુ જીવપર ભાળે. ૫
મહાસુખપામ્યાંરેજોતાં, વ્હાલેમારેભટકણભાગ્યાંગોથાં. ૬
તર્યાનું ઠેકાણું રે એછે, દાસ મનોહર નિરખી કહેછે. ૭

# શ્રીચોરાશી વૈષ્ણવનું ધોળ.

( અલીખાનજી કૃત. )

## ધોળ ૪૫ મું.

શ્રીવિઠલવર નીત પ્રતી ગાઉં,
જાહી વિધિ શ્રીવૃંદાવન પાઉં;
શ્રી વલ્લભ પ્રભુકો કરૂં પ્રણામ,
સુમરો શ્રીગિરિવર ધર નામ. ટેક૦

---

* મુળ પુરૂષના રાગમાં ગવાય છે.

સુમરો શ્રીગિરિવર ધરણવરનિત શરણશ્રીવલ્લભહરિ,
શ્રી વિઠલેશ કૃપાલ સાગર ચરણ રજ મસ્તક ધરિ. ૧
અબ ગાયહો નિજ જનકે ગુણ સૂચીપત્ર પ્રકટ કરો,
નિજભકત ચોરાસી ભયે અબ નામ તિનકો ઉચ્ચરો. ૨
અબ હરસાની દાસ [1]દામોદર કહો હું એક પ્રથમહી,
[2]કૃષ્ણદાસ મેઘન ગાય કે સુખ પાયકે આનંદ સહી. ૩
કન્નોજમેં એક દાસ[3]દામોદર સંભલવારહિ સુખ લહો,
એક [4]પદ્મનાભ વિશાલપ્રતિ કવિ કોનકો સમતા કહો. ૪
[5]રઘુનાથ[6]તુલસા[7]પાર્વતીકે ગુણ કહો ચિત્ત લાયકે,
એક [8]રામદાસજી બડે ભિતરીઆ લસત[9]રજો ચાયકે. ૫
તહાંશેઠ[10]પુરૂષોત્તમ કહો[11]ગોપાલ બેટા [12]રૂકમણી,
તહાં સારસ્વતએક[13]રામદાસજી કહો[14]અમા ક્ષત્રાણિ. ૬
સુમરો[15]ગદાધરદાસ [16]વેણીદાસ [17]માધવદાસકો,
[18]હરિવંશપાઠકજાનીયે[19] ગજનધાવન[20] ગોવિંદદાસકો.
જહાં બ્રહ્મચારીદાસ[21]નારાયણ શ્રી મહાવનમે વસે,
તહાંશેઠ[22]દીનકરદાસકાયસ્થદાસ[23] દીનકરજગલસે. ૮
કાયસ્થ[24]મુકુંદહી સુમરીએ જુમુકુંદ સાગર જીનકિયો,
કહિયે જલોટા [25]પ્રભુદાસહિ એક મન નિશ્ચે દીયો. ૯
સિહાનંદ વાસી ભકત ઉત્કટ ભાટ એક [26]પ્રભુદાસહે,

ક્ષત્રીજુ[૨૭]પુરૂષોત્તમદાસ શોભીત રાજઘાટનીવાસહે. ૧૦
કાયસ્થ ખરનો[૨૮]ત્રિપુરદાસહિં ભક્ત રતન ઉદારહે,
જેબલ[૨૯]પુરણમલ્લશોભીત[૩૦] જાદવેન્દ્રદાસ કુંભારહે. ૧૧
કહે ભટ્ટ[૩૧]માધો કાશ્મિરી લીખી જિન સુબોધીની,
ખરનો[૩૨]ગુસાંઇદાસ કે ગુણ દયાસાગર વર્દ્ધિની. ૧૨
[૩૩]પદ્મા જુ રાવલ ખરનેહો જોશી કહો[૩૪]પુરૂષોત્તમ,
જગન્નાથ જોશીસુમરિહોંશ્રી[૩૬]રામદાસજી ઉત્તમ.૧૩
[૩૭]ગોવિંદ દુવે ખેરાલુકે[૩૮]કૃષ્ણદાસ અધીકારી કહો,
પ્રોહિતજુમીરાંબાઇકોભજ [૩૯]રામદાસહિં સુખલહો. ૧૪
[૪૦]ઘુલા જુમિશ્ર સારસ્વત એક[૪૧]રામાનંદ પંડિતભનો.
એક[૪૨]વિષ્નુ[૪૩]વેણીદાસછીપા[૪૪]જીયાદાસ કૃપાત્રનો. ૧૫
[૪૫]ભગવાનદાસ સિધોતરા[૪૬]કવિરાજ ભાટબરે ભયે,
લઘુએક[૪૭]પુરૂષોત્તમમહામતી ધીરજ અનવસરસયે. ૧૬
અબ કહો શ્રી[૪૮]ગોપાલદાસજી નરોડા જાકે છંદ હે,
ઓર ક્ષત્રી એકજુ શેઠ ચોપડા[૪૯]જનાર્દન આનંદહે. ૧૭
એક ભાટ[૫૦]નારાયણ કહો મથુરા વસે આનંદ ભરે,
શ્રીમદનગોપાલ પ્રકટ નારાયણ સદનહિમેં અવતરે. ૧૮
[૫૧]ગરૂડ સ્વામિ પરમ કહીયે [૫૨]દેવાકપુર બીરાજહી,
લલિતલાલ ત્રિભંગ મુર્તિ મોંદસો જહાં રાજહી. ૧૯

ક્ષત્રી[૫૩]કનૈયાલાલ[૫૪]નરહરિદાસ બ્રાહ્મણ વરનિયે,
શ્લોક[૫૫]ઉત્તમદાસ કહિ[૫૬]હરિદાસ પુષ્કરણાં કહિયે. ૨૦
સુનો અબ ચોહાણ બડે એક [૫૭]રામદાસ કહવાવહિ,
પ્રથમ બાદા[૫૮]બાદરાયણ ભટ્ટ [૫૯]મોહન ભાવહિ. ૨૧
[૬૦]રાજા દુવે[૬૧]માધોદુવે દ્વે વિપ્ર ઉનકે સંગ વસે,
વ્યાસ[૬૨]રાણાદાસ પીતાંબર મુકુટમણિરસમય રસે. ૨૨
[૬૩]ગોપાલદાસવ્રજવાશી જટાધારી મહા અનુભવ ભરે,
[૬૪]ગોરજા સમરાઈ કહો નંદલાલ જીન રસમય ઢરે. ૨૩
કહી[૬૫]સૂર [૬૬]પરમાનંદ છકડા [૬૭]વાસુદેવ વખાણિયે,
[૬૮]બાબાજુ વેણી[૬૯]કૃષ્ણ[૭૦]જાદવદાસકે ગુણગાનિયે. ૨૪
[૭૧]ભાગોજુક્ષત્રાણીકહોએક[૭૨]અચ્યુત[૭૩]આનંદદાસહે,
દુજેજુ[૭૪]અચ્યુતદાસ દ્વિજવર હરિચરણ વિશ્વાસહે. ૨૫
[૭૫]આનંદ[૭૬]વિશ્વંભરદાસ [૭૭]સ્યામસુતારકેગુણગાઇયે,
વાસી અડેલ સદા નિરંતર સુંદર હરિ મન લાઇયે. ૨૬
દીવાન ઠઠાકો [૭૮]નારાયણદાસ પ્રગટ લુહાણુહે,
માતા કહિયે સિંહાનંદ [૭૯]ક્ષત્રાણિપુત્રવત્સલ ગાનહે. ૨૭
કહે[૮૦]સંતદાસમહાવિરક્તઆસક્તનિત્યગિરિધરનસો,
[૮૧]આનંદ[૮૨]જગતાનંદ દ્વિજવરદીનકુલહરિશરણસો. ૨૮
[૮૩]કુંભનદાસ મહા રસમત્ત જીન પ્રભુ સો સચી,

"કૃષ્ણદાસ ગોવાલ કહિયે જીન ગૌ નાહરતેં બચી. ૨૯
એ ભકત ચોરાશી ભજો તબ શ્યામ શ્યામા ગાઇયે,
વિનતી સુની અલિદીનકી વ્રજવાસ કબધોં પાઇયે. ૩૦
અબ જાત દીન બીંતે સબેં મેરી આશ કબધો પૂરહી,
કે દીન આ જગમાંઝ નીશદીન ત્રાસહિંમેં ધુજહીં. ૩૧
યે ભકત જનસોં હેત તુમસોં તાહી છિન પ્રભુ જાનહો,
જબ દીનકો ગિરિરાજ વૃંદા વિપુનકે સુખ સાનિહો. ૩૨

# શ્રીચોરાશી વૈષ્ણવનું ઘોળ.

## ઘોળ ૪૬ મું.

પ્રથમ સ્મરૂં શ્રીવલ્લભ શ્રીવીઠલેશ જો,
એમના ચરણ કમળની રજ મસ્તક ધરૂં;
જાશે મારા જન્મ તણા કલેશજો,
ચોરાશી વૈષ્ણવના ગુણ ગાઇયે પ્રેમસું. ટેક. ૧
શ્રીદામોદરદાસ હરસાણી પ્રભુ પાસે રહેતા,
એમને શ્રીવલ્લભ કહેતા દમલા નામ જો;
તારા સારૂ આ માર્ગ પ્રકટ કર્યો,
એવી રીતે શ્રીમુખથી કહેતા આપજો. ૨
કૃષ્ણદાસ મેઘન તે આજ્ઞા પાળતા,

શ્રીવલ્લભના તો મનની જાણે વાત જો;
ગંગાસાગર તરીને મુરમુરા લાવ્યા જો,
રાતે રાતે શ્રીમહાપ્રભુજીને આરોગાવ્યા જો;
ત્રણ વસ્તુ શ્રીમહાપ્રભુજી પાસે માગી સહિ,
બે વસ્તુનાં આપ્યાં છે વરદાન જો. ૩
સંભરવાળા દામોદરદાસ ક્ષત્રિ કહીએ,
એમને માથે શ્રીદ્વારકાંનાથજી બીરાજે જો;
વિવિધ ભાતની સામગ્રી ઉજવલ કરી,
પ્રીત કરીને નિત્યપ્રતિ ધરતા ભોગ જો. ૪
પદ્મનાભદાસે સેવ્યા શ્રીમથુરેશજી,
ભાવ કરીને છોલા ધરતા ભોગ જો;
પ્રેમ કરીને આરોગ્યા બહુ સ્વાદથી,
જે જે વસ્તુના નામ લઈને ભોગ ધરતા જો;
તે તે વસ્તુનો સ્વાદ મહાપ્રસાદમાં આવતો જો. ૫
પદ્મનાભદાસની બેટી તુલસા જાણજો,
એક સમે એક વૈષ્ણવ આવ્યા ઘેર જો;
તેને મહાપ્રસાદ લેવરાવી બહુ આદર કર્યો,
ભગવત્સ્મરણ કરતા બેઉ કરજોડ જો. ૬
પદ્મનાભદાસના સુતના પાર્વતી વહુ,

શ્રીઠાકોરજીની સેવા કરતા રીતે ભાતે જો;
એમના સુત રઘુનાથદાસને જાણજો,
શાસ્ત્ર ભણીને આવ્યા શ્રીગોકુળ માંહ્યજો. ૭
રજોક્ષત્રાણી શ્રીબાલકૃષ્ણજીને સેવતા,
સામગ્રી કરીને શ્રીહરિને ભોગ ધરાવતા જો;
શ્રીમહાપ્રભુજી ની યે આરોગતા,
એમને શ્રીવલ્લભે કીધા સેવા યોગ્ય જો. ૮
શેઠ પુરૂષોત્તમદાસ ક્ષત્રિ કાશીમાં રહેતા સદા;
શ્રીમદનમોહનજીને બાવન બીડાં આરોગાવતા જો;
શ્રીમહાપ્રભુજીએ નામ દેવાની આજ્ઞા કરી,
પહેલો નંદ મહોત્સવ એમને ઘેરથી માન્યો જો. ૯
શેઠ પુરૂષોત્તમદાસની બેટી કહીએ રૂક્મણી,
કાર્તકી ન્હાવાને શેઠ પુરૂષોત્તમદાસને પુચ્છ્યું જો;
સામગ્રી કરીને શ્રીહરિને ભોગ ધરાવતા,
ગંગાજી સરખાં તીર્થ મનમાં ન લાવ્યા જો. ૧૦
શેઠ પુરૂષોત્તમદાસના બેટા ગોપાલદાસ જાણજો,
શ્રીમદનમોહનજી સાનુભાવ જણાવતા જો;
એમના મુખથકી શ્રીમદનમોહનજી ઉચ્ચારતા,
રાતે રાતે શ્રીઠાકોરજી હુંકારી દેતા જો. ૧૧

સારસ્વત બ્રાહ્મણ રામદાસને જાણજો,
એમને તાંતીવાલોને દ્રવ્ય દેઈને પાછા લીધાં:
શ્રીનવનીત પ્રિયાજીએ વાણીયાનું દેવું આપીયું,
જલબીડા કંઈ લેતા અપરશ માંહ્ય જો. ૧૨
સારસ્વત બ્રાહ્મણ ગદાધરદાસને જાણજો,
એમને માથે શ્રીમદમોહનજી બીરાજે જો;
ઔર તનને ચતુર્ભુજ સ્વરૂપ સોહામણા,
જલછાણિને સમે સમે ભોગ ધરતા જો, ૧૩
વૈષ્ણવ કહીએ વેણીદાસ માધવદાસ બે ભાઈજો,
ગદાધરદાસે ભક્તિ આપી પ્રેમશું;
એમના આશિરવાદથી થયાછે વૈષ્ણવરાજજો. ૧૪
હરિવંશ પાઠક છે બનારસના વાસીજો;
ધંધાને અર્થે રહેતા પાટણ ગામમાં;
ડોલ ઝુલાવવાને આવ્યા પોતાને ઘેર જો. ૧૫
ગોવિંદદાસ ભલા છે થાનેશ્વરનાવાસી જો,
શ્રીજીની સેવા પહોંચીને ઘેર આવતા;
રસોઇ કરીને ઘરમાં પ્રસાદ લેતાજો. ૧૬
અમા ક્ષત્રાણી વૈષ્ણવ છે બહુ ભાવિક જો,
શ્રીઠાકોરજીની સેવા કરીને સુખ માનતા.

બે પુત્રનો શોક મનમાં ન લાવ્યા જો. ૧૭
ગજ્જનધાવને શ્રીનવનીતપ્રિયાજીને રીઝવ્યા,
ભાત ભાતની પ્રભુ સાથે ક્રિડા કરતા જો;
સાચી પ્રીતે શ્રીહરીને મન ભાવીયા. ૧૮
મહાવનમાં એક નારણદાસ બ્રહ્મચારી જો,
શ્રીગોકુલચંદ્રમાજીને ખીર ધરતા પ્રીતશું;
ઘાસ ધોઇને ગાયોને ખવરાવતા જો,
જ્યાં બેસે ત્યાં દ્રવ્યના ઢગલા થાય જો;
બેટીને કહે બગાડ કાઢી નાંખોજો. ૧૯
મહાવનમાં એક વૈષ્ણવ છે ક્ષત્રાણી જો,
શ્રીજમુનાજી ન્હાવાને નિત્યે આવતાં;
ચાર સ્વરૂપ એમને ત્યાંથી પ્રાપ્ત થયાં જો. ૨૦
જીઆદાસસુરીલો ક્ષત્રિ સાર જો,
ચાર પહોર શ્રીલાડિલેશજીની સેવા કરી;
દેહે દોડીને આવ્યા લીલા માંહ્ય જો. ૨૧
દેવાકપુર ખત્રી કડા ગામના વાસી જો,
શ્રીલલિતત્રિભંગીને સેવ્યા બહુ રસ રીતશું;
એ વૈષ્ણવ મહા કહિએ પ્રભી પુરા જો. ૨૨
વૈષ્ણવ કહીએ એકજ દીનકર શેઠજો,

કથા સાંભળવા ઉપર એમને રૂચી ઘણી;
શ્રીમહાપ્રભુજીએ એમને શ્રોતા કીધા જો. ૨૩
દિનકર મુકુંદદાસ કાયસ્થ કહિએ જો,
સુબોશ્રીધિનીજી માંહે પ્રવેશ ઘણો;
એતો ચરણકમળમાં દૃઢ આશરોકરી રહેતાજો. ૨૪
પ્રભુદાસ જલોટા ક્ષત્રિ સીહાનંદના વાસીજો,
એમને માથે મદનશ્રીમોહનજી બીરાજતા;
દર્શી લઇને મુકિત આહીરને આપી જો. ૨૫
પ્રભુદાસ ભાટ તે સિંહાનંદના વાસીજો,
શ્રીઠાકોરજીની સેવા કરીને સુખ માનતા;
પ્રથોદક તીર્થ તુચ્છ કરીને માન્યા જો. ૨૬
પુરૂષોત્તમદાસ તે રહેતા આગ્રા માંહે જો.
એમને ઘેર શ્રીગુસાંઇજી સદાએ પધારતા;
કૃપા કરીને ભોજન કરતા ત્યાંય જો. ૨૭
ત્રિપુરદાસ કાયસ્થ શેરગઢના વાસીજો,
શ્રીગોર્દ્ધનનાથજીને પીઠ દઈને નવ ચાલતા;
એમની રંગીન પ્રભુજીએ કીધિ અંગીકારજો. ૨૮
પુરણમલ ક્ષત્રી અંબાલાના વાસી જો,
એમને સ્વપ્નામા શ્રીનાથજીએ આજ્ઞા કરી;

શ્રીગોવર્દ્ધન ઉપર મંદિર મારાં કરજો જો. ૨૯
જાદવેંદ્રદાસ પ્રજાપતી તે બહુ બલવંત જો,
શ્રીગુસાંઇજીએ [1]નીમ ખોદવાની આજ્ઞા કરી;
અઢી પહોર રાતમાં ખોદી કરી તૈયાર જો. ૩૦
ગુસાંઈદાસ તે સારસ્વત બ્રાહ્મણ કહીએ જો,
એમના ઉપર શ્રીમહાપ્રભુજીએ કૃપા કરી;
શ્રીઠાકોરજીના સ્વરૂપ પધરાવીને આપ્યા જો. ૩૧
માધ ભટ્ટ તે કાશ્મીરના વાસી જો,
એમણે શ્રીમહાપ્રભુજીની શ્રીમુખની કથા શુણી;
શ્રીસુબોધીનીજી લખતા અવળે પગલેજો. ૩૨
વાંસવાડાના કહીએ ગોપાળદાસ જો,
ધર્મશાળા બંધાવી ઘરને બારણે;
વૈષ્ણવ ઉતરે ને ભગવદ્ વાર્તા થાય જો. ૩૩
પદ્માંરાવળ સાચોરા બ્રાહ્મણ કહીએ જો,
એ ગોપાલદાસની સંગે બહુ વૈષ્ણવ થયા;
શ્રીમહાપ્રભુજીએ ચંદન ચરણામૃત આપ્યાં જો. ૩૪
પુરૂષોત્તમ જોશી સાચોરા બ્રાહ્મણ કહિએ જો,
એ ઉજ્જન પદ્મારાવળને ઘેર આવતા;

---

[1] મકાનનો પાયો.

કૃષ્ણભટે બહુ આદર કરીને બોલાવ્યા જો. ૩૫
જગન્નાથ જોશી સાચોરા બ્રાહ્મણ ખેરાલુના વાસીજો;
એક દીવસ એમના મન માંહે આવિ ગયું;
શ્રીઠાકોરજી કેમ વાઘા પહેરીને આરોગે જો. ૩૬
જગન્નાથ જોશીની માતા વૈષ્ણવ કહિએ જો,
બે સુતને શ્રીમહાપ્રભુજી પાસે મોકલ્યા;
સેવક થઇને આવ્યા પોતાને ઘેર જો. ૩૭
નરહર જોશી સાચોરા બ્રાહ્મણ,
શ્રીજગન્નાથરાયજી જાતા જો;
એક વૃક્ષ તળે જઇને રસોઇઓ તૈયાર કરી,
શ્રીઠાકોરજીએ રોટી માગી લીધી જો. ૩૮
રાણાવ્યાસ સાચોરા બ્રાહ્મણ, ગોધરાગામનાવાસીજો;
શ્રીમહાપ્રભુજીને ત્યાં જઈ સેવક થયા,
એક રજપુતાણીના સત નાખ્યા ઉતારી જો. ૩૯
રામદાસ સાચોરા બ્રાહ્મણ રાજનગરના વાસીજો,
શ્રીમહાપ્રભુજીએ સેવા સોંપી ચરણની;
તે પધરાવીને આવ્યા પોતાને ઘેર જો. ૪૦
ગોવિંદ દવે સાચોરા બ્રાહ્મણ,
એમનું મન વિગ્રહ બહુ રહેતું જો;

શ્રીમહાપ્રભુજીએ નવરત્ન પાઠ ભણાવીયા,
તે શિખ્યાથી સેવામાં ચિત્ત રહેતું જો. ૪૧
સાચોરા બ્રાહ્મણ રાજાદુવેને માધવદુવે બે ભાઇ જો,
એમની કૃપાથી બીજા બે વૈષ્ણવ થયા;
એમના દુઃખ એક ક્ષણમાં નાંખ્યા કાપી જો. ૪૨
ઉત્તમ શ્લોકદાસ સાચોરા બ્રાહ્મણ,
શ્રીજીના ભીતરીયા જો, સૌ સેવકને ઘી લઈ પીરસતા;
સૌ સેવક એમને મહેતારી કહી બોલાવતાજો. ૪૩
ઇશ્વરદુવેસાચોરા બ્રાહ્મણ શ્રીજીના રસોઇઆજો,
શ્રીમહાપ્રભુજી પાસે એવું માગીયું;
આપ ઉપર મને કુભાવ કદી ન આવે જો. ૪૪
છકડા વાસુદેવ સારસ્વત બ્રાહ્મણ કહિએ જો,
શ્રીમહાપ્રભુજીની *હાંડવઇ લેઇને ચાલતા;
વળી હાકેમ સાથે યુદ્ધ કરીને જીત્યા જો. ૪૫
બાબાવેણુને કૃષ્ણદાસ ગગરીઆ કહિએ જો,
એક પદ ગાઈ ને લીલામાં પ્રવેશ કર્યો;
જાદવદાસ ખવાસે સેવા કરી દેહ છોડી જો. ૪૬
જગતાનંદ તે સારસ્વત બ્રાહ્મણ,

---

* એક છકડાનો બોજો.

થાનેશ્વરના વાસી જો;
સરસ્વતી ઉપર કથા કહેવાને બેસતા,
શ્રીમહાપ્રભુજીએ એમને વૈષ્ણવ કીધા જો. ૪૭
આનંદદાસ વિશ્વંભરદાસ, ક્ષત્રિ વૈષ્ણવછે બેભાઇજો;
તે ભગવત્વાર્તા કરતા એકાંતે બેસી;
બીચ બીચમાં શ્રીઠાકોરજી હુંકારી દેતાજો. ૪૮
એક બ્રાહ્મણી વૈષ્ણવ અડેલમાંહી રહેતી જો,
એમના ઉપર શ્રીમહાપ્રભુજીએ કૃપા કરી;
એમને માથે શ્રીબાલકૃષ્ણજી પધરાવ્યા જો. ૪૯
વૈષ્ણવ ક્ષત્રાણિ ચરખો કાંતિને રહેતા જો,
લાડવા કરીને મંદીરમાં ઉંચા ધર્યા,
તે શ્રીબાલકૃષ્ણજી તત્ક્ષણ લઈ આરોગ્યા જો. ૫૦
સિહાનંદના સાસુ વહુ ક્ષત્રાણિ,
ગોરજા ને સમરાઇ જો,
એમને માથે શ્રીદામોદરરાયજી બીરાજતા,
સાચી પ્રીત જાણીને વહુ સાથે રમણ કીધાં જો. ૫૧
શ્રીરૂક્મણી વહુજીનિ ખવાસણી કૃષ્ણદાસી જો.
શ્રીવલ્લભ તો પ્રકટયા તે એમને કહે;
શ્રીગોકુલનાથજી ધરીઆં એમના નામ જો. ૫૨

બુલામીશ્રમ સારસ્વતબ્રાહ્મણ પશ્ચિમદેશના વાસીજો,
ક્ષત્રી યજમાનને હરિવંશ સંભળાવીયા;
તે સાંભળ્યાથી પુત્ર થયો તત્કાળ જો. ૫૩

રામદાસ મીરાંના પ્રોહીત, મેવાડમાં રહેતા જો,
વૃત્તિ છોડીને બીજે ગામ જઇને રહ્યા;
મીરાંનાં મુખ કોઇ દહાડો નવ જોયાં જો. ૫૪

બીજા રામદાસ રજપુત ને ચોહાણ જો,
શ્રીગિરિરાજનિ કંદરામાં રહેતા સદા;
શ્રીમહાપ્રભુજીએ શ્રીજીની સેવા સોંપી જો. ૫૫

ત્રીજા રામદાસ પંડિત થાનેશ્વરના વાસી જો,
વૈષ્ણવ અપરાધે શ્રીમહાપ્રભુજીએ ત્યાગ કર્યો;
વચનવાળા શ્રીનાથજીએ નવ છોડયા જો. ૫૬

વિષ્ણુદાસ છીપા શ્રીગુસાંઇજીની સેવા કરતા જો,
વાદ કરતા પંડિત પાછા વાળીયા;
શ્રીમહાપ્રભુજીની કૃપાથી સમર્થ ભારે જો. ૫૭

જીવણદાસ કપુર ક્ષત્રી શીહાનંદના વાસી જો,
રસોઇ કરતાં ઘટા ઉઠી વરસાદની;
શ્રીમહાપ્રભુજીની આણ દેઇને રોકી જો. ૫૮

ભગવાનદાસ તે સારસ્વતબ્રાહ્મણ હાજીપુરનાવાસીજો,
એમને ઘેર શ્રીગુસાંઇજી સદા પધારતા;
ચરણ પાદુકાની સેવા કરતા પ્રીતે જો. ૫૯
બીજા ભગવાનદાસ શ્રીજીના ભીતરીઆ જો;
બાલભોગની સામગ્રી કરતા ભાવશું;
શ્રીમહાપ્રભુજીએ શ્રીજીની સેવા સોપીજો. ૬૦
અચ્યુતદાસ સનોડીયા બ્રાહ્મણ,
માનસી ગંગા ઉપર રહેતા જો;
શ્રીગિરિરાજની દંડવતી પરિક્રમા ત્રણવાર કરી,
સેવા સ્મરણ કરતા નિશદીન સાર જો. ૬૧
બીજાઅચ્યુતદાસગૌડબ્રાહ્મણ મ્હોટાભગવદિકહીએજો.
એમના માથે શ્રીમદનમોહનજી બીરાજતા;
હવે બીરાજે શ્રીનાથજીની પાસે જો. ૬૨
ત્રીજા અચ્યુતદાસ સારસ્વત બ્રાહ્મણ,
કડા ગામના વાસી જો,
શ્રીમહાપ્રભુજીની સાથે પૃથ્વી પરિક્રમા ત્રણવાર કરી,
એમને માથે બીરાજે ચરણાવિંદની સેવા જો. ૬૩
નારાણદાસ તે દેશાધીપતીના ચાકર કહીએ જો,
શ્રીમહાપ્રભુજીના દર્શનની આરતિ ઘણી;

એમને ચાકરકહેચલોભઇઆ, શ્રીગોકુળજઇએજો. ૬૪
બીજા નારાયણદાસ મથુરાજીના વાસી જો,
એમના સ્વપ્નામાં શ્રીમદનમોહનજીએ આજ્ઞા કરી;
શ્રીવૃંદાવનની ભુમીમાંથી કાઢો જો. ૬૫
ત્રીજા નારાયણદાસ લવાણા નગરઠઠાના વાસી જો,
એ બ્રાહ્મણ વૈષ્ણવને કન્યાદાન દેવાને દ્રવ્ય આપીયાં;
ત્યારે બંધીખાનેથી છુટીને ઘેર આવ્યા જો. ૬૬
શીહાનંદમાં એક વૈષ્ણવ છે ક્ષત્રાણી જો,
શાક લેવાને શ્રીઠાકોરજી પોકારતા;
*તોતરી કરીને રોટી ધરતા ભોગ જો. ૬૭
દામોદરદાસ કાયસ્થ એમની સ્ત્રી વીરાંબાઇ;
શેરગઢના વાસી જો,
એમને માથે શ્રીકપુરરાયજી બીરાજતા;
શ્રીઠાકોરજીની આજ્ઞા થકી સુવાવડમાં સેવા કરી,
શુદ્ધ થયા ત્યારે અપરશ કાઢી નાંખી જો. ૬૮
શીહાનંદના સ્ત્રી પુરૂષ રહેતા આગ્રા માંહે જો,
સાંકડી જગ્યાને માટે એ બહાર સુતા;

---

* ટેડકા.

મેહ વરસતાં પલળતાં એ બેઉ જણાં.
શ્રીઠાકોરજીએ ઘરમાં બોલાવીને લીધાં જો. ૬૯
એક સુતારને એક અન્ય માર્ગીનો સંગ હતો,
એ સુતારને એક વૈષ્ણનો સત્સંગ થયો;
પુર્ણ પુરૂષોત્તમ જાણીને શરણે આવ્યા જો. ૭૦
કવિલઘુ પુરૂષોત્તમદાસ કવિતમાં બહુ બળવંતા જો,
એ કવિત કરીને શ્રીજીને સુણાવતા;
શ્રીમહાપ્રભુજીના કવિતપણું બહુ કરતા જો. ૭૧
કવિ રાજ ભાટ તે ત્રણ ભાઈ છે વૈષ્ણવ જો,
શ્રીમહાપ્રભુજીને શ્રીગોવર્દ્ધનનાથજી;
એક કરીને જાણતા,
બે સ્વરૂપના કવિત ભેળા કરતા જો. ૭૨
ગોપાળદાસ તે ઈંટોડાના વાસી જો,
ચોખરા કરીને બહુ રીતે ગાયા જો;
તે સુણીને શ્રીમહાપ્રભુજી પ્રસન્ન થયા,
એવી રીતના બહુ છંદ બનાવ્યા જો. ૭૩
જનાર્દનદાસ ચોપડા ક્ષત્રી શ્રીગોકુલમાં આવ્યા જો,
શ્રીમહાપ્રભુજીનાં અલૌકીક દર્શન થયાં,
પુર્ણ પુરૂષોત્તમ જાણીને શરણે આવ્યા જો. ૭૪

નરહરદાસ જોષી ગોડીઆ બ્રાહ્મણ;
શ્રીમદનમોહનજીની સેવા કરતા જો,
એમની દેહ થાકી એનીવાર,
શ્રીગુસાંઇજીને ઘેર પધરાવીયા;
હવે બીરાજે શ્રીગોકુલચંદ્રમાજીની પાસે જો. ૭૫

ગરૂડસ્વામી બ્રાહ્મણ શ્રીવૃંદાવનમાં રહેતા જો.
એમના સ્વપ્નામાં શ્રીઠાકોરજીએ જતાવીયા,
તમે શ્રીમહાપ્રભુજીને શરણે જાજો જો. ૭૬

કનૈયાલાલ ક્ષત્રી રહેતા આગ્રા માંહે જો,
શ્રીમહાપ્રભુજીની પાસેથી સર્વે ગ્રંથ ભણીયા;
શ્રીગુસાંઇજી એમની પાસેથી સર્વે ગ્રંથ શિખ્યા જો.૭૭

માણેકચંદ સદુપાંડે ભવાની આન્યોર ગામમાંરહેતાજો,
નરોંબાઇ દુધ લઇને શ્રીનાથજીને આરોગાવતાં;
શ્રીમહાપ્રભુએ બચ્યું તે દુધ માગી લીધું જો. ૭૮

બાદરાયણદાસ બાલકૃષ્ણદાસ પુષ્કરણા બ્રાહ્મણ,
મોરબી ગામમાં રહેતા જો,
શ્રીમહાપ્રભુજીની સાથે બહુવાર શ્રીદ્વારકાં ગયા;
ષટ માસ રહીને આવ્યા પોતાને ઘેર જો.

નરહર સંન્યાસી ને ત્રેપુરા કોઠારી વૈષ્ણવ કહિએ જો,
શ્રીમહાપ્રભુજીની સાથે શ્રીદ્વારકાં ગયા;
શ્રીરણછોડજીનાં દર્શન કરીને ઘેર આવ્યા જો. ૮૦
ગોપાલદાસ જટાધારી કહીએ,
શ્રીનાથજીની ખવાસી કરતા જો;
એ અનુસરમાં પંખો કરતા ઉભા રહી,
સેવા છોડીને પૃથ્વી પ્રદક્ષિણા સારૂ દેહ છોડી જો. ૮૧
કૃષ્ણદાસ તે સ્ત્રી પુરૂષ બે બ્રાહ્મણ વૈષ્ણવ કહીયેજો,
સ્ત્રી વાણીયાને સોંપી । વૈષ્ણવનું સમાધાન કર્યું;
શ્રીકૃષ્ણનું સ્મરણ કરીને બેઉ જન હરખ્યા જો. ૮૨
સંતદાસ તે ચોપડા ક્ષત્રિ રહેતા આગ્રા માંહે જો,
અષ્ટ પહોર એ પોતાની સેજને બેસતા;
કોઈ ભગવદિ મળે ત્યારે ભગવત્વાર્તા કરતા જો. ૮૩
સુંદરદાસ શ્રીમહાપ્રભુજીની સેવા કરતા જો,
એમની સંગે માધવદાસ વૈષ્ણવ થયા;
શ્રીમહાપ્રભુજીને પોતાને ઘેર પધરાવતા જો. ૮૪
માવજીપટેલએમની વીરજો સ્ત્રી રહેતા ઉજ્જનમાંહેજો
એ બાર મહીનામાં બે ચાર શ્રીગોકુલ આવતા;
શ્રીમહાપ્રભુજીને શ્રીનાથજીનાં દર્શન કરતા જો, ૮૫

ગોપાલદાસ તે નરોડાગામના મોટા ભગવદિ કહિયેજો,
શ્રીમહાપ્રભુજીએ નામ દેવાની આજ્ઞા કરી;
શ્રીનાથજીએ એમના ઝારીનાં જલ પાયાં જો. ૮૬
સૂરદાસ એક બ્રાહ્મણ વૈષ્ણવભક્ત શિરોમણીરાજ જો,
સવા લક્ષ પદ કરવાનો સંકલ્પ કર્યો;
સૂરસાગર કરી શ્રીહરિના ગુણ ગાયા જો. ૮૭
ગોપાલપરામાં એક વાણીઓ રહેતો,
ઠઠા વિદ્યા બહુ કરતો જો,
સૂરદાસજીએ ક્ષમા કરીને વૈષ્ણવ કર્યા;
સાઠ વર્ષના થઇને શરણે આવ્યા જો. ૮૮
પરમાનંદદાસ કનોજીઆ બ્રાહ્મણ,
પરમ ભગવદિ કહીયે જો,
એકજલગરીઆવૈષ્ણવનેસત્સંગ એક વૈષ્ણવનો થયો;
સર્વે ભાવથી પરમાનંદ સાગર ગાયા જો. ૮૯
કુંભનદાસતેગોડીયાબ્રાહ્મણજમનાવતામાં રહેતા જો,
શ્રીગોવર્દ્ધનનાથજીના સખા થઇને સંગે રહ્યા;
સખા ભાવે શ્રીહરિના ગુણ ગાયા જો. ૯૦
કુંભનદાસના સુત કૃષ્ણદાસ ગાયાની સેવા કરતા જો,

સિંહથી ગાય છોડવીને પોતાની દેહ ત્યાગ કરી,
શ્રીનાથજી આગળ ગાયોદોવરાવવા આવી ઉભાજો. ૯૧
કૃષ્ણદાસ અધિકારી કહીએ,
એમને રસ લીલા ઘણી વહાલી જો,
એ કીર્તન કરીને શ્રીજીને સુણાવતા;
શ્રીગુસાંઇજીએ એમનો અપરાધ ક્ષમા કરીને,
રાખ્યા ચરણની સેવામાં જો. ૯૨
સકલ મનોરથ પ્રભુએ એમના પુર્ણ કર્યા,
મનવાંછીત ફળ આપ્યાં છે નિરધાર જો. ૯૩
ભાવ કરીને સર્વ ભગવદિના ગુણ ગાયા જો,
શ્રીગુરૂદેવની કૃપાથી મેં વર્ણવ્યા;
તેથી મારાં સર્વ સરીયાં કાજ જો. ૯૪
ભકત સકલના ગુણ જશનો નહીં પાર જો,
ગાતાં સુણતાં દુષ્કૃત આ તનના જશે;
આ મુખથી નિશ્ચે કહેજો વારંવાર જો. ૯૫
ભાવ કરીને ગાશે નરને નાર જો,
શ્રીવલ્લભ વીઠલ પ્રભુ એમને હૃદયે વસે;
નિજ લીલામાં તેને પ્રાપ્તિ થાય જો,
ઉંચ નીચ જે ધરશે એમનાં ધ્યાન જો;

ભવસાગરમાં તરવા તે સિદ્ધાંત છે,
હિત ચીત્ત કરી સાંભળશો ધરી કાંન જો. ૯૬
ચોરાશી વૈષ્ણવની લીલામાં એમની પાંતી જો,
તે માટે શ્રીમહાપ્રભુજીએ પ્રાકટય કર્યા;
કલિયુગ જીવને સુધારવા શ્રીનાથ જો. ૯૭
ભકત જનની શ્રીમહાપ્રભુજી પુરે આશ જો,
શ્રીજમુનાજી પાન સદા મુખથી કરૂં;
દાસ કહે મને આપો શ્રીવ્રજમાં વાસ જો. ૯૮

## ધોળ ૪૭ મું.

જ્યાંહાંને રે જોઉં ત્યાં સખી આરે,
મ્હારા વ્રજના વહાલા. ટેક. ૧
વેદ પુરાણમાં લખીયા રે. મ્હારા વ્ર. ૨
પહેરે પીતાંબર પીળાં રે. મ્હારા વ્ર. ૩
વ્રજ વનીતા મન મોહે રે. મ્હારા વ્ર. ૪
પાઘડીના પેચ નિહાળો રે. મ્હારા વ્ર. ૫
દર્પણ લઇ મુખ નિહાળો રે. મ્હારા વ્ર. ૬
જલ જમુનાજી તીરે રે. મ્હારા વ્ર. ૭
મહીડાંલુટયાંછે હલધરવિરે રે મ્હારા વ્ર. ૮

વૃંદાવનનીવાટે રે.    મ્હારા વ્ર. ૯
દાણ માગો છો શેને માટે રે.    મ્હારા વ્ર. ૧૦
તમો તે ક્યાંથી પધાર્યા રે.    મ્હારા વ્ર. ૧૧
મહારા માર્ગ વચ્ચે વસીયા રે.    મ્હારા વ્ર. ૧૨
તમોનો સોળ સહસ્ત્ર નારી વચ્ચે ધસીયારે. ૧૩
તોયે કહેવાયા બ્રહ્મચારી રે    મ્હારા વ્ર. ૧૪
ગોકુલીએ ગૌધેનુચારીરે.    મ્હારા વ્ર. ૧૫
તમે તો ક્યાંના દાણી રે.    મ્હારા વ્ર. ૧૬
મ્હારી નવરંગ ચુંદડી તાંણીરે.    મ્હારા વ્ર. ૧૭
માધવદાસ જાય બલિહારી રે.    મ્હારા વ્ર. ૧૮
લીલા અતી કુંજ બિહારી રે.    મ્હારા વ્ર. ૧૯

## ધોળ ૪૮ જું.

શ્રીવલ્લભ રાજકુમાર તમે કાંઇ કીધું રે,
મ્હારૂં ચિત્ત વિત્ત ગોકુલનાથ હરીને લીધું રે. ૧
ગિરિધારીએ ઘેલી કરી મને, આજ ન ભાવે અન્નરે;
ધન્ય કુંવર શ્રીઅકાંજીના જાયા,
તેથી મોહ્યું મારૂં મન તમે કાંઇ કીધું રે. ૨
લોભાણાં લોભી રહ્યાં, ને નંદકુંવર રંગ રેલરે;
રસીય.ઠાકોરભીમના,મ્હારીઅરજસુણોઅલબેલ તમે.૩

# ધોળ ૪૯ મું.

તેડી જાઓ તો અમારાં મન ઠરે,
હું તો જોઉં શ્રીગોકુલની રીત રે;
હું તો નેણે નીરખું શ્રીનાથજી;
છે પૂર્વ જન્મની પ્રિત રે. ૧

ત્યાં તો સાત મંદિર સોહામણાં,
ભવન ભવન વસે વ્રજનાથ રે;
વસે શ્રીવલ્લભાચાર્યજીના લાડીલા,
મહા મ્હોટા મુનીવર હંસ રે. ૨

શ્રીવૃંદા તે વન રળીયામણું,
સોહામણા ઠકરાણીના ઘાટ રે;
સોહામણી વાય વહાલો વાંસળી,
શ્રીવૃંદા તે વનની કુંજમાં,
એમાં કેમ ના સરજ્યા મોર રે;
અમો હેલ કરત નંદલાલ શું,
નયણે નિર્ખત નંદ કીશોર રે. ૪

હું તો વરેહ દર્શનની આકુળી,

જર જીરણ મારી દેહરે;
હું તો વહુ બેટીઓને પાયે પડું,
નીહાળું શ્રીમુખ ચંદ્ર રે. ૫
જેણે નયણે ના નિરખ્યાં શ્રીનાથજી,
તેણે શાને ધરી આ દેહ રે;
જેણે શ્રીગોવર્દ્ધન જોયા નહીં,
તેનો સુનો ગયો સંસાર રે. ૬
જેણે શ્રીવલ્લભ કુળ જાણ્યા નહીં,
તેનો એળે ગયો અવતાર રે;
ધીક્ક ધીક્ક પડયો આ દેહને,
ના નાહ્યો શ્રીજમુના નીર રે. ૭
ધન્ય ધન્ય જીવન વ્રજવાસીનું,
જેણે વ્રજમાં તે પુર્યા વાસ રે;
કરજોડીને કરૂં વિનતી,
બલિહારી તે માધવદાસ રે. ૮

## ધોળ ૫૦ મું,

હરખે શ્રીવલ્લભ નંદન ગાવુંજી,
શ્રીવિઠલનાથને વારણે જાવુંજી. ૧

એમના તે નામ તણો મહિમાયજી,
સકળ અમંગળ અળગાં થાયજી. ૨
વહાલે મારે પુષ્ટિનાં દીધાં દાનજી,
ટાળ્યાં ટાળ્યાં જીવ તણાં અજ્ઞાનજી. ૩
કીધો કીધો મહા મ્હોટો ઉપકારજી,
દૈવી તે જીવનો કીધો વિસ્તારજી. ૪
મનડાની આશા પુર્ણ કીધીજી,
શિક્ષા તે સેવા કરવાની દીધીજી. ૫
મીટયો મીટયો અસુરતણો આવેશજી,
કીધો કીધો ભક્તિ તણો ઉપદેશજી. ૬
જીવને બ્રહ્મ સંબંધ કરાવ્યાંજી,
જે થકી પુરૂષોત્તમ મન ભાવ્યાજી; ૭
વાર્યા વાર્યા અન્ય આશ્રયે જીવ જાતાજી,
રાખ્યા રાખ્યા અસમર્પિત વસ્તુ ખાતાજી. ૮
શ્રીમદ્ ભાગવત રૂપ પ્રકાશ્યુંજી,
તે થકી તત્વ વેદનું ભાષ્યુંજી. ૯
બાંધી બાંધી ભકિત સિંધુની સેતજી,
કીધું કીધું દૈવી જીવનું હેતજી. ૧૦

સાત કુંવર તણા એ તાતજી,
શ્રીગોપીનાથજી કેરા એ ભ્રાતજી. ૧૧
શ્રીઅકાંજીના ગર્ભતણા એ રત્નજી,
પધાર્યા છે ભકતોનું કરવા જત્નજી. ૧૨
તે મણિ ભકત તણે શિર સોહીએજી,
નિર્ખતા નિજ જનનાં મન મોહિએજી. ૧૩
શ્રીમદ્ વિઠલના જે દાસજી,
તેમના તે પદરજની આશાજી. ૧૪
વળી વળી એજ વિનંતિ કીજેજી,
દાસ રસિકને અભયપદ દીજેજી. ૧૫

## ઘોળ ૫૧ મું,

શ્રીલક્ષ્મણ સુતને હું નમું, ને કરૂં તે પ્રણામ;
વાણી તે મુજને આપજો,જેમ ગાઉં જશવિસ્તાર. ૧
મનમાં તે આનંદ અતિ ઘણો, મુખડે કહ્યો નવ જાય;
કૃપા હોય જો તમ તણી, તો દાસ કાંઇક ગાય. ૨
શ્રીલક્ષ્મણ ભટ્ટજી તાત એમના, શ્રીઇલંમાજી માત;
પ્રકટ લીલા તમતણી, સાંભળો કહું એક વાત, ૩
શ્રીલક્ષ્મણ ભટ્ટજીના સ્વપ્નામાં, શ્રીજી પધાર્યા ઘેર;

વિશ્વાધાર તમ ઘેર પ્રકટશે, તેની તે કરજો પેર. ૪
કાશીએ જાઓ વેગે કરી, શ્રીઇલંમાજી લેજો સાથ,
પુર્ણ પુરૂષોત્તમ પ્રકટશે, માર્ગમાં એ નાથ. ૫
સાત વર્ષ અહીંઆં રહો, તોએ ન પ્રકટ થાય;
ગર્ભવંતાં દુઃખ પામશે, શ્રીઇલંમાજી માય. ૬
વચન લઈ માથે ચડાવ્યું, પ્રભુ તમે કહો છો સત્ય;
તમારૂં કહેવું સત્ય છે, અમારે ચાલવું નિરધાર. ૭
ત્યાંથી વહાલોજી પધારીયા, માળા તે આપી બે;
એક કંઠી કંઠ ધરી, બીજી જપ કરવાની જેહ. ૮
ભક્તિ સુંદરીને ભાવ રૂપે, મણિકા એકસોને આઠ;
એ માળા નિત્યે ફેરવવી ગ્રંથનો કરવો પાઠ. ૯
ઉપરણો શ્રીઅંગનો, શ્રીજીએ આપ્યો સાર,
તે વસ્ત્ર લઈ ઓઢાડજો, બાલકને વળી ત્યાંય. ૧૦
નેત્ર ઉઘાડીને જોયું, ત્યારે દીઠાં વસ્ત્ર અમુલ્ય;
સ્વપ્નું અમારૂં સત્ય છે, હવે ચાલવું નિરધાર. ૧૧
ત્યાંથી પ્રભુજી પધારીયા, ચંપારણ્ય રહ્યું ગાઉ ચાર;
રાતે રસોઇ ત્યાં કરી, મનમાં કરી વિચાર. ૧૨
શ્રીકૃષ્ણ શ્રીપ્રિયાજી બેઉ, સુંદરા સૌ સાથ;
બેઉએ દર્શન આપીયાં, મળી સ્વપ્નામાં એ નાથ. ૧૩

તંબોળ લઈ શ્રીપ્રિયાજીએ આપ્યું, જન્મઘુંટી બાળ;
રસના વળશે તે તણી,બીજી વાણી તણો નહીંપાર.૧૪
પ્રાકટ્ય શ્રીવલ્લભદેવનું, આનંદ કહ્યો નવ જાય;
દેવલોક દુંદુભી વાગીયાં, પુષ્પની વૃષ્ટી થાય.    ૧૫
પ્રકટ થઇ પ્રાક્રમ કીધાં, વળી આનંદ છે અપાર;
નામ નિવેદન આપીને, કર્યો પુષ્ટિ અંગીકાર.    ૧૬
સેવા વિવિધ કરી શિખવી, ભકતની પુરી આશ;
જુગ જુગ જીવો મ્હારા વહાલમા બલિહારિ તે
માધવદાસ. ૧૭

## ઘોળ ૫૨ મું.

આપણે જઇએરે શ્રીગોકુલ ગામ સાહેલીરે,
શ્રીજીને નિરખીએ,
જીરે જુવતીનાં જુથ ટોળે મળ્યાં,
ગોપીએ સજીઆરે નવસત શ્રૃંગાર; સાહેલીરે. ૧
ગોપી વેગે તે ચાલો ઉતાવળાં,
જઇ જોઇએરે અનૂપમ નાથ;    સાહેલીરે. ૨
ગોપીએ કંચન થાળ કરે ગ્રહ્યા,
માંહી ભરિયાંરે મુકતાફળ સાર,    સાહેલીરે. ૩

મ્હારૂં મનરે મથુરાં ચિત્ત શ્રીગોકુલમાં,
મ્હારો જીવડોરે રહ્યો શ્રીજીની પાસ. સાહેલીરે. ૪
ગોપી ચરણ કમળ રજ લઇ રહ્યાં,
વ્હાલો આપેરે અભયપદ દાન. સાહેલીરે. ૫
ત્યાં તો સાત મંદિર સોહામણાં,
ગોપી આવ્યાં રે ઠકરાણીને ઘાટ. સાહેલીરે. ૬
મથુરાંમાં તે વાજીંત્ર વાગીયાં,
ગોકુલમાં રે ગડગડીઆં નિશાન. સાહેલીરે. ૭
વારિ જાઉં શ્રીવલ્લભ સુતને વારણે,
બલિહારિરે જાય માધવદાસ; સાહેલીરે. ૮

## ધોળ ૫૨ મું.

આજ સખી વ્રજમાં તે આનંદ હુવોરે,
આપણા શ્રીનાથજીને જઇ જુવોરે. ૧
જેને કાજે તલસંતા બહુ દહાડીરે,
તે દ્વાર મેલ્યાં છે ઉઘાડીરે. ૨
વ્રજ ત્રિયા વેગે કરો શૃંગારરે,
પહેરોને નોત્તમ મોતીના હારરે. ૩
આવે છે વ્રજ સુંદરીનો વહાલોરે,
તેને તે નયણાં ભરિ નિહાળોરે. ૪

માનિની હળીમળી મંગળ ગાયરે;
માધવદાસ તે બલિહારી જાયરે. ૫

## ધોળ ૬૪ મું.

શ્રીગોકુલ ગામને ગોંદરે સાહેલીરે, આસી ઝાકઝમાળ.
શ્રીગુસાંઇજી ગોકુલમાં પધારીયા સાહેલીરે. ટેક. ૧
મંડપ છાયા મોભરે સાહેલીરે, મોતીના ચોક પુરાય. ૨
તોરણબાંધ્યાંબારણેસાહેલીરે, કદલિનાસ્થંભ રોપાય. ૩
રંગીળીગલીરળીઆમણીસાહેલીરે ભીતરભીડ નમાય. ૪
ગુજરાતી આવે મળવા સાહેલીરે,વૈષ્ણવસોરઠ દેશ. ૫
ગોકુલગામરળીઆમણું સાહેલીરે,જમુનાજીલહેરેજાય. ૬
વૃંદાંવન સોહામણું સાહેલીરે, બંસીબટનો ચોક. ૭
માધવદાસ માગે સદા સાહેલીરે, શ્રીગોકુલમાંહી વાસ.૮

## ધોળ ૫૫ મું.

શ્રીગોકુલગામઅતીશોભીતાં, શોભીતાં મંદિર માળીયાં;
ચોક ચીત્રામણ શોભીતાં શોભીતાં જડિત્રને જાળીયાં. ૧
મણિરે માણેકસ્થંભશોભીતા શોભીતા હીંડોળા ખાટજી;
પાટી પચરંગી શોભીતી શોભીતા ઘુઘરીના ઘાટજી. ૨
ત્યાંહાંબિરાજેશ્રીવલ્લભરાજીયા,ભલીમળીવૈષ્ણવની જોડ;

આનંદ પ્રકટયો અતિ ઘણો થયો છે કલ્યાણની કોટજી.૩
વ્રજસુંદરિ વેગે વધાવાને આવે છે માંડવા માંહેજી;
કુંકુમ થાળરે કર ગ્રહી, મણિ મુક્તાફળની જોડજી. ૪
પદ્મનિ પ્રેમશું જઇ પધારયાં, જય જોવા પૂર્ણ બ્રહ્મજી;
અગ્નીથકી પ્રભુપ્રકટીયા, વળીવળી કીધો છે શ્રમજી. ૫
શ્રીવલ્લભ ચર્ણ જે નમે, તેઓની પુરી છે આશજી;
માધવદાસની વિનતિ, રાખજો દ્રઢ વિશ્વાસજી. ૬

ધોળ ૯૬ મું

વાજે શ્રીવૃંદાવનવાંસળીરે, શ્રીગોકળીએ સંભળાય,
સખી આજરે વાજે શ્રીવૃંદાવન વાંસળી. ટેક. ૧
વાંસળી તે કેરી વેણમાંજીરે, ચીત્ત મારૂં અકળાય. ૨
શુદ્ધબુદ્ધ ભુલી સુંદરીજીરે, ઘર તજી વન જાય. ૩
અવળાંતેઆભરણપહેરીયાંજીરે, અવળાંઓઢયાંછેચીર.૪
જીરે કરનાં તે કંકણ જોડનાંજીરે, નપુર ધરિઆં કાંન. ૫
નયણે તે સીંદુરસારીયાજીરે કાજળ ટીલડી લલાટ. ૬
ગાયોનાં દોહન ચુકીયાંજીરે, વાછરાં બાંધ્યાંછે બહાર. ૭
ઘરનાંતે કામકાજ ચુકીયાંજીરે, રોતાં મેલ્યાં છે બાળ.૮
મેલ્યાંતે માતતાતભ્રાતનેજીરે, મેલ્યાં પતિપુત્રપરિવાર. ૯

આસોતે માસસોહામણોજીરે,સોહામણીશરદનીરાત. ૧૦
માધવદાસના સ્વામિને વિનવું જીરે,
હાંરે વહાલે રંગે રમાડયાં છે રાસ. સખી આજ. ૧૧

ધોળ ૫૭ મું.

શ્રીગોકુળ જોવા સરખું રે રૂડા રસ રંગ ભર્યાં;
એવા જોઈ જોઈ મનડાં હર્ખ્યાંરે,ભાગ્યસૌભાગ્ય ભર્યાં. ૧
શ્રીજમુનાજી વહેછેરે,નિરખંતાં મ્હારાં મન ઠર્યાં;
એતો સદાનિરંતર રમણકરેછેરે,ભકતનાંકારજ સર્યાં. ૨
શ્રીજમુનાજી નીર્મળ નહાજોરે, અતિ અનુરાગીયાં;
ભવોભવ ભય નીવારોરે, શીરપર ગાજીયાં. ૩
અંગીકૃતના કીધારે, વહાલે મારે દાન આપ્યાં;
શ્રીગોકુળપતિ મહીમાભારીરે, શ્રીવલ્લભવર નામધર્યાં. ૪
એવા પ્રભુ મંગળકારીરે, પ્રેમે અમો વરવર્યાં;
મને વેગે આણાં મોકલજો રે, પ્રભુ હું તમારી સેવાકરૂં.૫
કાંઈ કીંકરદાસ તમારોરે, ચરણ રજ શિષ ધરૂં.શ્રીગો.૬

ધોળ ૫૮ મું.

આવો મળો સાહેલડીજી, નિરખીએ નંદકુમાર;
પ્રીતેશું પ્રભુજીનેનિરખીએજી,પુરૂષોત્તમપ્રાણ આધાર.૧

સંગ સ્નેહે શોભીતાંજી, હીરા રત્ન જડાવ;
વચ્ચોવચ ચુની ઝળકતીજી, રવીનો તેજ પ્રકાશ. ૨
સર્વે સુંદરી ટોળે મળીજી, ઉભી છે નંદજીને દ્વાર;
એક માગું તે આપજોજી, પુરો મારા મનડાના કોડ. ૩
જે રે માગું તે આપજોજી, પુરોમુજ અબળાની આશ;
માધવદાસ માગે સદાજી, શ્રીગોકુળ માંહી વાસ. ૪

ધોળ ૯૧ મું.

આવો મળો સાહેલડીજી, હૈડે હરખ ન માય;
માંહોમાંહે વધામણુંજી, પ્રકટ્યા શ્રીવિઠલરાય. ૧
નવસતઆભરણઅંગેસજ્યાંજી,ચાલ્યાં શ્રીવ્રજનીનાર;
અતિ આનંદ ઉમંગે ભર્યાજી, પોહોચ્યાંશ્રીવલ્લભદ્વાર.૨
ધન્ય ધન્ય શ્રીવલ્લભ ધણીજી, ધન્ય શ્રીઅકાંજી માત;
શ્રીગોકુળચંદ્ર પ્રકટીયાજી, શ્રીગોપીનાથજીના ભ્રાત. ૩
માગશાર માસ સોહામણોજી, સોહામણો નોમીનો દીન;
કૃષ્ણપક્ષે ઉદે હોવાજી, શ્રીગોકુળ માંહી રતન. ૪
દ્વાપર માંહિ ઓળખ્યાજી, હૈડે હતી હામ;
તે પ્રભુજી પધારીયાજી, પુરવા મનના કામ. ૫
રાત દીવસ સેવે સદાજી, બ્રહ્માદીક મહાઇશ;
દર્શન માત્ર પામે નહિજી, સ્વપ્નાન્તર લવલેશ. ૬

શેષ સહસ્ર મુખ સ્તુતિ કરેજી, નિગમ ન પામે પાર;
તે પ્રભુજી પધારીયાજી, ટાળવા ભુમિનો ભાર. ૭
સેવકને સુખ આપવાજી અબળાના આધાર;
ઘેર ઘેર ઉત્સવ અતિ ઘણોજી, મોતિના ચોક પુરાય. ૮
કેસર કુંકુમ છાંટણાંજી, તોરણ બાંધ્યાં દ્વાર;
દેવીનાં દુઃખ ટાળવાજી, પ્રકટયા બીજી વાર. ૯
વાજીંત્ર વાજે અતિ શોભતાંજી, વેણાતાલ મૃદંગ;
માનિની મંગળ ગાયેજી, હૈયે ધરી ઉમંગ. ૧૦
ગાયે ગીત સોહામણાંજી, પ્રકટયા શ્રીવિઠલનાથ;
દાન આપે વિવિધ તણાંજી, ઉદાર શ્રીવલ્લભનાથ. ૧૧
તેલંગ તિલક ત્રિભુવન ધણીજી, શ્રીગોકુલપતીઆધાર;
બંદીજન બહુયશ ભણેજી, ચીરંજીવો રાજકુમાર. ૧૨
શ્રીવલ્લભજીના લાડીલાજી, શ્રીપદ્માવતી વહુજીના કંથ;
ભગવદિ ભાવે ભેટતાજી, એવા અઢલક કરૂણાવંત. ૧૩
વદનકમળઅવિલોકતાંજી,પહોંચી મારામનડાનીઆશ;
માધવદાસ માગે સદાજી, શ્રીગોકુલમાંહિ વાસ. ૧૪

ધોળ ૬૦ મું.

શ્રીવલ્લભ ઘેર પ્રકટીયા, શ્રીગોકુળનારે નાથ;

એવા પ્રભુજીને નવ ઓળખ્યા, પછે ઘસશો બેઉ હાથ,
પ્રાણી પ્રાક્રમ તેં શું કર્યું. ૧
પામ્યો ઉત્તમ દેહ, જુગમાં જીવણ શ્રીનાથજી;
નૈણે નીરખ્યા નહી તે, કલિમાં કારણ શ્રીનાથજી. ૨
પ્રાતઃસમે નવ ઉઠીઓ નવ ગાયા ગુણરે ગોવીંદ;
મંગળા આરતિ ઉતારતાં, ન જોયાં શ્રીમુખચંદ. પ્રા. ૩
શ્રીમુખની શોભા શી કહું, મ્હારે મુખ રસના છે એક;
મનમથ દેખીને લાજીઓ, પાતાળે પેઠા જઈ શેષ. ૪
કાને તે કુંડલ શોભીતાં, શિરપર શોભે છે પાગ;
ઉપર ચંદ્રીકા મોરની, વેણી વાસુકી નાગ. પ્રાણી. ૫
નૈણાં તમારાં શ્રીનાથજી, જોઇ જોઇ શું કરૂં વખાણ;
જોતાં શુધબુધ ભુલી ગયો, હૈયામાં ઉપજ્યું છે હેત. ૬
નાકે તે નકવેસર શોભીતાં, લલાટે તિલક રસાલ;
તેપર સોહે અલકાવલી, લટકણ લટકે છે ભાલ. પ્રા. ૭
અધરની ઉપમા હું શી કહું, ચિબુક ઝલકે છે કાન્ત;
કંઠે સોહે હાંસડી, ઉરગજ મોતીના હાર. પ્રાણી. ૮
મોહન મોરલી વગાડતાં, કંઠે વૈજંતી માલ. પ્રાણી. ૯
બાંહે બાજુબંધ બેરખા, ફરકે ફુમતાં ચાર;
હાથમાં હેમની કડી, પોંહોચી છે હીરાજડાવ. પ્રા. ૧૦

કોમળ કરપર ઝગમગે, રત્ન જડીતના ચોક;
તાપર અનુપમ મુદ્રિકા, દેખી મોહ્યા ત્રૈલોક. પ્રાણી. ૧૧
બીજી શોભા હું શી કહું, નખશીખ હીરાના હાર;
રવિશશી કોટીક વારણે, છબી ઉપર જાઉં બલિહાર.૧૨
વામભુજાએ વિઠ્ઠલેશ, લટકે ધરીયો ગિરિરાજ;
ઇંદ્રિતણોમદમોડીઓ, સાર્યાવ્રજજનનાં કાજ. પ્રાણી. ૧૩
કહેડે સોહે કટીમેખળા, ધુઘરી ધમકે બેઉ પાસ;
કંચનવરણી છે કાછની,ચંદ્રપ્રકટયોઆકાશ. પ્રાણી.૧૪
જુગલચરણે પહેર્યાં જોડલાં મોજડીયે મોતીની હાર;
રમકઝમકવાગેરે ધુઘરી,અણુવટવીંછુવારસાલ. પ્રા. ૧૫
એવા પ્રભુજીને નવ ઓળખ્યા, નવકીધી હૈડામાં હામ;
ભુતલ મધ્યે અવતર્યો, કરવા માતાને ભાર. પ્રાણી. ૧૬
વ્રજનીરજમાંલોટયોનહીં, નકીધાંશ્રીજમુનાજલપાન,
મોહન મોરલી વગાડતાં, નવ કીધા સન્મુખ કાન, ૧૭
કાલિંદીને કાંઠડે, સુંદર જમુનાને તિર;
શ્રીગિરિધરગાયો ચરાવતા,નજોયાહળધરવીર. પ્રાણી.૧૮
સંકેત વનની શોભા ઘણી, ત્યાં પ્રભુ ખેલે છે રાસ;
એ સુખ અબળાને આપીએ બલિહારી માધવદાસ.૧૯

# શ્રીમથુરેશજીનું ઘોળ

( શ્રીસુરતવાળાં શ્રીજસોદા બેટીજી કૃત. )

## ઘોળ ૬૧ મું.

રસરૂપ રંગીલારે, શ્રીમથુરેશ કહું;
ગુણ સાગર લીલારે, ચરણકમળમાં રહું. ૧
ગાઉં પ્રેમ ભરીનેરે, પ્રેમરસ સીંધું ભર્યા;
થાઉં અંતર આતુરરે, ઈંદુ અજવાળાં કર્યા. ૨
તેજ ત્રિભુવન કેરાં રે, વ્રજજનને પ્યારાં;
કવિ વર્ણવે માંહેરે, લોચનના તારા. ૩
ભુજાચાર બિરાજેરે, વર્ણવું શી શોભા;
આયુદ્ધ મહારાજેરે, જોતાં મન થાય લોભા. ૪
પદ્મ પ્રાણપતિનારે,મુખે શ્રીસ્વામિનિજી જાણો;
ગદા કહિએ કુમારીરે,શ્યામાજી મન આણો. ૫
ચક્ર તેજ ચંદ્રાવળીનાંરે, શ્રુતિરૂપા સંગે;
સંગેશ્રીજમુના મહારાણીરે શ્યામસુંદર રંગે. ૬
ગુપ્તભાવ અતિ મનમાંરે, કર ચિત ન હરખે;
રસકુંજની લીલારે, પ્રેમ સહીત વરખે. ૭
બીજભાવ પ્રસિદ્ધ છે રે, પદ્મજન તાપ હરે;
ગદા દુષ્ટ સંહારેરે, સુદર્શન રક્ષણ કરે.

મહીમા છે અગણિતરે, શંખે ભક્ત કાજ સરે;
ધ્યાન રાખે હૃદયમાં રે, સહેજે સંસાર તરે. ૯
કાંઇક પાક્રમ જાણવું રે, ત્યાં પ્રકટ થયા;
મથુરેશ શ્યામળીયારે, સ્વરૂપ ન જાય કહ્યાં, ૧૦
તેનેસમેશ્રીમહાપ્રભુરે, બિરાજેશ્રીજમુનાતીરે;
ત્યાંતો તુટયો કરેડારે, દીઠા શ્યામ શરીરે. ૧૧
દોડીને પાસે આવ્યારે, કહ્યું મારી સેવા કરો;
શ્રીમહાપ્રભુહસીબોલ્યારે, ન્હાનું તમે રૂપધરો. ૧૨
સ્વરૂપ તાડ સમોવડરે, સેવા કેમ થાશે;
કળિયુગના જીવથીરે, કયાંલગી પહોંચાશે. ૧૩
આવીગોદમાંબેઠારે, ચિબુકલગી આવ્યા ત્યારે;
કૌતક ત્યાં ભુલ્યાંરે, દીઠાએવાસ્વરૂપ જ્યારે. ૧૪
પદ્મનાભદાસ કેરારે, મનોરથ પુર્ણ કર્યા;
ચમત્કાર દેખાડ્યારે, ત્યારે એવાંરૂપ ધર્યાં. ૧૫
બીજું ચિન્હશ્રીઅંગમાંરે, ભાગ્યહોય તે જાણે;
પુષ્ટિ ભક્તિની લીલારે, દૈવીજન જાણે. ૧૬
જે કોઇ પ્રાકટય ગાશેરે, શ્રીમથુરેશ તણું;
તેના સકલ મનોરથરે, સર્વે પુર્ણ થાશે. ૧૭

# શ્રીનવનીતપ્રિયજીનું ધોળ.

ધોળ ૯૨ મું.

સાખી.

નંદાલય નિજ ધામનાને, કરીયે દર્શન ચાલ;
બાલવિનોદ સોહાવનો, શ્રીનવનીતપ્રિયલાલ.

વલણ.

મુખ છબી લાગે મને પ્યારી શ્રીનવનીતલાલ. (૨)
મારા લાડીલા લાલની બલિહારી, શ્રીનવનીતલાલ.૧
ઘુઘરવાળા કેસ ધુસર સીસપર સોહે,
અલકાવલી તિલક મન મોહે. શ્રીનવનીતલાલ. ૨
અરૂણ કમળ નેત્રમાં અંજન રેલ્યાં;
રૂદન કરી બહાર્યા છે રેલ્યાં. શ્રીનવનીતલાલ. ૩
પ્રમાણમાં તે ઝુમખી તારાજોત ઝલકે.
નાસા બેસર મોતી લરકે. શ્રીનવનીતલાલ. ૪
નવનીત આરોગો મુખ કપોલ જલેસી,
યહ છબી મનડોમાં પેસી. શ્રીનવનીતલાલ. ૫
દુલરી હાંસ કંઠુલા કંઠ લરકી શોભા ભારી,
કટી કીંકણી ઘુઘરીયાળી. શ્રીનવનીતલાલ. ૬

બાજુ કડાં પોંચી ઝુમકાંજ ફરકે,
નંદ જસોદાજી જોઈ હરખે. શ્રીનવનીતલાલ. ૭
ચરણ કમળમાં નેપુર ઝણુકારા,
શ્રીનંદજશોદાજી નિરખેવારંવારા.શ્રીનવનીતલાલ. ૮
શ્રીમદનમોહન શ્રીબાલકૃષ્ણલાલ;
શ્રીનવનીતપ્રિયાજી રમે ખ્યાલ. શ્રીનવનીતલાલ. ૯
રતન જડીત ચોકમાં ઘુટુર લીલા ખેલે,
જુજન સુસન રમે મુખે મેલી. શ્રીનવનીતલાલ. ૧૦
દુધના દંતુલી બીજ મુખમાંજ દીસે,
કીલકી કીલકીને વ્હાલો હસે. શ્રીનવનીતલાલ. ૧૧
બીંજન પ્રકારે ભોગ આવે મુખ મોડી,
શ્રીહસ્તકમળ વચ્ચે વચ્ચે બોલે. શ્રીનવનીતલાલ. ૧૨
આચમન કરાવતાં ધાર પકડવાને જાય,
મુખ વસ્ત્ર કરી જે સુખ થાય. શ્રીનવનીતલાલ. ૧૩
એક સ્વરૂપ શ્રીજસોદાજીની પાસ,
એક સ્વરૂપે રમે રાસ. શ્રીનવનીતલાલ. ૧૪
જગમોહન સીંધપોળ મન મોહે,
કૃષ્ણ ભંડાર પરસતાં ત્યાં સોહે. શ્રીનવનીતલાલ. ૧૫

આઠે દર્શનમાં ભોગ આવે છે સુખે,
સમર્થ શું વરણવી શકું મુખે. શ્રીનવનીતલાલ. ૧૬
કૃષ્ણ કમળા બાળલીલા સહુ નિરખે,
જન્મ સફળ કરી હરખે. શ્રીનવનીતલાલ. ૧૭

ધોળ ૬૧ મું.

સહુ સાધન બળભક્તિ શ્રીરાધાનાથની,
પદ્મ પુરાણે વ્યાસે કથા વખાણીજો;
પાર્વતી પ્રત્યે શ્રીમહાદેવે કહી,
તેનું વર્ણન કરી દેખાડું વાણીજો. સહુ૦ ૧
પંચ જન્મ લગી ભજે અન્ય અવતારને,
હય ગ્રીવ ભકિત પછે થાય ઉદ્ભવજો;
હય ગ્રીવ ભક્તિ દશ જન્મ કર્યા પછે,
નૃસિંહ ભકિત ઉદય અસ્ત તવ થાય જો.સહુ૦ ૨
સહસ્ર જન્મ લગી નરહરિ આરાધન કરે,
પ્રકટ થાય શ્રીમદ્નારાયણ ભક્તિજો;
કોટિ જન્મ લગી શ્રીમદ્નારાયણને ભજે,
તબ ઉપજે શ્રીરઘુપતિ આસકિતજો. સહુ૦ ૩
અનંત જન્મ લગી સેવે શ્રીરામને,

તબ શ્રીકૃષ્ણ ભકિત થાય ઉત્પન્નજો;
તેમની પ્રાણવલ્લભ શ્રીરાણી રાધીકા,
તેમના પદ પંકજ પદે લુબ્ધે મનજો. સહુ૦ ૪
રોમાંચિત્ત દગ્ધ થાય પદ સેવતાં.
પ્રેમ લક્ષણા ભકિત કહાવે તેનું નામજો;
પણ જીવનું ડહાપણ એમાં નથી કશું ચાલતું,
એ ફળ કેવળ કરૂણા બળ ઘનશ્યામજો. સહુ૦ ૫
કોટી જન્મલગી ધ્યાન સમાધિ તપ આચરે,
કરતાં કરતાં ક્ષીણ પાપ તબ થાય જો;
શ્રીકૃષ્ણ વિષે તે જનની ભકિત ઉપજે,
એક પક્ષ પણ છએ શાસ્ત્ર ગવાયજો. સહુ૦ ૬
અંશ વિભુતિ કળાવેશ શ્રીકૃષ્ણ તણાં;
એ સર્વે અવતાર હરિ કહેવાય જો;
જેમ દ્વિતીયાથી ચઢતિ કળા શશીમાં,
તેસોરા કાષ્ટ શશીમાં સમાયજો. સહુ૦ ૭
જુગે જુગે શ્રીકૃષ્ણ અવતાર પણ થાયછે,
કલ્પ સારસ્વત પુરણ કૃષ્ણ તે ન્યારાજો;
શ્રીવલ્લભે સેવ્યા શ્રીભાગવત ભણ્યા,
અલ્પમતિ શું જાણે જીવ બિચારાજો.સહુ૦ ૮

શ્રીજી જે ભકિતવશ તે ભકિત સદા,
આપો દયાને નિજ લહી શ્રીદેવજી;
ભવોભવ મુજને એવા સાચો સંત કરો,
સદા નિરંતર કરૂં ગોપીપતિની સેવા જો. સહુ૦ ૯

---

# રાસનો ગરબો.

બોળ ૬૪ મું.

સખી શરદપુનમની રાતરે, સુંદર વેણ વાજે. ૧
મારો વહાલોજી રમીયા રાસરે. સુંદર. ૨
એના ઘુઘરવાળા કેશરે. સુંદર. ૩
મારો વહાલોજી નટવર વેશરે. સુંદર. ૪
ગોપી અતિ ઉતાવળાં આવેરે. સુંદર. ૫
એતો આવીને ચરણે લાગેરે. સુંદર. ૬
શ્રીવલ્લભ પ્રભુની પ્રીતરે. સુંદર. ૭
અમને રાસ રમાડયા રંગ રીતરે. સુંદર. ૮

સાખી.

કેમ આવ્યાં તમે કામીની, એણ બોલ્યા નંદકીશોર;
અર્ધ નિશાએ વનમાં, જે વેળાએ ચાલે ચોરરે.

કામીનિ કેમ આવ્યાં કેમ આવ્યાં,
આ વનમા તે શું છે કામરે, કામીની કેમ આવ્યાં. ૯
એમ બોલ્યા તે સુંદર શ્યામરે. કામીની. ૧૦
તમે ઘેર જાઓ ગોપીઓ ઘટેછેરે. કામીની. ૧૧
તમે વેગે જાઓ વેળા તો વટેછેરે. કામીની. ૧૨
આ ધર્મ તમારો ભાગેરે. કામીની. ૧૩
સખી લોકમાં તે લાંચ્છન લાગે રે. કામીની. ૧૪
શ્રીવલ્લભ પ્રભુજી એમ કહે છે રે. કામીની. ૧૫
શુણી સ્નેહ નિરધાર વહે છે રે. કામીની. ૧૬

સાખી.

તમે ત્રીભુવન તેડાવીને, તજાવ્યો સંસાર;
તમે તે વનમાં તેડાવીને, હવે કરો છો તિરસ્કારરે.

નંદજીના નંદલાલ નંદલાલા,
તમારી ચાલ દેખી હું તો છકીછું રે. નંદજીના. ૧૭
મારે વહાલું નથી તમ પાખે રે. નંદજીના. ૧૮
અમે તજી છે કુળની લાજ રે. નંદજીના. ૧૯
મારા વહાલાજી ચતુર સુજાણરે. નંદજીના. ૨૦
આપ્યાં આનંદ રસનાં દાનરે. નંદજીના. ૨૧

શ્રીવલ્લભ પ્રભુને બલિહારરે. નંદજીના. ૨૨
અમે આવ્યાં તમારે ચરણેરે. નંદજીના. ૨૩

સાખી.

વચન શુણી વ્રજનારનાં, થેઇ થેઇ રમીયા રાસ;
રૂમઝુમ વાગે ઘુઘરા, વ્રજસુંદરીની પુગી આશરે.
ગિરિવર ગિરિધારી ગિરિધારી.

ફરતાં કામીની વચ્ચે વનમાળીરે. ગિરિવર. ૨૪
સખી અન્યોઅન્ય લેછે તાળીરે. ગરિવર. ૨૫
ત્યાં જોવાને દેવતા આવ્યારે. ગિરિવર. ૨૬
લઈ પુષ્પે પ્રભુને વધાવ્યારે. ગિરિવર. ૨૭
શ્રીજમુનાજી વહે છે ગંભીરરે. ગિરિવર. ૨૮
રહ્યો ચંદ્રમા શરદનો સ્થિરરે. ગિરિવર. ૨૯
મુખે તા થેઈ તા થેઈ બોલેરે. ગિરિવર. ૩૦
સહુ સુંદરીની સંગે ડોલેરે. ગિરિવર. ૩૧
કોઈ સખીનો અધર રસ લુંટેરે. ગિરિવર. ૩૨
વ્રજવનિતાનો અમૃત રસ લુંટેરે. ગિરિવર. ૩૩
વ્રજ વલ્લભ પ્રભુને જોઈ રે. ગિરિવર. ૩૪
મ્હારૂં મનડું રહ્યું છે મોહીરે. ગિરિવર. ૩૫

સાખી.

ધન્ય ધન્ય વ્રજની ભુમિકા; ધન્ય ધન્ય વ્રજની નાર;
શ્યામ સંગ ક્રીડા કરે, શું વર્ણવું લીલા અપારરે.

ઘોળ ૬૯ મું.

ભુલમાં ભુલમાં ભુલમાં રે,
શ્રીવલ્લભ પ્રભુને હવે ભુલમાં;
સદા સ્મરો શ્રીવિઠ્ઠલવર સુંદર,
પ્રભુ પ્રકટયા છે બ્રહ્મ કુળમાં રે. શ્રીવલ્લભ, ૧
એઉના સાત કુંવર સુખદાતા,
વૈષ્ણવ સુધા અતુલમાં રે. શ્રીવલ્લભ. ૨
અધિક અધીક પ્રતાપ પ્રભુ પૂરણ,
લીલાપતિ અખંડ અમુલ્યમાં રે. શ્રીવલ્લભ. ૩
સહુ શરણે જઈ સમર્પણ કીધું,
પામ્યો રસ અમૃત અધરમાં રે. શ્રીવલ્લભ. ૪
કંઈ કાલ વિત્યા હમણાં પદ પામ્યો,
હવે રહેને હરિની હજુરમાં રે. શ્રીવલ્લભ. ૫
પુષ્ટિમાર્ગ પરમ પુન્ય કરી પામ્યો,
હવે શું મોહ્યો છું રંગકુંડમાં રે. શ્રીવલ્લભ. ૬

અમૃત રસ તુને અઢળક આપ્યો,
ઢોળેછે શીદ હવે ધુળમાં રે. શ્રીવલ્લભ. ૭
નિત્યપ્રતિ આનંદ સત્સંગ કરીયે,
નમીયે શ્રીનંદ કીશોરમાં રે. શ્રીવલ્લભ. ૮
દાસ ગોવર્દ્ધન અધમ તમારો,
રાખો ચરણ રજનોરમાં રે. શ્રીવલ્લભ. ૯

## ઘોળ ૬૬ મું.

મારગડો મ્હેલો માવજી ઘેર જાવું છે,
મારે માથે મહીનું માટ ખોટી થાવું છે. ૧
વહાલા પીયુ પંથ નિહાળશે, ઘેર જાવું છે,
પાડોશણ પૂછશે વાત ખોટી થાવું છે. ૨
વહાલા પ્રીત હશે તો આવશું ઘેર જાવું છે,
હમણાં તો મ્હેલો હાથ ખોટી થાવું છે. ૩
વલ્લભના સ્વામી શ્યામળા ઘેર જાવું છે;
મારે પૂર્વજન્મનો સ્નેહ ખોટી થાવું છે. ૪

## ઘોળ ૬૭ મું.

આજ મારે આનંદ ઉર ન સમાયજી,
પ્રકટ શ્રીવલ્લભવર સકુમારજી. ૧

ભુતળ ભાગ્ય તણો નહિ પારજી,
દેવિતે જીવનો કરવા ઉદ્ધારજી. ૨
મંદીર માંહે તે ચોક પુરાયજી,
તોરણ બારણીએ બંધાયજી. ૩
હુંએ કરૂં વીધવીધના શૃંગારજી,
હરખે તેડાવું તે સૈયર સાથજી. ૪
નાચું ગાવું તાળીતે પાડું હાથજી,
કોને કહું કહ્યું તે નવ કહેવાયજી. ૫
છબિપર જન રસીક બલિજાય,
આજ મારે આનંદ ઉર ન સમાયજી. ૬

---

# શ્રીજગન્નાથજીનાશૃંગારનુંધોળ

ધોળ ૬૮ મું.

શ્રીગુરૂ ગોવીંદને આરાધું પ્રેમે લાગુંજી પાય.
બેઉ કરજોડીને વર્ણવું, દર્શન આપો મહારાજ;
મહારૂં મન મોહ્યું જગન્નાથજી. ટેક. ૧
ઓડીસા ગામ સોહામણું, શ્રીજગન્નાથજીનો વાસ;
ઘેરઘેરફુલની વાડીઓ, નાળીએર કેળના બાગ.મારૂં.૨

ચાર દરવાજાજી ચોકમાં; મંડપ રચીયાજી થંભ;
રામ દરવાજે લક્ષ્મિ વસે,જાણીએ પુનમચંદ. મારૂં. ૩
પહેલીરે પોળમાં પેસતાં પતીત પાવન થાય;
બીજી પોળમાં પેસતાં, બીરાજે રાય હાલ,
નિત્ય નિત્ય કીર્તન ગવાય. મહારૂં મન. ૪
વ્રજરે મંદિરની શોભા ઘણી, દીસે ઝાક ઝમાળ;
ચંદરવારે કટારના, લખીઆ દશ અવતાર;
સોહીએ ચિત્રામણ સાર. મહારૂં મન. ૫
અખાતે વડરે સોહ્યામણો, જગન્નાથજીનો વાસ;
વિસામારે વૈષ્ણવતણા,પોઢયા શ્રીપુરૂષોત્તમરાય મારૂં.૬
નૈણાં તમારાં જગન્નાથજી, જાણીએ કમળોની પાંખ,
જોતાંનેશુદ્ધબુદ્ધવિસરી.બળભદ્રસૂર્યરાગનીખાંત.મારૂં.૭
કાને તે કુંડલ ઝગમગે,લીલાવટ તિલક જડાવ;
અધર તંબોલ રચી રહ્યાં,મુખપર જાઊં બલિહાર. ૮
ફુલના મુગટને કુંડલ બન્યાં, ફુલના બનીયાજી હાર;
ફુલના બાજુબંધ બેરખા, ફુલના સોળે શુંગાર;
ફુલના ચોસેરા હાર. મહારૂં મન. ૯
ફુલના જામા ફુલની કાછની,ફુલનાં ફુમતાં ચાર;
પીળાં પીતાંબર પહેરીયાં,કંઠે તુલસીના હાર.મારૂં. ૧૦

ફુલની તળાઇ ફુલની પીછવાઈ,ફુલનાં ઓસીકાં સાર;
ફુલનાતે ગાલમસુરીયાંપોઢયાશ્રીપુરૂષોત્તમરાય.મારૂં ૧૧
શિર ઉપર સોહીએ પામરી, ઉપર કસબની કોર;
વદન દિસે હરીનાં ફુટડાં,જોતાં સરીયાંજી કાજ મારૂં.૧૨
વરણા તે વરણી કીધી નહી, કીધું એકાકાર;
નાનાંમોટાંને ગણ્યાંનહીં,પ્રસાદવરણ્યોનજાય.મારૂં. ૧૩
હરખી નિરખીને ભુલી પડું,કોને કહિયેજી વાત;
ઘેરથીઆવું હું તોએકલી, સન્મુખ થયા જગન્નાથ. ૧૪
ચુવાચંદનને કેવડો, મરવો મચકોડ;
અરગજાને અત્તર ઘણાં, ફુલે કીધાં મર્દન. મારૂં.૧૫
જેઠ માસ અસાડીલો, શુદ પુનમચંદ;
બેઉ વીર ન્હાવાને ઉતર્યા, આસનમેલ્યાંઆભરણ.૧૬
જેઠ માસ અસાડીલો, શુદ પુનમચંદ;
વાસો ત્યાંરે વસી રહ્યાં,ચંદન મેલ્યાંજીછાંય. મારૂં. ૧૭
કંચનના કળસ ભરાવીયા, માંહી નિર્મળ નીર;
સોનાના કળસ ભરાવીયા,વિપ્ર લાવેછે નીર. મારૂં.૧૮
વિપ્ર તે જળ ભરી લાવીયા, કર લીધાં શ્રીફળ;
વાજીંત્ર વાજાં વાગીયાં, મુખે બાંધ્યાં વસ્ત્ર. મારૂં. ૧૯

ઉજળાં વસ્ત્રના અંગુછા, સોહીએ શ્યામ શરીર;
લાલ પીતાંબર પહેરીયાં, નવલી દક્ષણી ભાત;
કમર કંચનના પાટ. મ્હારૂં મન. ૨૦
નવા તે ફુલજી નવરંગા, તેનું નવ જાણું નામ;
લાલ તે ફુલ સોહ્યામણાં,ધરીયાંહસ્તીના રૂપ.મ્હારૂં. ૨૧
છપન્ન ભોગ ત્યાં નીપજે, પહેલી ખીચડી સાર;
શીરોપુરીને લાપસી, કંચન માલપુવા સાર.મ્હારૂં. ૨૨
દુધપુરીને જલેબીઘણી,લાડવે ન આવેજી પાર;
વહેડમી પુડાને ઢોકળાં, પીઠાં આવેજી સાર.મ્હારૂં. ૨૩
નાળીયેર કેળાં અતિ ઘણાં, ભાઠા કોળાનું શાક;
સાળદાળને ભાજીઘણી,અટકાદીવસને રાત. મ્હારૂં. ૨૪
મોળાં તે દહીં ઝમાવીયાં, ઘી તાવ્યાં તત્કાળ;
અગરના ધુપ ઉખેળીયા,દીપક કર્યા તત્કાળ.મ્હારૂં. ૨૫
તુલસી દળ સમર્પીયાં, જમીયા જાદવરાય;
સોનાંઝારીજમુનાજળેભરીઆચમનકરોનેમહારાજ ૨૬
લવીંગ સોપારીને એલચી, બીડલે બાસઠ પાન;
બીડલાંવાળ્યારેકપુરનાં,આપ્યાંલક્ષ્મીજીહાથ. મ્હારૂં.૨૭
જમી કરીને ઉઠીયાં, આવ્યાં વ્રજ મંદિર માંય;
લક્ષ્મીજી સાથે બોલ્યાંનહીં, સાધુને આપ્યાં દર્શન. ૨૮

પંડાએ પટ દેખાડીઓ, ધરીયા દશ અવતાર;
પંદરદીવસગયાદોહિલા,સાધુને ન આપ્યાં દર્શન. મ્હા.૨૯
અમાવાસ્યા દિનરે સોહામણાં, તેની શીતળ છાંય;
તેડયા તે કોઇના આવે નહીં, એવા જુગલ કિશોર મ્હારૂં.
જાત્રાળુ હાથ જોડી રહ્યા, પંડયા પાડે છે સોર;
શ્યામળાએ રથ શૃંગારિયા, લાલ ધજાજી સાર.મ્હારૂં.૩૧
પરિક્રમારે પોતે કરી, પાઉધરીયાં શ્રીનાથ;
ઇંદ્રિ દમણની જાત્રા, ચાલ્યા જાદવરાય. મ્હારૂં. ૩૨
સહુ કોઇને સાથે તેડીયાં, લક્ષ્મીજી નવ લીધાં સાથ;
પશુ પક્ષીને પાવન કર્યાં,તેનાં સરીયાજી કાજ મ્હારૂં.૩૩
મહાકુંડમાં ન્હાઇને, મોરલી સમુદ્ર સાથ;
ઇંદ્રિ દમણમાં ન્હાઇને, ટાળ્યાં પરીઆનાં પાપ. મ્હારૂં.૩૪
બીજે તે રથ ચલાવીયો, પાંચમે આવ્યાજી ત્યાંહ;
સિંધપોળે રથ રાખીયો, વાજાં વાગેજી સાર.મ્હારૂં. ૩૫
દશમે રથ ચલાવીયો, તેરશે આવ્યાજી ઘેર;
સિંધપોળે રથ રાખીયો,લક્ષ્મીજીએ ભીડયાં દ્વાર. મ્હારૂં.
વળતાં તે બળભદ્ર બોલીયા,લક્ષ્મીજી ઉઘાડો દરબાર;
બારણે ઉભા જગન્નાથજી, ઇંદ્રિ વરસેછે ધાર. મ્હારૂં.૩૭
વળતા તે લક્ષ્મીજી બોલીયાં, સાંભળો બળભદ્ર જેઠ;

મંદિર પધાર્યા પોતાતણા, ચલાવીશું દરબાર. મ્હારૂં.૩૮
પ્રસાદ તમથી ચાલે નહીં, ના ચાલે દરબાર,
કાળાએબંધવઅમતણાં,કાળાવિનાકોણકરશેરાજ. મ્હારૂ
વળતાં તે લક્ષમીજી બોલીયાં સાંભળો બળભદ્ર જેઠ;
કાળોરેકપટીસધાવીયો, અમનેનવલાધાં સાથ.મ્હારૂં. ૪૦
વળતાં તે જગન્નાથજી બોલીયા,સાંભળ શ્યામળો દેવ;
મ્હોટાંએબંધવઅમતણાં,મ્હોટાબળભદ્રવીર. મ્હારૂં. ૪૧
લજ્યા તે તેમની રાખી નહીં, સાથે સુભદ્રા બ્હેન;
હરખીનેલક્ષ્મીજીઉઠીયાં,હરખી ઉઘાડયાં દરબાર. મ્હારૂં.
રત્નસિંહાસને પધરાવીયા, હરખી બેઠા જગન્નાથ;
પહેલાંનેઆરતિપોતેકરી,હરખીઉઠયા જગન્નાથ. મ્હારૂં.
વળતાંનેજગન્નાથજી બોલીયા, સાંભળો સાંભળો દેવ;
પતિતપુરાવુંતમતણાં, મિથ્યા શીદકરો વાર. મ્હારૂં. ૪૪
મોહોરો આપું હું તો રોકડી, ઉઠો કરો શૃંગાર;
પ્રદ્યુમન પુત્રજી તમતણા, તેને મોતીના હાર. મ્હારૂં. ૪૫
વડોશૃંગાર જગન્નાથજી, કઇ પેરે કરૂંરે વખાણ;
કાયરકુડાજીઅતિઘણા,મારે છડીઓના માર. મ્હારૂં. ૪૬
જેરે ગાયે ને સાંભળે, તેનો પુરીમાં વાસ;
નવ ગાયે નવ સાંભળે, તેનો પશુનો અવતાર;
ગાય માધવદાસ, મ્હારૂં મન મોહ્યું જગન્નાથજી. ૪૭

# રસીયાનું ઘોળ.

## ઘોળ ૬૧ મું.

[ ૧ ]

રસીયો રસે ભર્યોરે, વહાલો શ્રીવિઠ્ઠલવર વર્ણાગીરે;
વ્રજવનિતા એ વર્યોરે,એમનીછબી ઉપર લેહલાગીરે.૧
નાગર નંદતણોરે, નટવર નાચેને ગાયે ગીતરે;
વહાલો લાગે ઘણોરે, પ્યારો પ્રેમ ઉપજાવે પ્રીતરે. ૨
સુંદર શ્યામળોરે, હરી મ્હારા હૈડા કેરો હારરે;
પ્રિતમ પાતળોરે, મ્હારા પ્રાણજીવન આધારરે. ૩
લાગે હરિ મીઠડોરે, રસીઓ રાસ રમણનો ભોગીરે;
વલ્લભ પ્રભુ દીઠડારે, તેથી સદા રહીએ સંજોગીરે. ૪

[ ૨ ]

લાગી મને નેહજડીરે, એથી અળગા કેમ રહેવાયરે;
નિરખું ઘડી ઘડીરે, સુખડાં કેની આગળ કહેવાયરે. ૧
ભીડી મને ગેલમાંરે, વહાલો શ્રીવૃંદાવનના ચંદરે;
સૈયર સાથમાંરે સોહીએ તારામાં જેમ ચંદરે. ૨
ઊભા અલબેલડોરે જીવણ શ્રીજમુનાજીને તીરરે;
લાલચ ઘેલડોરે, વેણુ વગાડે હળધર વીરરે. ૩

સખી ટોળે મળીરે, જોવા જશોદાજીના કહાનરે;
મરજાદા ટળીરે, વલ્લભ પ્રભુજી શું લાગ્યું ધ્યાનરે.૪

[ ૩ ]

ઘેલી થઇ ફરૂરે, ઘેલા ગિરિધારીની સંગરે;
ધીરજ નવ ધરૂરે, આતુર કીધું મ્હારૂં મનરે. ૧
જળ ભરવાને મસેરે, જાવું શ્રીજમુનાજીને ઘાટરે;
હરિ હરખે હસેરે, આડા આવી રોકે વાટરે. ૨
નિરખું નેણાં ભરીરે, સજની શ્યામળીઆનું રૂપરે;
હરખું હૈડાં ભરીરે, સર્વસ કોમળ સ્યામ સ્વરૂપરે. ૩
બીજું મને નવ ગમેરે, મ્હારે સર્વસ્વ નંદકુમારરે;
મન કેડે ભમેરે, દાસ વલ્લભ પ્રભુ પ્રાણઆધારરે. ૪

[ ૪ ]

પ્રિતમની વાતડીરે, જેહને લાગી હોય તે જાણેરે;
તજ ઘેર જાતડીરે, નિર્લજ થાય ને એ રસ માણેરે.૧
પ્રેમ ત્યાં નેમ નહિંરે, જ્યાં પડદો ત્યાં શાની પ્રીતરે;
નેમ ત્યાં પ્રેમ નહિંરે,જગતભગતની અવળી રીતરે.૨
પ્રીત છે માહરેરે, સજની શ્યામળીયાની સાથરે;
એવી નથી તાહરેરે, અમે વેચાણાં એહને હાથરે. ૩
તનમન સોંપીયુરે, હવે જે થનાર હોય તે થાયરે;

ભવોભવ અર્પીયુંરે,દાસવલ્લભ જુગલ જશ ગાયરે ૪

[ ૫ ]

કારણ શું એ કહું રે, મુજને કહાનુડાના કોડરે;
કોઇથી નવ ડરૂં રે, હરખે હૈડું મહોડામહોડરે. ૧
પ્રિત પ્રકટ કરૂં રે, સજની શેને રાખું છાનુંરે;
હરખ હૈયે ધરૂં રે, મારા મનના માન્યા માનુંરે. ૨
આ ભવદુઃખ ટળ્યું રે, હતું જેમ સુળી કેરૂં સાલરે;
દુરીજન દેખી બળે રે,મારે સર્વસ નંદજીના લાલરે. ૩
પ્રાણના પ્રાણ સખીરે, જીવણ જસોદાજીના કહાનરે;
રાખું હૈયે લખીરે, વલ્લભ પ્રભુ શું લાગ્યું ધ્યાનરે. ૪

[ ૬ ]

રસ રસીઆ તણોરે, મીઠડો લાગ્યો જેને મનરે;
પીતાં પ્રેમ ઘણોરે, સોંપ્યાં તનમન ને વળી ધનરે. ૧
વ્રજમાં વાયછેરે, એ રસ ઉમંગ્યો અંગો અંગરે;
અઢળક ઉર ઢળ્યોરે, રમતાં રસ વાધ્યો બેઉ રંગરે. ૨
છે રસ પ્રીતનોરે, લટકે લેતાં છુટે લાજરે;
અધર રસ લહેરનોરે,સુત પતિતજીયાં ઘરનાં કાજરે. ૩
લલિતા લાલશું રે. કરતી અહોનીશ આનંદ ખેલરે;
વિલાસ ગોપાળશું રે, જેને હરિની સાથે હેલરે. ૪

ધન્ય વ્રજવાસીયારે, ધન્ય શ્રીગોકુળ જમુના તીરરે;
ભવોભવ દાસીયોરે, જેને વહાલો હળધર વીરરે. ૫

ખટરસ આંગણેરે, બીજા રસમાં સ્વાદ ન હોયરે;
વલ્લભ પ્રભુ મળ્યારે, મોહન મુખ દીઠે સુખ હોયરે. ૬

[ ૭ ]

સુણ સાહેલડીરે, મારે નંદકુંવરશું સ્નેહરે;
ઝાઝું શું કહું રે, મારા પ્રાણજીવન ધન એહરે. ૧

હાર હૈયા તણોરે. મારા ચિત્તડા કેરો ચોરરે;
મસ્તકના મણિરે, મ્હારા કાળજડાની કોરરે. ૨

ઉર લપટાવીયેરે, એ વર આવે એવું વહાલરે;
સખી હું શું કહું રે, મ્હોટું સાસરીયાનું સાલરે. ૩

આજ હું એકલીરે, મને માર્ગે મળીયો કહાનરે;
મુખ બોલ્યા વિનારે, કીધી આંખલડીમાં સાનરે. ૪

હું સમજી રહીરે, મુજને તેડી શ્રીવૃંદાવનરે,
સજની શું કરૂં રે, ન સુઝે રજનીને કાંઈ દીનરે. ૫

વહાલે મને ભોળવીરે, ચોરી લીધું મારૂં ચિત્તરે;
વલ્લભનાસ્વામિમળ્યારે,મારે પ્રાણ જીવનધનહીતરે.૬

## ઘોળ ૭૦ મું.

શ્રીલક્ષ્મણ સુતનેરે હેલી, એમને નિરખું સર્વે પહેલી. ૧
એમના ગુણનેરે ગાશે, તેના ભવના પ્રાશ્ચિત જાશે. ૨
સુતગોપીનાથશ્રીવિઠ્ઠલજાયાજાણીએ કલ્પવૃક્ષનીછાયા.૩
પ્રકટયા દૈવી જીવ અધિકારી.
મુખ છબી ઉપર જાઉં બલીહારી. ૪
મારૂંચિતડુંએશુંબાંધ્યુંએમનીચરણકમળ રજમાગું. ૫
ચર્ણે રાખો શ્રીવલ્લભનાથ, મહારે મસ્તક ધરજો હાથ.૬
શ્રીમહાલક્ષ્મીજીમહાવરઆપોમારાભવનાંબંધન કાપો.૭
પુરવા સેવક જનના કોડ, એમને સાત કુંવરની જોડ. ૮
સાત કુંવર છેરે એવા, સાતને સપ્ત સ્વરૂપની છાજે. ૧૦
એ શોભા જોઇ વલ્લભદાસ ગુણ ગાયે,
એ છબી લોચન માંહે સમાયે. શ્રીલક્ષ્મણ સુતને. ૧૧

## ઘોળ ૭૧ મું.

શુભ આષ્ટમીનો દીન કહીએ સારરે. વહાલાજી.
શ્રીવ્રજભુષણજીનું પ્રાકટ્ય નિરધાર. મારાવહાલાજી. ૧
શ્રીવ્રજભુષણજી રૂપે રૂડા દીસેરે. વહાલાજી.

આ મારૂં મનડું જોવાને ઘણું હીસે. મારા વહાલાજી. ૨
શ્રીપદ્મમાવતી કુખે અવતર્યા સુખકારીરે, વહાલાજી.
એ લીલા ગાજ્ઝે નિત્ય નરને નારી. મારાવાલાજી. ૩
શ્રીવ્રજભુષણજી વિઠ્ઠલવરના લાલરે, વહાલાજી.
આ અંતરઅમનેબહુલાગેછેવાહાલ. મારા વહાલાજી. ૪
શ્રીવ્રજનાથજી જોઇ હરખે મન મોહેરે, વહાલાજી.
શ્રીચારૂમતીમાજીપુલ્યાં અંગોઅંગ. મારા વહાલાજી. ૫
શ્રીગોકુળનાથજી ફુલ્યા અંગે ડોલેરે, વહાલાજી.
આ વૈષ્ણવ ઉભા જેજે શબ્દ બોલે. મારા વહાલાજી. ૬
કેસરીયા ધોતી સોહીએ સુંદર નાથરે, વહાલાજી.
ઉપરણો ઓઢયોછે લટકંતે હાથ. મારા વહાલાજી. ૭
કેસર કેરાં તિલક બીરાજે ભાલરે, વહાલા.જી
શ્રીકંઠે સોહીએ ગુંજાકેરા હાર. મારા વહાલાજી. ૮
શ્રીવ્રજભુષણ શ્રીગિરિધારીલાલના તાતરે, વહાલાજી.
આ પ્રાત;સમે ઉઠી કીધા પાઠ. મારા વહાલાજી. ૯
શ્રીદ્વારકાંનાથજી સેવોછો ઘણી રીતેરે, વહાલાજી.
શણુગાર આપોનેભોગધરોઘણીપ્રીતે. મારા વહાલાજી.૧૦
શ્રીવ્રજભુષણજીશ્રીચંદ્રાવલીવહુજીનાકંથરે, વહાલાજી.
નેનકટાક્ષે ભાળે એ ગુણવંત. મારા વહાલાજી.૧૧

શ્રીહરિ અમારે હૈયે હરખ ન માય રે, વહાલાજી.
આ ધંધુકાના વૈષ્ણવ તમને ગાય. મારા વહાલાજી.૧૨
શ્રીવ્રજભુષણજી દુખડાનાં છો જાણુરે, વહાલાજી.
પ્રીતલડી સાથે બંધાણા પ્રાણ. મારા વહાલાજી.૧૩
શ્રીવ્રજભુષણજી ગિરિધારિ ગઢના રાજારે, વહાલાજી.
આ દાન આપેને લાગે ઝાઝાવહાલા.મારા વહાલાજી.૧૪
સોળ કળા તો સંપુર્ણ કહેવાયરે, વહાલાજી.
આ મુખડાં જોતાં દુખડાં સર્વે જાય.મારા વહાલાજી.૧૫
ગાંડો ઘેલો હું કાંઇ નવ જાણુ રે. વહાલાજી.
શ્રીવિઠ્ઠલવરની કૃપા હોય તો માણું.મારા વહાલાજી. ૧૬
કાલો ઘેલો દાસ તમારો જાણીરે, વહાલાજી.
શ્રીવ્રજભુષણજી વેગે લેજો તાણી.મારા વહાલાજી. ૧૭
એ શોભાજોઇ વલ્લભદાસ બલીહારી જાયરે. વહાલાજી.
શ્રીવ્રજભુષણને દીઠે મહાસુખથાય, મારા વહાલાજી. ૧૮

## ઘોળ ૭૨ મું.

મીઠડા બોલા નાથ, આવો મારા મીઠડા બોલા નાથ;
સમીતસંધ્યાનાસીદરે ગયાતા,આવીઉભ પ્રભાત.આ. ૧
ટોડલેટોડલે તોરણ બંધાવું, મોતીડે પુરાવું રૂડા ચોક.૨

ગોખલે ગોખલે દીવલીયા અજવાળું,
મંગળ ગવરાવું સારી રાત. આવો.૦ ૩
શેરીએશેરીએ સાદ પડાવું,વાટલડી જોઉં સારી રાત. ૪
એક ઘડી એકાંત મળેતો, કહું મારા દલડાની વાત. ૫
શ્રીવૃંદાવનની કુંજગલનમાં, ફોડી મટુકી ગ્રહી હાથ. ૬
વલ્લભના સ્વામિ પ્રભુ રસીક શીરોમણી,
જનમો જનમ તારે હાથ. આવો૦ ૭

## ઘોળ ૭૩ મું.

શ્રીગોકળીયું મુકીને કંઇ જઇએ નહીં,
વાસો વસીએ ચરણ કમળની છાંય જો;
શ્રીજમુનાજીના સુંદર તટ રળીયામણા,
ત્યાં મારા વહાલાજીના પરમરમણ સુખધામજો. શ્રી. ૧
જશોદા ઘાટે આનંદ સાગર ઉલટયો,
સુખ સાગરમાં ઝીલે ભકત સમાજ જો;
શ્રીઠકરાણી ઘાટે બેઠક સુંદર શોભિતી,
સદા બીરાજે શ્રીવલ્લભ પરમ ઉદાર જો. શ્રીગો૦ ૨
શ્રીગોકુળીયાની વૃક્ષ લતા સૌ નમી રહિ,
ચરણ સ્પર્શવા ગોકુલપતિ મહારાજ જો;

ગિરિ ગોવર્દ્ધન રત્ન ખચીત સોહે ઘણું,
આધ વૃંદાવન નિત્ય રમણના ઠોર જો. શ્રીગો. ૩

આનંદ મંગળ મહારસ સીંધુ ઉલટયો,
કુંજ કુંજ પ્રતે ખેલે શ્રીનંદ કુમાર જો;
જે નયણે શ્રીગોકુળીઉં નિરખ્યું સહી,
તે નૈણાના ભાગ્ય તણો નહીં પાર જો. શ્રીગો. ૪

શ્રીવલ્લભ ઘાટે પ્રીતમજી બેસે ઘણું,
કુંજગલીમાં ભીડ તણો નહીં પાર જો;
રંગીલી ગલી શ્રીગોકુળપતિ મંદિર જતાં,
પ્રીતમજી ત્યાં વળી લેછે દાન જો. શ્રીગો. ૫

જગમોહનમાં બેઠક સુંદર શોભતી,
મનોરથ પુરે શ્રીગોકુળનો નાથ જો;
રમણ રેતીમાં રાસ મંડળ રચના કરી,
નિરખી હરખી જીવ કૃતાર્થ થાય જો. શ્રીગો. ૬

ભેટ પહેરામણી ભાવ સહીત ત્યાંહાં સહુ કરે,
તેને વહાલો આપે વ્રજમાં વાસ જો;
ઘહેરાં જળ અતિ દીસે સુંદર શોભીતાં,
એવી રીતે કહેછે શ્રીવલ્લભનો દાસ જો. શ્રીગો. ૭

બેર બેર શ્રીજમુનાજી વિનતી કરૂં,
નિત્ય પ્રીત રાખો ચરણ કમળની છાંય જો;
નિજ ભકતનકી નિજ દાસી હું તમતણી,
કીંકરી કહે મને આપો શ્રીવ્રજમાં વાસ જો. શ્રીગો.૮

## ધોળ ૭૪ મું.

શ્રીગોકુળસાસરીએ જાવું, મોહનવરનું આવ્યુંછેઆણું,
લખ્યુશ્રીહસ્તતણું આવ્યું,શ્રીગોકુળસાસરીએ જાવું. ૧
જાવુંછે લટકેને મટકે, મોહનવર જોઇ જોઈ મન અટકે;
પાયે નેપુરીયાં ઠમકે. શ્રીગોકુળ૦ ૨
આભરણ પહેર્યાં છે અંગે, સખી જન શોભે છે સંગે;
મોહનવર જોઇ જોઈ મન રંગે. શ્રીગોકુળ૦ ૩
વાટડલીતો જોવે છે વહાલો, સખી વેગે વેહેલેરાં ચાલો;
નૈણા ભરી પ્રીતમવર નિહાળો. શ્રીગોકુળ૦ ૪
સાસરીયુંમને વહાલેરૂં લાગે,ત્યાં મારીકામવાસનાભાગે;
મોહનવર જોઇ જોઇ રઢ લાગે. શ્રીગોકુળ૦ ૫
સખી મારે આ અવસરરૂડો,અવિચલઅખંડપહેર્યો ચુડો;
મારે શ્રીગોકુળપતિ વર રૂડો. શ્રીગોકુળ૦ ૬
અદ્‌ભુત લહેરતો રંગભારિ, શ્રીયુમનાજળભરવીછેઝારિ;

મોહનવર વારંવાર વારી, શ્રીગોકુળ૦ ૭
શ્રીવલ્લભ નામ સદા રટવું, નિત્ય સુજાતિમાં રહેવું;
સેવા શ્રીચરણ કમળ સેવું. શ્રીગોકુળ. ૮

## ધોળ ૭૫ મું.

ચાલો સખી શ્રીગોકુળ જઇએ, નીર્મળ યમુનાજી ન્હાઇયે;
કે અખંડ વ્રજવાસી થઈએ. ચાલો સખી૦ ૧
નિત્યપ્રતિ યસોદાજી ઘાટે, મહાપ્રભુ ઉભા રંગીલી વાટે;
પ્રકટયા તે ભકત રસિક માટે. ચાલો સખી૦ ૨
શ્રીગોકુળપતિદાનદીએ ભારી, અંગીકૃત્ય કીધીછે નારી;
સદા પ્રભુ મહા મંગળકારી. ચાલો સખી૦ ૩
પ્રાણજીવન મંદિરમાં રાજે, ભકતતણા મહાદુઃખભાંજે;
આનંદ શ્રીગોકુળમાં ગાજે. ચાલો સખી૦ ૪
નેણાંભરી પ્રીતમજી નિરખું, જન્મ સફળ કરીને લેખું;
રમાડો સ્થળ ભાવ કરી પેખું. ચાલો સખી૦ ૫
શ્રીગોકુળ રંગતણી રેલી, લતા દ્રુમ ફુલી રહિ વેલી;
નિરખતાં થઇ રહી ઘેલી. ચાલો સખી૦ ૬
સ્ફાટિકમણિશ્રીગોવર્દ્ધનસોહે, શ્રીવૃંદાવનજોતાંમન મોહે;
તે સ્થળ જન્મો જન્મ જોઇએ. ચાલો સખી૦ ૭

શ્રીગોકુળ વસી એરેહેલી, શ્રીમહારાણી સાથ કરે વેહેલી,
ખેલું જઈ સખી સર્વ પહેલી. ચાલો સખી. ૮
શ્રીમહારાણી ઘેહેરાં બહુ ભાવે, ભક્ત સહુ દર્શને આવે;
તેતો લેઇ પુષ્પે વધાવે, માધવદાસને મનભાવે. ચાલો. ૯

## ધોળ ૭૬ મું.

ધન્ય ધન્ય રાણા રાયસંઘ હો લાલ;
હાંરે ધન્ય ધન્યરે મેવાડો દેશ,
કૃપા કરીને શ્રીનાથજી પધારીયા હો લાલ. ૧
વ્રજમાંથી વહાલોજી પધારીયા હો લાલ,
હાં રે આવી વસીયારે મેવાડે દેશ. કૃપા કરીને. ૨
તળાવે તે તંબુ તાણીયા હો લાલ,
હાં રે આવી ઉતર્યોરે મારા વ્રજનો સાથ. કૃપાકરીને. ૩
ડુંગર કોરીને વહાલે મંદિર કર્યાં હો લાલ,
ત્યાં બિરાજેરે શ્રીગોવર્દ્ધન નાથ. કૃપા કરીને. ૪
શ્રીનાથજીને શ્રીદ્વારકાંનાથજીનાં જોડલાં હો લાલ,
હાં રે શ્રીનવનીતપ્રિયાજીરે શ્રીવિઠ્ઠલનાથજીની જોડ. ૫
શ્રીગોકુળનાથને શ્રીમથુરાંનાથનાં જોડલાં હો લાલ,
હાંરેશ્રીગોકુળચંદ્રમાજીરેશ્રીમદમોહનજીનીજોડ કૃપા. ૬

ત્યાં મથુરાતે ગોવર્દ્ધન ભયો હો લાલ,
ત્યાં તળેટીરે ગોપાળપરૂ ગામ.          કૃપા કરીને૦ ૭
ઝરણો તે ગોવીંદ કુંડ ભયો હો લાલ,
હાંરેત્યાંબનાસરે શ્રીમહારાણીજીના નીર.કૃપા કરીને.૮
આસોટીયું વૃંદાવન ભયું હો લાલ,
હાંરે ત્યાં કાંકરોલીરે બંસીબટનો ચોક. કૃપા કરીને.૯
કમળ ચોકમાં ઝુલે ચમર હાથીયા હો લાલ,
હાંરે ત્યાં ટોડલેરે રૂડા ટોકે છે મોર.   કૃપા કરીને.૧૦
થાળ ભર્યો સગ મોતીએ હો લાલ,
હાંરે વધાવોરે શ્રીવલ્લભ પરિવાર. કૃપા કરીને. ૧૧
સાકર કેરા કરા પડ્યા હો લાલ,
હાંરે ત્યાં દુધડેરે રૂડા વરસ્યા છે મેઘ. કૃપા કરીને. ૧૨
અજબ કુંવરીની વિનતિ હો લાલ,
તમે સુણજોરે શ્રીગિરિધરજી મહારાજ.કૃપા કરીને.૧૩
સઘળા વૈષ્ણવની વિનતિ હો લાલ,
અમોને આપોરે શ્રીવ્રજમાં વાસ.    કૃપા કરીને. ૧૪

## ધોળ ૭૭ મું.

શ્રીવલ્લભ પ્રકટ્યા એ પ્રકટ્યા,

શ્રીલક્ષ્મણ ભટ્ટજીને ઘેરરે, થઇ રહિ છે લીલા લ્હેરરે;
વહાલો પુષ્ટિની કરવા પેરરે. શ્રીવલ્લભ. ૧
થયાં અવનીઉપરઅજવાળાંરે,ત્રૈલોકનાતિમિરટાળ્યાંરે;
વહાલે વેણુ અમારા પાળ્યાંરે. શ્રીવલ્લભ. ૨
આદરથી આવ્યાં હરિ ઘેરરે, પોતાની કરવા પેરરે;
શિખવી સેવા કીધી મેહેરરે. શ્રીવલ્લભ. ૩
માયા મત કાધો ખંડરે, પાખંડીને દીધો દંડરે;
એમનો જશ વાધ્યો નવખંડરે. શ્રીવલ્લભ. ૪
શ્રીલક્ષ્મણ ભટજીના નંદરે, વહાલો પુર્વજન્મનાચંદરે;
વરતાવે છે અતિ આનંદરે. શ્રીવલ્લભ. ૫
શ્રીઇલ્લમાગારૂનાલાલરે, વહાલેવૈષ્ણવઉપર કીધોવહાલરે;
દીધાં દાન કીધાં બહુ ન્યાલરે. શ્રીવલ્લભ. ૬
નવખંડમાંનવાનવાદેશરે, એમનાગુણગાયનિગમમહેશરે;
એમનો પાર ન પામે શેષરે. શ્રીવલ્લભ. ૭
સુખડાંની લહેરો જાયરે, અતિ આનંદ ઓછવ થાયરે;
વલ્લભદાસ વલ્લભ જશ ગાયરે. શ્રીવલ્લભ. ૮

# શ્રીબસેંબાવન વૈષ્ણવનું ધોળ.

## ધોળ ૭૮ મું.

દોહરો.

શ્રીમદ્ વલ્લભ પ્રભુને નમું શ્રીવિઠ્ઠલેશ,
સાત સ્વરૂપસહિત સઘળો વંશાત્મકવિશેષ. ૧
સેવક શ્રીવિઠ્ઠલેશજીના બસેંનેબાવન,
જેનું નામ ઉચ્ચાર માત્રથી થાય સૌ પાવન. ૨

વલણ.

ગુણ ગોવિંદદાસના ગાઈયેરે,
ચીતસ્વામિ પરમચિત્ત લઈયેરે. ૩
નંદદાસ શ્રીકૃષ્ણ આસકતરે,
ચ ભુજદાસ સદા અનુરક્તરે. ૪
નિત્ય નાગરભાઈ ઓચરીએરે,
કૃષ્ણભટજીને મન ધરીએરે. ૫
ચાચાજી નારાયણદાસરે,
વિઠ્ઠલદાસ ભકત ઉલ્લાસરે. ૬
કૃષ્ણદાસ મોરારીદાસરે,
બાપ બેટા મન ઉલ્લાસરે. ૭

હરિદાસ જનાર્દનદાસરે,
રૂપ મોરારી રસ રાસરે. ૮
અલીખાન વલીખાન જાદીરે,
જેમલ રજપુત હરી વાદીરે. ૯
માધવદાસ નાહાલચંદરે,
માધવદાસ કાયસ્થ ગુણવંતરે, ૧૦
કાયસ્થ ધણીને ધણીયાણીરે,
રૂપચંદ નંદ શુભ વાણીરે, ૧૧
એક બ્રાહ્મણ રાઘવદાસરે,
ગોપાલદાસ ગુજરાતનો વાસીરે. ૧૨
રાજા લાખાને એક બાઈ રે,
હરીદાસ ખવાસ સુખદાઈ રે. ૧૩
શેઠ જ્ઞાનચંદ જદુનાથરે,
ભાઈલા કોઠારી હરિ હાથરે. ૧૪
માણેકચંદને એની નારીરે,
હરજી કોઠારી ગુણ ભારીરે. ૧૫
ગોપાલદાસ બ્રાહ્મણ લંગાળીરે,
વ્યાસ ગણેશ બહુ ભાગ્યશાળીરે. ૧૬
મધુસૂદનદાસ છે હરિ વહાલારે,

એક કણુબી માળાવાળારે. ૧૭
એક વૈષ્ણવની છે કન્યારે,
રામાનંદને પરણાવી કન્યારે, ૧૮
એક વૈષ્ણવની બેટી ટેકીરે,
તેતો પરણી ધર્મ વિવેકીરે. ૧૯
વૈષ્ણવ એક તરૂના સંગીરે,
પાથો ગુજરી હરિરસ રંગીરે. ૨૦
એક વ્રજવાસી સુત નારીરે,
ગોપીનાથદાસ ગૌ ચારીરે. ૨૧
કણબી ગુજરાતી બે ભાઇરે,
દ્વિજ પત્ની આગરાઇરે. ૨૨
એક ગોડીઓ પંડિત શોભેરે,
એક રઘુપતિ દર્શન લોભેરે. ૨૩
એક પંડિતને કહાનબાઇરે,
વૈષ્ણવ ક્ષત્રીછે આગરાઇરે. ૨૪
મેહા ઢીમરને દ્વિજ રેડુંરે,
નારાયણદાસ હરિને તેડું રે. ૨૫
એક વૈષ્ણવ સૂતરવાળારે,

રાજા આસકરણ પ્રભુ વહાલારે. ૨૬
બે હતીત પતીત તે કણબીરે,
વહુ અજબકુંવરી બેહુ ધર્મીરે. ૨૭
એક પ્રોહિત વેશ્યા કન્યારે,
ગંગાબાંઈ છે પુર્ણ ધન્યારે. ૨૮
એક રાજાને એક ધોબીરે,
બે સ્રાચોરા રસ લોભીરે. ૨૯
એક વૈષ્ણવ મદન ગોપાળરે,
બે કણબી પટેલ રસાળરે. ૩૦
સેવક એક વિરકતરે,
દયા ભવૈયા આશકતરે. ૩૧
એક વાણિઓને એક નારીરે,
એઉ પરમ વૈષ્ણવતા ધારીરે. ૩૨
એક ક્ષત્રાણી વિરકતરે,
વાઘજી રજપુત આસકતરે. ૩૩
એક ગોપાળદાસ ભીતરીયારે,
બીજા આઠ સેવક અનુસરીયારે. ૩૪
ગોપાલદાસ સીંઘલ ભોળા ભાઈરે,
શેઠ પુત્રી દીવાનની જાઈરે. ૩૫

એક કુંઝડી રૂપાભાઇરે,
હરિદાસ સુતા સુખદાઇરે.　　૩૬
એક ક્ષત્રી વૈષ્ણવ બાઇરે,
રાજા રાણી પુત્રને દાઈરે.　　૩૭
શાહુકારનો બેટો વિલાસીરે,
એક વૈષ્ણવ કૃષ્ણ પ્રકાશીરે.　　૩૮
એક વેશ્યા ભાવનની વાસીરે,
તે હરિગુણ માંહિ નિવાસીરે.　　૩૯
પુત્રજી વડો વિરકતરે,
વેણીદાસ છીપા છે ભક્તરે.　　૪૦
એક શ્યામળદાસ એક નાઇરે,
પુત્ર પઠાણનો સુખદાઈરે.　　૪૧
ઓઝા દામોદરદાસ છે ભકતરે,
બેટી શાહુકારની આસકતરે.　　૪૨
વૈષ્ણવ એક ખડબુચાવાળોરે,
શેઠ આગરાઈને મન ભાળોરે.　　૪૩
એક કાપડવાળો શોભેરે,
કણબી આંજણો વૈષ્ણવ લોભેરે.૪૪
એક શાસ્ત્રી મોરારિદાસરે,

લાછબાઇ ભાટ ગુણુ રાસરે. ૪૫
રાજા રાણી હરિ મન ભાવેરે,
એક વૈષ્ણવ ડોલ ઝુલાવેરે. ૪૬
દ્વિજ શેઠ સોની પરમાનંદરે,
મેહેરા પુરૂષોત્તમ ગુણવંતરે. ૪૭
એક બે ભાઇચંદન લાગ્યારે,
ચોપડા ભંડારીને મન ભાવ્યારે. ૪૮
ઠગ એક દસ એક સંગીરે,
માતા બેટી હરિ રસ રંગીરે. ૪૯
એક ગૃહસ્થીને વિરકતરે,
બીજા બે ભાઇ આસકતરે. ૫૦
જીવા પારેખને જેપાળરે,
દોશી માધવદાસ દલાલરે. ૫૧
બેટા પટેલનો નિત્ય આવેરે,
બેટી પટવારીને મન ભાવેરે. ૫૨
હરિદાસ જમાઇ માણેકચંદરે,
પ્રભુએ ત્યાગ કર્યો મનરે. ૫૩
એ ગિરિની પરિક્રમા કરતારે,

એક નીત્ય ઉઠી વ્રજમાં ફરતારે.૫૪
બે કણબીએ કરી એવીરે,
લઈ કુવામાં નાંખી દેવીરે. ૫૫
કણબણ ગુજરાતની વાસીરે,
બેટી બીરબલની સુખરાસીરે. ૫૬
રાજા જોધસીંગ દક્ષિણનારે.
વળી પ્રોહિત તેના ઘરનારે. ૫૭
સાસુ વહુ સુરતના વાસીરે,
રાજા પુર્વનો સુખરાશિરે. ૫૮
શેઠ સુત રહેનારો ગુજરાતીરે,
એક બ્રાહ્મણી નાગર જાતીરે. ૫૯
શ્રીવિઠ્ઠલેસ શ્રીજીને રૂપેરે,
દીધું દર્શન બેને અનુપેરે. ૬૦
એક દુઃસંગ મીઠો વિરકતરે,
બીજો ભાઇ આસકતરે. ૬૧
વેણીદાસ છીપા છે ભકતરે,
એક રજપુત કાંઠાના આસકતર.૬૨
દ્વિજની પત્ની વૈષ્ણુવ સંગથીરે,

ખોયા કોહ્યોડ પોતાના અંગથીરે. ૧૩
એક ન્યુન અધીક એ આવેરે,
એક દ્રવ્ય સામગ્રી લાવેરે. ૧૩
એક કણબી ગાય ચરાવેરે,
એક રાસની રીત ચિત્ત લાવેરે. ૧૫
જોડ ઠગને એક ગુજરાતીરે,
સીતાબાઈ છે દક્ષણી જાતીરે. ૧૧
એક વૈષ્ણવને એક બાઈ રે,
દામોદરદાસ સુખદાઇરે. ૧૭
વડનગરમાં માધવદાસરે,
એક વૈષ્ણવ મહા વનવાસરે. ૧૮
ગુજરાતના દાસ,મોરારી રે,
ભકત ભીમ અતિ હેતકારીરે. ૧૯
એક દાસ ગોવર્દ્ધનધારીરે,
રામદાસ પરમ આચારીરે. ૭૦
જીયાદાસને નરહરિદાસરે,
રાજા ટોડરમલ સુખરાશરે. ૭૧
નરશીદાસને પીતાંબરદાસરે,

ધર્મરાજા ગોપાળ પ્રકાશરે. ૭૨
એક બ્રાહ્મણ માધવદાસરે,
એક વહેપારી સુખરાસરે. ૭૩
એક બ્રાહ્મણને એક નારીરે,
એક સ્ત્રી છે સુખકારીરે. ૭૪
એક જન ભગવાન બે ભાઈરે,
એક ઢીમલ સુખદાઈરે. ૭૫
દ્વિજ પત્ની પત્ની પટેલરે,
એક સોદાગર રસ રેલરે. ૭૬
મીરાંદાસ ચતુર્ભુજ ભાવેરે,
ગોપાળદાસ ગોરવા કહાવેરે. ૭૭
એક ક્ષત્રી રઘુનાથરે,
ઓધો તરવાડી હરિ હાથરે. ૭૮
દેવ ઈશ્વરદાસ સાચોરારે,
સંતદાસ ક્ષત્રિ ગુણ ગોરારે. ૭૯
ક્ષત્રિ સુતને સુત બ્રાહ્મણનોરે,
એક વૈષ્ણવ રાજનગરનોરે. ૮૦
વૈષ્ણવ ભગવાનદાસ સોહાવેરે,
એક દક્ષણી વૈષ્ણવ આવેરે. ૮૧

સ્વામી કૃષ્ણદાસ વિલાસીરે,
એક ક્ષત્રિ મથુરાં વાસીરે. ૮૨
દ્વિજ જોષી રાજા ભીમારે,
શાહુકાર સુત સુખ સીમારે. ૮૩
એક ક્ષત્રિ જાદવદાસરે,
હરિજન મથુરાં વાસરે. ૮૪
શાહુકાર વળી ક્ષત્રાણીરે,
એક વ્રજવાસી શુભ વાણીરે. ૮૫
દાસ પુરૂષોત્તમ પોકરણારે,
વળી દુર્ગાદાસ ગુણ ગણાણારે. ૮૬
ક્ષત્રિ ચોપડા ધ્યાનદાસરે,
લક્ષ્મીદાસ ગુજરાતમાં વાસરે. ૮૭
તારાચંદને ચતુર બીહારીરે,
વૈષ્ણવ ગુજરાતી અતિ ભારીરે.૮૮
હરિદાસ મોહનદાસરે,
માત્રો સાર સુત ગુણ રાસરે. ૮૯
દ્વિજ બેટી ક્ષત્રિ કન્યારે,
એક ચોર સેવક થયો ધન્યારે. ૯૦

એક ઉત્તમ શ્લોકદાસરે,
ખેડાવાળ ભકત રશ રાસરે. ૯૧

સાસુને સસરો જ્ઞાનીરે,
રજપુતની બેટી પરમાણીરે. ૯૨

સાચોરા દ્વિજ આનંદદાસરે,
એક બીલડી છે સુખરાસરે. ૯૩

સઘનદાસ દેવાદાસ કણબીરે,
રાજપુત્ર મોહનદાસ ધરમીરે. ૯૪

નરનારી વરો છે પ્રયાગરે,
માધવદાસ સુરત અનુરાગરે. ૯૫

ભટ્ટ કલ્યાણજી વીરાબાઈરે,
મહારાજ પુરૂષોત્તમ સુખદાઈરે. ૯૬

રૂડા રતનજી અધિકારીરે,
રૂપબાઈ પરમ ગુણ ભારીરે. ૯૭

વૈષ્ણુવ ક્ષત્રિ છે આગરાઈરે,
એક મહીધરને ફૂલબાઈ રે. ૯૮

દેવ ભીમ ભંડારીરે,
રાજા માનસિંહ અધિકારીરે. ૯૯

દવે પ્રોહીત સુત વિખ્યાતરે,
કૃષ્ણદાસ ગોરવા જાતરે. ૧૦૦
વડનગરા માધવદાસરે,
દ્વિજ ઉજ્જેણીના સુખ રાસરે. ૧૦૧
નારાયણદાસ મનોડીયા જ્ઞાનીરે,
લક્ષ્મીદાસ રજ્જે ક્ષત્રાણીરે. ૧૦૨
રાજા બીરબલને તાનસેનરે.
આનંદનાપરી સુંદર બેનરે. ૧૦૩
વેણીદાસ દામોદરદાસરે,
વીજાનગરીમાં વાસરે. ૧૦૪
એક એક ફળ લખી લીધુંરે,
લખીસ્વરૂપ હૈયામાં લીધુંરે. ૧૦૫

વલણ.

યથાશક્તિએ કહ્યા છે, વળી બીજા છે અપાર;
પરંતુ તેનું તત્વ છે, એ ભક્તના આધાર. ૧૦૬
ભક્તરાજ શિરોમણિ, ને એકનો ઓધાર;
કર્યા છે વળી કરે છે, વળી કરશે નિરધાર. ૧૦૭
તે માટે સર્વે પ્રાતઃઉઠીને, નામે કરો કરાહાર;
કંઠમાં ધારણ કરો તો, હરિ મળે સુખસાર. ૧૦૮

સર્વે ભગવદિને નમન કરીને, એજ માગું નેમ;
શ્રીવિઠ્ઠલવરની સૃષ્ટિ ઉપર, રહો દુર્લ્લભ પ્રેમ. ૧૦૯

## ધોળ ૭૯ મું.

સખી આજનો લ્હાવો લીજીએરે,
કાલ કોણે દીઠી છે. ટેક.
ફુલનિ ગાદીને ફુલના તકીયા,
ફુલના બીછાનાં બીછાવીએરે. કાલ. ૧
સોનાનાં સોગઠાં ને રેશમની ચોપાટ,
રૂપાના પાસા ઢળાવીએરે. કાલ. ૨
સોનાનું પારણું ને રેશમની દોરી,
હરખે શ્રીનાથજી ઝુલાવીએરે. કાલ. ૩
વાનીના મેહુલા ને આનંદની હેલી,
સુખને સરવડે ભીંજાઇએરે. કાલ. ૪
વલ્લભના સ્વામિ પ્રભુ રસિક શિરોમણિ,
વળી વળી મુખડાં નિહાળીએરે. કાલ. ૫

## ધોળ ૮૦ મું.

ચાલોતો શ્રીજી જઇએરે, શ્રીમુખ સુંદર જોવાને,
આવો તો તત્પર થઇએરે. શ્રીમુખ.

મને ઘરમાં લાગે ઘેલુરે. શ્રીમુખ.
હું તો કાંઈ ન સમજી પહેલુરે. શ્રીમુખ. ૨
હું તો ઘરનો ધંધો ભુલીરે. શ્રીમુખ.
હું તો અંગોઅંગે ફુલીરે. શ્રીમુખ. ૩
મને ભુખે ભોજન ન ભાવેરે. શ્રીમુખ.
સેજડીએ નીંદ્રા ન આવેરે. શ્રીમુખ. ૪
મારા મનમાં મનમથ વસીઆરે. શ્રીમુખ.
મારૂં કામ સકામે ધસીયુંરે. શ્રીમુખ. ૫
મોરલીમાં કામણ કીધારે. શ્રીમુખ.
મારાં મન હરીને લીધારે. શ્રીમુખ. ૬
કોઇ નંદજીનો લાલ મીલાવોરે. શ્રીમુખ.
જસોદાજીના પ્રાણ આધારરે. શ્રીમુખ. ૭
એવાં રસિકરાય ગિરિધારીરે. શ્રીમુખ.
દાસનો દાસ જાય બલિહારીરે. શ્રીમુખ. ૮

## ઘોળ ૮૧ મું.

શ્રીગોકુળ ગામ સોહામણું રે, રૂડાં જમુનાનાં નીર;
શ્રીગિરિધર ગાયો ચરાવતાં રે,જોયા હળધરવીર. શ્રીગો.૧
મોર મુગટ મુસ્તકે ધર્યોરે, બાંધી કુસુંબલ પાઘ;

શીષ ફુલે શોભાઘણીરે, વેણી વાસુકી નાગ. શ્રીગો. ૨
લર લટકન સીરપેચ છેરે, કુંડલ ઝળકે છે કાન;
વાંકાં તે નયન સોહામણાંરે,ભૃકુટીકામનાબાણ.શ્રીગો. ૩
અલક તિલક અલકાવલીરે, ઘુઘરવાળા છે કેસ;
નંદ જસોદાના લાડીલારે વહાલા નટવર ભેખ. શ્રીગો. ૪
નકવેસર મુકતામણિરે, માંહી નંગ જડયાં લાલ;
હડપચીએહીરલોઝગમગેરે, અધરબીંબરસાલ. શ્રીગો. ૫
બાંહે બાજુબંધ બેરખારે, ફુમક લટકે છે સાર;
કડાંપહોંચીનેહાથસાંકળાં રે,ઉરગજમોતીનાહાર.શ્રીગો.૬
કટી મેખલા કટી કાછનીરે, સોહે લાલ ઇજાર;
ચરણે રાગે ઘુઘરારે, વાગે ઝાંઝરનો ઝમકાર. શ્રીગો. ૭
કર લકુટી મોરલી ધરીરે, ઉભા જમુનાંને તીર;
સંગેતેસરખા ગોવાળીયારે,રાખીરોકીવ્રજનાર;શ્રીગો. ૮
ટોળે મળી સૌ સુંદરીરે, મહી વેચવાને જાય;
મારગડા રોકી રહ્યારે, રૂડા જાદવરાય. શ્રીગો. ૯
તો મટુકી ફોડીને મહી દોળીયાં રે,તોડયો નવસર હાર;
ફાડીમારીનવરંગચુંદડીરે,કરીયેકયાંજઈ પોકાર.શ્રી. ૧૦
છેડલો છોડો છેલ કહાનજીરે જાવા થાય છે અવાર;
ઘેર સાસુજી ખીજશેરે, ગાળ દેશે ભરથાર. શ્રીગો. ૧૧

સર્વ સખી વિનતિ કરેરે, લાગે હરીને પાય;
તમે જીત્યાને હમેહારીયાંરે,દાસદેખીગુણગાય, શ્રીગો.૧૨

## ઘોળ ૮૨ મું.

ધન્ય આજની ઘડી રળીયામણી,
હાં રેમારોવહાલોજી પધાર્યાનીવધામણીહોજીરે.ટેક. ૧
હાં રે હું તો કદલીના સ્થંભ રોપાવતી,
હાં રે મારા વહાલાજીના મંડપ રચાવતી હોજીરે. ૨
હાં રે પુરે પુરે સોહાગણ સાથીયો,
હાં રે જેમ મલપતો આવે હરિ હાથીયો હોજીરે. ૩
હાં રે હું તો મોતીડાના ચોક પુરાવતી,
હાં રે મારા વહાલાજીની આરતી ઉતારતી હોજીરે. ૪
હાં રે હું તો ફુલડાના કોટ ચણાવતી,
હાં રે મારા વહાલાજીની સેજ બીછાવતી હોજીરે. ૫
હાં રે હું તો જાઉં શ્રીવલ્લભકુળને વારણે,
હાં રે મંહેતાનરસીયાનો સ્વામી ઉભો બારણે હોજીરે.૬

## ઘોળ ૮૩ મું.

ગંગાબાઇએ તે ઝઘડો માંડીયો,
શ્રીગિરિધરજીના લખ્યા પ્રમાણ;

વારી જાઉં શ્રીનાથને.　　　　　　　　　　૧

પાદશાહએ તે પરવાનો મોકલ્યો,
તમે છોડો શ્રીગોકુળ ગામ.　　　વારીજાઉં૦ ૨

વ્રજવાસીએ મનમાં વિચારીયું,
આપણા સામા બાંધ્યા હથિયાર. વારીજાઉં૦ ૩

નવખંડ ભુમિ આપણી,
ચોદશ ચોબાજીનું રાજ.　　　વારીજાઉં૦ ૪

બાબાજીએ શ્રીગુસાંઇજીને એમ કહ્યું;
અજબબાઇને આપ્યાં છે વરદાન. વારીજાઉં૦ ૫

પાદશાહનું તે અહીં શું ઉપજે,
મારી ઇછાએ છોડું શ્રીગોકુળગામ.વારીજાઉં૦ ૬

શિવ શેષ વિરંચિ રટણ કરે,
સુરીનર સરખા પાર પામે નહીં,
અજબબાઇને થયો છું આધીન. વારીજાઉં૦ ૭

વ્રજથકી તે વહાલોજી પધારીયા,
આવી ઉતર્યા મેવાડે દેશ.　　　વારીજાઉં૦ ૮

ગામના રાજાને આવીરે વધામણી,
આપણા નાથજી આવ્યા નજીક. વારીજાઉં૦ ૯

રાણા રાયસંગે મનમાં વિચારીયું,
આપણે શી શી કરીશું ભેટ. વારીજાઉં૦ ૧૦
વહાલે તળાવે તંબુ તાણીયા,
મહિ ઉતર્યો શ્રીગુસાંઇજીનો સાથ. વારીજાઉં૦ ૧૧
વહાલે ડુંગર કોરીને મંદિર કર્યાં,
મહી પધરાવ્યા શ્રીગોવર્દ્ધનનાથ. વારીજાઉં૦ ૧૨
વહુ બેટી તે હીંડે મલપતાં,
હીંડે ઝાંઝરને ઝમકાર. વારીજાઉં૦ ૧૩
બનાસ તે જમુનાનાં જળ ભર્યાં,
વડલો તે બનસીબટ. વારીજાઉં૦ ૧૪
અજબબાઈએ તે વિનતિ એમ કરી,
જે કોઈ ગાય શીખેને સાંભળે,
તેનો લીલામાં થાજો વાસ. વારીજાઉં૦ ૧૫

## ધોળ ૮૪ મું.

શ્રીગોવીંદરાયજીરે,રસીયા,મારાહૃદેકમળમાંવસીયા. ૧
શ્રીમુખસુંદરરે દીસે. નિજ જનનાં મન જોવા ઇચ્છે. ૨
ભાલ તિલકરે બીરાજે, ભ્રકુટી ધનુષ સમાન બીરાજે. ૩

કાને કુંડલરે ઝળકે, જાણે ચપળા વીજળી ચમકે. ૪
હળવે મધુરૂંરે બોલે, એ વચનામૃત નહિ કો તોલે. ૫
શ્યામળ વરણેરે સોહીયે,નીર્ખંતાભવદુઃખડાંખોઇયે. ૬
ચંચળ વર તનેરે ચાલે,હસતાં વૈષ્ણવ સામું ભાળે. ૭
સુદરતાનીરે સીમા, લોચન તલપે અમૃત પીવા. ૮
શ્રીવિઠ્ઠલેશરાયજીરે માથે,જુગજુગજોડી બીરાજે સાથે. ૯
શ્રીવિઠ્ઠલેશરાયજીરેલાલાશ્રીગોકુલઆવ્વજીશું ઘણું વ્હાલા
પુત્રશ્રીગોપેશ્વરછોગાળા,શ્રીલક્ષ્મીનરસીંહદીનદયાળા.૧૧
અનુભવગ્રંથતણાવિસ્તારશ્રીહરિરાયજીપ્રકટાબીજીવાર
એસુશનિજજનનેઘણુ દેછે,શ્રીભાગવતસદાર્નારંતરકહેછે
પ્રકટયાશ્રીપુરૂષોત્તમઅવતાર,એમનીલીલાઅપરંપાર૧૪
એમનાગુણનેરેગાઇયે, ચરણ કમળ રજ લેવા જઇયે.૧૫
એવા સ્વામિશ્રીસમર્થમાથે, પ્રકટયાદૈવી જીવને કાજે.૧૬
સકળ મનોર્થરે સીધા, મનવાંછિત ફળ માગ્યાં ઇચ્છે.૧૭
શ્રીવ્રજભુષણનારેસ્વામિ,ચરણકમળ વંદુશિરનામી.૧૮

# શ્રીસુરદાસજી કૃત સેવાફળ

## ધોળ ૮૫ મું.

ભજોગોપાળભુલમતજાઓ,મનુષ્યાદેહિમેંએહીઅલહાવો.
ગુરૂસેવા કર ભક્તકમાઇ, જબતે મનુષ્યા દેહી પાઈ. ૨
જઈકુસ્મરીએ દેવ, નિતપ્રત્ય કરિયે હરિકી સેવ. ૩
સુનો સંત સેવાકી રીત,કરો ક્રિયા મન રાખો પ્રીત. ૪
પ્રાતઃઉઠી શ્રીકૃષ્ણકું ગાવે, જો ફળ માગે સો ફળ પાવે.૫
જીને ઠાકોરજીકોદર્શનકીનો જીવનજન્મસફળકરીલીનો.૬
જે ઠાકોરજીકી આરતિ કરે, ત્રણલોક તાકોં પાયન પરે.૭
જે ઠાકોરજીકું કરે પ્રણામ, વૈકુંઠ હે તાકો નિજધામ. ૮
જેહરિકો સ્મરે નામ, તાકું કુશળ નિત્ય પુરણ કામ. ૯
જો ઠાકોરજીકું ધ્યાનમાં લાવે,ધ્રુવપ્રલ્હાદકીપદવીપાવે.૧૦
જેનેહરિકોચર્ણામૃતલીનો.વૈકુંઠલોક અપનો કરિલીનો.૧૧
જોહરિઆગળવાજીંત્રબજાવેત્રણલોકરાજ્યધાનીપાવે. ૧૨
જોહરિકું સ્નાન કરાવે, ગર્ભયોનિમાં કબહુ ના આવે.૧૩
જોહરિકું કરે શૃંગાર, તાકોહે પુરણ અંગીકાર. ૧૪
જોઠાકોરજીકુંદર્પણદીખાવે.ચંદ્રસુરજતા કુશીરનમાવે.૧૫
જોઠાકોરજીકુંતુલસીચઢાવે, તાકી મહીમા કંઇનાઆવે.૧૬

જોઠાકોરજીકુંકિર્તનસુનાવે,તાકું ઠાકોરનિકટબોલાવે. ૧૭
હરિમંદિરમેં દીપકકરે, અંધકુપ ભવમે નહિ પરે. ૧૮
જોઠાકોરજીકીસેજબિછાવે, નિજપદપાવેદાસ કહાવે. ૧૯
જોઠાકોરજીકુંપારણેઝુલાવે,વૈકુંઠસુખઅપનેઘર લાવે. ૨૦
જોઠાકોરજીકુંધરાવેભોગ તાકું પરમાનંદ નિત્ય જોગ. ૨૧
પાવે પદવી જશોદામાત,તાસુખકીકછુકહીન જાત. ૨૨
ગ્વાલમંડલીસુંગોપાળજગાવેસોઠાકોરજીકુંસખાકહાવે૨૩
જોગોકુળગોવર્દ્ધનલીલાગાવે,ચર્ણકમળરસતબહીપાવે.૨૪
જોવૈષ્ણવતાદૃશીયકહાવેતાકીસંગતનિત્ય પ્રતિ હોવે. ૨૫
શ્રીભાગવતસુણેઆદરકરી, ત કે હૃદેમેં વસે શ્રીહરિ. ૨૬
જોઠાકોરજીકું ભોગ ધરાવે, સેવાકો ફળ તબહી પાવે. ૨૭
જેકરે શ્રીજમુનાજળપાન, સોઠાકોરકેરહે સન્નિધાન. ૨૮
મંદિરમાં જો કરે બુહારી, કબહુનદેખે જમકીદ્વારી. ૨૯
જેનેઠાકોરજીકીગાગરઆણી,વૈકુંઠલોકઅપનેસ્થાન ઠરાની
જોઠાકોરજીકો મંદિર લીપે, મનુષ્યજન્મતે જનજીતે. ૩૧
જો ઠાકોરજીકો સીધો બીને,જીતનો તીર્થ તીતને કીને.૩૨
જોઠાકોરજીકો બીને ફુલ, સદા બસે કાલિંદિકે કુલ. ૩૩
જો ઠાકોરજીકી માળા મેલ્વે, સોપરમ ભક્ત કાહાવે. ૧૪

જો ઠાકોરજીકું ચંદનલગાવે, ત્રિવિધીતાપતાકુસથાવે. ૩૫
જોઠાકોરજીકો વાસણ ધોવે,શદા સર્વદા નિર્મળ હોવે. ૩૬
જોહરી કીર્તન મુખે કરે, મુકિત ચારતાકે પાએપરે. ૩૭
સેવામાં જો આળસ કરે, કુકુર હોયકે ફીરફીર રમે. ૩૮
મન સાચે જો સેવા કરે, તબહી સેવા પુરણ કરે. ૩૯
સેવાકે આશરે રહિએ, સુખ દુઃખ સબહી સહીએ. ૪૦
જો સેવામાં સંદેહ લાવે, કોટી જન્મ પ્રેતકું પાવે. ૪૧
વેદપુરાણુશાસ્ત્રજોભાખે, સેવાકોરસ વ્રજ જનચાખે. ૪૨
સેવાકી અદ્ભુત રીત, શ્રીવિઠ્ઠલનાથ સોરાખો પ્રીત. ૪૩
શ્રીમદાચાર્યજીએપ્રકટબતાવીકૃપાકરીતાકેમન ભાવી. ૪૪
સેવાકો ફળ કહી ન આવે, સુરદાસ પ્રભુ હૃદેમેંભાવે.૪૫

## ધોળ ૮૬ મું,

આવો આવોરે સુહાગી, વલ્લભીયાનો સાથ,
સખી મેવાડે પધાર્યા, શ્રીગોવર્દ્ધનનાથ. ૧

સખી મનક્રમ વચન. તજો ગ્રેહના કાજ;
મેલો વેદ મર્યાદા ને કુળની લાજ. ૨

છોડો માત પિતા પતિ સુત પરિવાર,
આપણે નયણે નિરખો શ્રીનંદકુમાર. ૩

વહાલો રૂપે છે રૂડલા ને બીનલે વાન,
ગણ્ડસ્થળ મંડીત કુંડલ કાન. ૪
બીરાજે અલક તિલક જાણીએ કંચનરેખ,
નાસા ગજમોતીને નટવર ભેખ. ૫
શિષ પાઘ સોરંગી ઉપર ચંદ્રિકા મોર,
વહાલો મનોહર મુર્તિને ચિત્તડાનો ચોર. ૬
વ્હાલો બંક અવીલોકની ભ્રગુટી કમાન,
એઉના નયણ અણીયાળા મદન રયાબાણ.૭
વ્હાલો ચંચળ ચપળતા વારૂં ખંજન મીન,
શોભા જોઇને મૃગ થયા આધિન. ૮
બીંબાધર છે અતિ અરૂણ પ્રવાલ,
મુખ માધુરી માંધુરી વાંસલડી રસાળ. ૯
જીરે કુસમ ઝરે મદ મુસકની હાંસ,
ઝળકે દંત દાડમ જેમ બીજ પ્રકાશ. ૧૦
કંઠે કંઠસરી ગળે ગુંજાનો હાર,
બાજુબંધ પોંહોચીને ઝુમકસાર. ૧૧
પાય પોહલ નૂપુરનો ઠમકાર,
ચાલે ગજગતિ ચાલ ધુવરી ઘમકાર. ૧૨

કટી કાછની કીંકણીનો ઝમકાર,
પાય અણવટ વીંછીઆનો ઠમકાર. ૧૩
જીરે સોળ કળાએ ઉદયો ચંદ
વ્રજ જુવતી સુંદરીને મન ઉમંગ. ૧૪
એઉની આરતિ ઉતારે શ્રીવલ્લભરાય,
શોભા જોઈ જન વલ્લભ બલિજાય. ૧૫

# ચાખડીનું ઘોળ

## ઘોળ ૮૭ મું.

ચાલો સખી નિરખીયે નંદકુમાર,
લટકંતા આવે હરિ દીનયાળ.
જોજો સખી છેલછબીલા હરિની ચાલ,
પ્રીયેને ચતુરે ઘડી હરિની ચાખડીરે લોલ. ૧
બેસણીયે કાંઈ ધર્યાંરે મુનિવરે ધ્યાન,
લાંકમાં કાંઇ લખ્યાંરે નાગરવેલ પાન;
ચરણુ સકોમળ કંકુંવરણે વાન,
કારીગરે કોરીને ફરતિ મેલી પાંખડીરે લોલ. ૨

પાનીએ કાંઇ હંસ પોપટને મોર,
મુસ્તક ભમરીને ઉપર બોર;
તેની આગળ શોરે હમારો તોલ,
ઝીણી ઝીણી ઘુઘરી શબ્દ કરે ઘણારે લોલ. ૩
સાંકળીયો કાંઇ ગાંઠીરે સોના કેરે તાર,
હીરા માણેકે ગુંથ્યા હરિના હાર;
ફુલના પીછોરા કીધા વહાલે ભાર,
પીળાને પચરંગી બીરાજે હરિને ફુમતાંરે લોલ ૪
લંગરમાં કાંઇ સૂરજ રત્નને ચંદ્ર,
હાથે છે હીરલોને પહોંચીયે નંગ;
તે તો દેખી મ્હારૂં મન થાય ઉછરંગ,
આંગળીયોમાંવીંટીને અંગુઠામાંઆરશીરેલોલ.૫
કાષ્ટના કકડાની કીધિ વહાલે સાર,
એટલે ને શીદ લે અમારી સંભાળ,
પાહુલીઆના પુન્ય તણો નહી પાર,
પહેરીને પધાર્યા ગોવાળીયાની ઘેરમાંરે લોલ.૬
એક એક સાનમાં સમજી જાય,
જેને જેવા ભાવ હોય તેવા ગુણ ગાય;

પ્રથમ નિરખું ને પછી લાગું પાય,
શ્રીવલ્લભકુળને નાથે તેસૌને લીધાં લહેરમાંરેલોલ.૭

## ધોળ ૮૮ મું

હું બલિહારી તૈલંગ કુળ દીપક,
શ્રીલક્ષ્મણ તાતનેરે લોલ;
તે કુળ પ્રકટયા શ્રીવલ્લભ દેવ,
જગત હિતકારણેરે લોલ. ૧

એમના બેઉ સુત છે પરમ કૃપાળુ,
કે ચતુર શિરોમણિરે લોલ;
શ્રીગોપીનાથ શ્રીવિઠ્ઠલનાથ,
કે અમ શિર એ ધણીરે લોલ, ૨

તે શ્રીવિઠ્ઠલનાથના સાત,
કે કુંવર પ્રકટયા સહીરે લોલ;
જાણીએ પોતે સાત સ્વરૂપ,
કે ધરીને પ્રકટયા મહીરે લોલ. ૩

શ્રીગિરિધરજી પરમ સુશિલ,
કે શુભટ અતિ શોભીતારે લોલ;

શ્રીગોવીંદરાય તણું મુખચંદ,
કે ભક્તજન લોભતારે લોલ. ૪

શ્રી બાલકૃષ્ણજીના અતિશય નીલ,
કે ચરણ ચિત્ત લાવીએરે લોલ;
શ્રીગોકુળનાથજીના ચરણની રેણ,
કે જગતમાં કહાવીયેરે લોલ. ૫

ચતુર શિરોમણી શ્રીરઘુનાથ,
કે તેના ગુણ ગાઇએરે લોલ;
શ્રીજદુનાથજીના ચરણ સરોજ,
કે તેને દુર્લભ ધારીયેરે લોલ. ૬

સમર્થ વેદ તણો અતી વર્ણવ,
કે ગુણ ઘનશ્યામનારે લોલ;
રાખો ચરણ કમળની છાંય,
કે પોંહોચે કામનારે લોલ. ૭

સાત સ્વરૂપ તણો નિજ વંશ,
કે જગતમાં બિરાજજોરે લોલ;
સકળ સ્વરૂપના ચરણની રેણ,
કે અમ શિર ગાજજોરે લોલ. ૮

એ શ્રીવલ્લભનો નિજવંશ,
કે જગત હીતકારણેરે લોલ;
શ્રીવ્રજભુષણ જોઇ મુખચંદ્ર,
કે જાયે વારણેરે લોલ. હું બલિહારી. ૯

## ધોળ ૮૧ મું.

હુંબલિહારી તૈલંગકુળ દીપક, શ્રીલક્ષ્મણુતાતનેરે લોલ;
જે કુળ પ્રકટયાશ્રીવલ્લભદેવ, જગતહીત કારણેરે લોલ.૧
માધો માસ કૃષ્ણ એકાદશી, ભર વૈશાખનીરે લોલ.
પ્રકટ ધરીયું અગ્નિ મધ્યે કે, અગ્નિરૂપ સહિરે લોલ. ૨
સંવત પંદરસે પાંત્રીસ કે, વાર ગુરૂ ખરેરે લોલ;
સર્વેસર્યા સેવકનાંકાજકે,વ્રજજનઆવી મળ્યારે લોલ. ૩
જીવને આપ્યાંદાન અનેક, કે વાર ન લાગી ઘણીરેલોલ;
પુષ્ટિમાર્ગ ચાલ્યો મરજાદકે, મર્યાદા ક્ષણુરે લોલ. ૪
જગતને દ્રઢ કરવાને કાજ કે શ્રીજીઆવીમળ્યારે લોલ;
વાકય કહ્યું શ્રીકૃષ્ણનીપ્રત્યેકે, બેઉ એકાંતમળ્યારેલોલ.૫
જીવ હેત રાખ્યો નિરધાર કે, લઈ ચરણે ધરોરે લોલ;
લાવી સોંપો અમારા ચરણુ, કે દ્રઢ રાખશુંરે લોલ. ૬
એવાં વચન શુણીને હસીયા, કેજીવને દયા કરીરે લોલ;

નીશ્ચે વચન કહ્યું પ્રમાણ કે ત્રણવાર ફરીફરીરે લોલ. ૭
પછી વિચાર્યું દીનદયાળ. કે ત્યાં હરસાણી સહીરેલોલ;
પુછવા લાગ્યા દીનદયાળ, કે કહો કછુકહા સુનીરેલોલ૮
ત્યારે શિષ નમાવ્યું દાસ, કે હું સમજયો નહીંરે લોલ;
કૃપાનાથે કૃપા કરીકહ્યું, કે સાંભળ દ્રઢ કરીરે લોલ; ૯
ભક્તજન ઉપર દયા ઘણેરે,કે હરસાણીયે કહ્યુંરે લોલ;
ભક્તનેઆપ્યાદાનઅનેક, કે મન આનંદ ઘણોરે લોલ.૧૦
વહાલે ઓધાર્યા અનેક, કે જગ વિસ્તારનેરે લોલ.
પ્રથમહરિહળધર પ્રકટયા, કે રચના શી કહુંરે લોલ.૧૧
માયાવાદ ટાળ્યો ભાર, કે પ્રભુ સમર્થ સહીરે લોલ;
ત્યાંથીઆગળચાલ્યોવિસ્તાર,કેસાતમધ્યેરત્નમણિરેલોલ.
વ્રજનાજીવનએ વિશ્રામ,કેશ્રી ગોકુળનાથ ધણીરે લોલ;
જોગેજીત્યા ખલપાખંડ, કેશાહજાંહાંગીર સહિરે લોલ.૧૩
આપી ગજ મુકતાની માળ કે, પ્રભુ રાખે નહિરે લોલ;
લઇનેસોંપીશ્રીજમુના મધે, કેજમુનાએ હાથે ગ્રહીરે લોલ
યારે કહી જાંહાંગીરનેવાત,કે શાહે માની સહિરે લોલ;
માળાદેજો અમારી નાથ, કે બદલે ફરી કરૂંરે લોલ. ૧૫
શાહને લઈ બેઠા પ્રભુ નાવ, કે રૂપજમુનાએ ધર્યુંરે લોલ;
માળાઆપીતતક્ષણુહાથ, કે શાહ રીજયોઘણુંરે લોલ. ૧૬

એ સુખ નિરખે વલ્લભદાસ, કે મનઆણંદઘણોરેલોલ;
હું બલિહારીતેસંગકુળદીપક, શ્રીલક્ષ્મણ તાતનેરે લોલ.

## ધોળ ૧૦ મું.

સુરજ ઉગી ઉદે થયો;
સર્વે સંસારીને મોક રહ્યો.
લાલા લહેરી તું રંગીલો. ટેક૦ ૧

કાને કુંડલ મકરાકૃતિ,
હું તો શ્રીદ્વારકાંનાથજીના મુખ જોતી. લાલા. ૨
શેરીએ શેરીએ ફુલડાં વેરૂં,
આવતાં જતાં તમને ઘેરૂં. લાલા. ૩

મ્હારે ઘેર આવજો દહાડી દહાડી,
મારે ઘેર ફુલ ચંપાની છે વાડી. લાલા. ૪

મારે ઘેર આવો લટકે મટકે,
લવીંગ સોપારી બાંધુ એ પટકે. લાલા. ૫

મારે ઘેર આવો હરિ રૂમ ઝમતા,
તમે મારી સાસુ નણંદને છો ગમતા.લાલા. ૬
ઓરા આવો ચોટી ઓળું,

પલંગપર પોઢો તો હું વા ઢોળું. લાલા. ૭
મારે ઘેર આવો હશેમશે,
દુધ સાકરિયાં પાઉં રસેરસે. લાલા. ૮
મારે ઘેર આવો તો રમાડું,
ઘરમાં પધારો તો જમાડું. લાલા. ૯
મેં તો તમ સાથે પ્રીતિ બાંધી,
છોડાવી નવ છુટે હીરની ગાંઠી. લાલા. ૧૦
દાસ વલ્લભ કહે ચરણે લાગું,
તેથી મારા જન્મોજન્મના ભય ભાગું. લાલા. ૧૧

---

# રાસનો ગરબો.

## ધોળ ૬૧ મું.

શરદપુનમની રાત, નંદસુત બંસી બજાવી,
રાસરમણની વાત, લાલના મનમાં ભાવી. ૧
યમુના પુલિન પુનીત, શીત સૌરભ મંદાનિલ,
પરસેં વાધી પ્રીત, કામરસ થયું મન પંકિલ. ૨
રજની પતિ સુખદાન, કહાન દેખી મન હરખ્યા,
બંસી બજાવી કહાન, તાન મોહની રસ વરખ્યા. ૩

સાખી.

બંસી ધુનિ સુણિ સુંદરી, જન મન વાધ્યો અનંગ,
વિહ્વલતા પરવશ થય,ચિત ચાહ્યું શ્યામનેસંગ. ૧

કોઇએજમતાતજ્યા ભરથાર,બાળકશિશુમેલ્યાંરમતાં,
ઉલટા કર્યા શણગાર, નાર તજ્યાં મજ્જન ગમતાં. ૪

કોય ઉલટાં પહેર્યાં વસ્ત્ર, આશા અંતરમા હરિની,
દોહોતી મેલી ગાય, જાય જાણે કરિ પ્રતિસ્કરિણી.૫

ગુરૂજનની તજિ લાજ, કાજ મનનાં સિદ્ધ કરવા,
તોડી મરજાદાની પાજ, સાજ સાજ્યો રસ ભરવા.૬

સાખી.

સદન તજી સૌ સુંદરી, ચાલ્યાં હરિની પાસ,
સરિતાં જેમ સાગરભણી, મન રાસરમણુની આશા.૨

ચલ કચ કુંચ મણીહાર, અપાર શોભા તે ક્ષણમાં,
શ્રમનો મન વિચાર, સાર વાધ્યો ઘણો તનમાં. ૭

કાલિંદીને કુલ, ફુલ તરૂ ફુલ્યાં સુંદર,
કમળ કુમુદ અનુકુળ, થયા તે સ્થળ સૌરભ ભર. ૮

ચંદ્ર ચંદ્રિકામાંય, ચંદ્રમુખિ ચપલા જેવી,
નંદનંદન ઘનછાય, બનાં એ શોભા કેવી. ૯

સાખી.

કાલિંદી તટ નિકટમાં નટવર ગોકુલચંદ,
દેખી મન ટાઢું થયું, પડયાં પ્રેમ કામને ફંદ. ૩
કરજોડી કહે સૌ બાલ, હાલ તમ શરણે આવ્યા,
શાંત કરો સ્મરજાલ, લાલ અમને મન ભાવ્યા. ૧૦
મદનકોટિ અભિરામ, શ્યામ તપ સાથે રમવા,
મન વાંચ્યો બહુ કામ, ધામ રતિ લાગી નમવા. ૧૧
અધરામૃતનું પાન, કહાન જ્યારે કરશું મુખથી,
રહેશે ત્યારે નિદાન, પ્રાણ આ તનમાં સુખથી. ૧૨

સાખી.

મોરમુગટને કાછની, સૂંથન ગુંજા માલ,
પીતાંબર છબિ મન વસી.દેખી લોચન થયાં નિહાલ. ૪
રસિક શિરોમણિ લાલ, દયાલ તમે છો મનના,
જાણીને અબલા બાલ, વાહાલ સુખ આપો તનનાં. ૧૩
દેખી તારે એવા દિન, મીનધ્વન પરવસ મનના,
બોલ્યા તે વચન પ્રવીણ, નદીનદયા નિજજનના. ૧૪
સુખ દેવા પરમ અપાર, સાર એના મનનો લેવા,
ચિતના અતિ સુકુમાર, માર મોહન રસ રહેવા. ૧૫

સાખી.

વધુજન સારાવંશનાં, કરે કેમ વ્યભિચાર,
કંથ તમારા ઘેર છે, તમે ભજશો મને કેમ જાર. ૫

જોયું વિપિન સુખકાર, વાર યમુનાનાં પરસે,
સીત સુગંધ ઉદ્દાર, ભાર મંદાનિલ સરસે. ૧૬
નિર્મળ ચંદ્ર પ્રકાશ, હાસ જાણે રવિજા કેરો,
સ્વચ્છરેણુ જાણે વાસ, કાસસુમ દંતનો ઘેરો. ૧૭
નીર તીર વન ઘોર, સોર જંતુનો જેમાં
રજની કાલ કઠોર, ફરો કેમ અબલા તેમાં. ૧૮

સાખી.

કાજ સર્યાં મમ દરશથી, જાઓ ગોકુલ ધામ,
વાટ તમારી પતિ જુવે, તેનાં પુરાં કરો જઈ કામ, ૬
એવાં વચન સુણી વ્રજબાલ, લાલનાં કરકશ જેવાં,
મનમાં થયાં બેહાલ, ચાલ નહીં સૂઝે કહેવા. ૧૯
નેનકંજથી ધાર, વારિની ચાલી જ્યારે,
અધર બિંબ સુકુમાર, નારનાં સુકયાં ત્યારે. ૨૦
પદસરસિજ અંગુષ્ટ, દૃષ્ટિથી પરસી ધરણી,
મનમાં વાધ્યાં કષ્ટ, નષ્ટ ધનની થઈ સરણી. ૨૧

સાખી.

ધીરજ મનમાંએ ધરી, કરી નેત્ર જલ દુર,
કરજોડી વિનંતી કરે, વ્રજસુંદરી પ્રેમનું પુર. ૭
ચિત્ત ચોરીને લાલ, હાલ અમને કાં કાઢો,
અબળાછીયે અમે બાલ, વહાલપંથકીમો કાં ટાઢો.૨૨
છોડીને ચરણસરોજ, ઓજ નથી જાવા મનમાં,
કરશું તે તમથી મોજ, ફોજ છે સ્મરની તનમાં.૨૩
તે પતિસુખ ધનધામ, કામ નથી તેનું અમારે,
છો તમે સર્વે શ્યામ, હામ છે રાસની ભારે. ૨૪
જગરૂપી જગદાધાર, સાર સહુના છો સ્વામી,
તમથી શ્યો વ્યભિચાર, માર મોહન નહિ કામી.૨૫

સાખી.

પ્રેરક મન તનનું હવે, તે તમ પાસે શ્યામ,
લોચન તમ મુખલાલચી, હવે કેમ જઇયે અમેધામ. ૮
તમે આનંદઘન રસરૂપ, તજે કોણ તમને પ્રાણી,
ભોગ ચતુરના ભુપ, કહે એમ વેદની વાણી. ૨૬
તમ સાથે રસભોગ, જોગ નિશ્ચે જે પામે,
લેશ ન તેને શોક, ઓવ આનંદનો ધામે. ૨૭

દીનદયાળુ નાથ, હાથ માથે ધરિ દીજે,
અમપદાનની ગાથ સાથ અમ રાસજ કીજે. ૨૮
કાત્યાયની વ્રત અંત, કંત વચન તમે જે દીધું,
પાળો તેને ધીમંત, સંત જન સ્તુતિ પથ કીધું. ૨૯

સાખી.

દીન મીનસમ મધુર વચ, સુણીને નંદકિશોર,
રાસરમણનું પણ કર્યું, વ્રજસુંદરી જનમન ચોર. ૯
નિર્ધનને જેમ ધન, તન જેમ નિર્ધનને મલતાં,
ક્ષુધિતને જેમ ભોજન, મનવાંચ્યો હરખ તે વલતાં. ૩૦
વ્રજ લલના વ્રજચંદ, ફંદમાં લીધા તારે,
શરદપુનમનો ચંદ, મંદ થયો શોભા ભારે. ૩૧
રસદિપન ઉપચાર, ચારૂ ચંદન ચંદ્રોજવલ,
વિવિધ પુષ્પના હાર, ભાર સૌરભનો તે સ્થળ. ૩૨

સાખી.

એલાકમુક લવંગને નાગવલ્લી ઘનસાર,
બીડી વિવિધ સુગંધની, માંયકાથોચુનો ખેરસાર. ૧૦
શ્વેત સ્વચ્છ મૃદુ સેજ, તેજમાં એ શશિનું ભારી,
દીઠે સ્મર ઉપજેજ, કેજ કવિ મનમાં વિચારી. ૩૩

રત્નજટિત ચોસાર, થાર સામગ્રીના સુંદર,
મુકુર ધર્યા દીન ચાર, વાર પાટલ સુગંધભર. ૩૪
સરસ ગાનની તાન, કાને સુણિ ઉપજે રતી પતી,
વીણામુરજનું માન, દાન કરે સુખનું તે અતિ. ૩૫

સાખી.

પુષ્પબાણના બાણ, તે સમે થયાં સુખદાન,
વ્રજજીવન મલિયામલ્યુંજ્યારેરસિકરિતિનું માન. ૧૧
કોએ રતિસુખ પરવશ ચેત, હેતથી હરિને રીઝાવે,
વિવિધ ભાવ સંકેત, પ્રીતમને કંઠે લગાવે. ૩૬
નેત્ર કમલની સેન, મેનભર મનનો જતાવે,
બોલે મીઠાં વેન, ચેન ઘણું મનમાં લાવે. ૩૭
ખટરસ ભોજન થાળ, લાલને પાસે લાવે,
મુખમાંયે આપે બાલ, રસાલ તે હરિ મન ભાવે. ૩૮

સાખી.

નિજકર કરિ બીડી સરસ, રસિકરાય મુખમાંએ,
આપે વ્રજલલના લલિત,પોતે તેહેનુંચર્વિત ખાય.૧૨
અધરબિંબ થયા લાલ, લાલના લોચન જેવા,
દર્પણ લીધું બાલ, વહાલથી પ્રિયકર દેવા. ૩૯

દર્પણ લઇ નિજનાથ, હાથમાં નિજમુખ જોયું,
ત્યારે રીઝયા અંકમાલ, બાલનેદઇ દુઃખ ખોયું. ૪૦
ચોપડ ખેલ રસાલ, ચાલ જેમાં રસની ભારી,
ખેલે શ્રીનંદલાલ, થઇ રતિસુખ તૈયારી.          ૪૧

સાખી.

કુસુમમાલ કરથી કરી, વેણી ભુષણ અંગ,
ધારે એકબીજા મલી, વાધ્યાઆનંદજલધિતરંગ. ૧૩
ગાએ કેદારોને બિહાગ, સુહાગ જે સુરનો જેમાં,
લયના લાગ્યા બાગ, જાગરૂક તાલ છે તેમાં.     ૪૨
તાનના ભેદ અનેક, એક એકને સમજાવે,
રીઝી કરે તન એક, રસિકજન પ્રીતિ વધાવે.   ૪૩
કુસુમપ્રચુર પર્યંક, અંક ભરી ભામિનિ સાથે,
બેઠા શ્રીકૃષ્ણમયંક, શંક તજી સરસિજ હાથે    ૪૪

સાખી.

પરસી મૃદુલ કપોલને, લોચન લોલ વિશાલ,
પ્રિયતમપ્રિયવાતોકરે, ભરે પ્રેમથી લલનાને લાલ. ૧૪
અતિરતિસુરતસુજાન, માન તજી સુંદરી સંગે,
સકલ બંધ સુખદાન, કાનકીધું શ્રમ થયો અંગે. ૪૫

શ્રમસીકર તે અમંદ સુગંધયુત એવા શોભે,
ધરણીયે નીરમલચંદ,તારાઆવ્યાતેનાશું લોભે. ૪૬
શીતલ તારે સમીર, નીર યમુનાનાં પરસે,
કુંજપરાગથી ધીર, તીર તરૂ વાતે સરસે. ૪૭
ત્યારે થયો શ્રમ દુર, પુર સુખનો મનમાંયે,
રતિપતિ કીધો ચુર, શુર એવા બે તે ત્યાંયે. ૪૮

સાખી.

જલસ્થલ કુંજનિકુંજમાં, યુવતિ પુંજને સાથ,
એવા વિવિધ વિહાર ભર, કરિ સુખ દે વ્રજનાથ. ૧૫
અચલ અનંત વિહાર, સાર શ્રુતિનો એ કેવલ,
કહેતા ન આવે પાર, ધાર મનમાં છે એ ફલ. ૪૯
આનંદમય નંદલાલ. બાલ વ્રજની નિકુંજ થલ,
પશુ પક્ષી દ્રુમજાલ, તાલ સરિતા પ્રાપ્ત ફલ. ૫૦
એવું મનમાં જ્ઞાન, ધ્યાન એવું સ્થિર માગું,
પ્રેમભક્તિ કરો દાન, કાન તમ પદજુગ લાગું. ૫૧

સાખી.

સ્નેહ સૌખ્ય નિશ્ચલ કરો, જગજીવન નંદનંદ,
રસશિંગાર સંયોગનો, એ પુરણ થયો પ્રબંધ. ૧૬

સાખી.

સંવત શરયુગ નંદશશિ, અસિત સપ્તમી વાર,
સુરગુરૂગુર્જરએ મીતી,ને આશ્વિન માસ છે સાર. ૧૭

## ધોળ ૧૨ મું.

પ્રથમ સ્મરૂં શ્રીવલ્લભનો પરિવારરે વહાલાજી,
કાંઈ તમથકી ઉતરવું મારે પાર મારા વહાલાજી. ૧
પ્રથમ પડવે શ્રીગોવર્દ્ધન ગીરીધારીરે વહાલાજી,
જીરેતમદીઠેસુખથાય હૃદેમાં ભારી મારાવહાલાજી, ૨
બીજે શ્રીનવનિતપ્રિયાજીને ગાઉં રે વહાલાજી,
જીરેહરખીનેહરખીહર્ષહૈયામાં લાઊંમારા વહાલાજી.૩
ત્રીજે શ્રીમથુરાનાથછબિલા બિરાજેરે વહાલાજી,
જીરેપુર્યા મનોર્થપુર્ણ અમરકાજે મારા વહાલાજી. ૪
ચોથે શ્રીવિઠલેશરાય રસિલાને નિર્ખોરે વહાલાજી,
જીરેજુગલસ્વરૂપબિરાજે સરખાસરખોમારાવહાલાજી.
પાંચને શ્રી દ્વારિકાંનાથજી કરેરાજ્યધાનીરેવહાલાજી,
જીરેશંખચક્રગદાપદ્મધર્યાંમનમાની મારા વહાલાજી.૬
છઠે શ્રીગોકુળનાથ ધર્યો ગિરિરાજરે વહાલાજી,
જીરે ઇંદ્રબ્રહ્મણમદમોડયોસરિયાંકાજમારાવહાલાજી.૭

સાતમે શ્રીગોકુલચંદ્રમા વેણાધારીરે વહાલાજી,
વહાલેકર્યોહેરાસવિલાસતેડયાંવ્રજનારીમારાવહાલાજી.
આઠમે શ્રીમદનમોહનજી ગોરે તનસોહેરે વહાલાજી,
જીરેજુગલસોહામણાંસંગેવ્રજવધુમોહેમારાવહાલાજી.૯
નવમે શ્રીગીરીધરજી છે ગુણભંડારરે વહાલાજી,
જીરેશર્ણેજઈરહીયે તો ઉતરીયેપારમારાવહાલાજી. ૧૦
દશમે શ્રીગોવિંદરાય રસિલાને નિરખુંરે વહાલાજી,
વહાલેસેવ્યાશ્રીવિઠલેશરાયહૈયામાંહર્ખુમારા વહાલાજી.
એકાદશી મેં શ્રીબાલકૃષ્ણજી દિઠારે વહાલાજી,
કાંઇદર્શનકરતાં લાગોછો ઘણામીઠામારા વહાલાજી.૧૨
દ્વાદશી શ્રીગોકુલનાથજી સુખકારીરે વહાલાજી,
વહાલેરાખ્યોમાલાનોધર્મનેપરવારીમારાવહાલાજી. ૧૩
ત્રયોદશી શ્રીરઘુનાથજીને ગાઉંરે વહાલાજી,
જીરેજાનકીજીવનનાથ ચરણચિત્તલાઉં મારા વહાલાજી
ચતુર્દશી શ્રીજદુનાથજી જુગ જાણોરે વહાલાજી,
એનેનમેછે મ્હોટા ભુપરાયનેરાણા મારા વહાલાજી.૧૫
પુનમે શ્રીઘનશ્યામજી રૂપની રાસરે વહાલાજી,
એશોભાજોઇબલિજાયે માધવદાસ મારા વહાલાજી.૧૬

## ધોળ ૧૩ મું.

સુંદર શ્રીગોકુલ ગામરે, બિહારી શ્યામ;
બ્રહ્મસંબંધનું ઠામરે, બિહારી શ્યામ. ૧
શ્રીમહારાણીજીની વાટરે, બિહારી શ્યામ;
સોહે શ્રીગોવિંદ ઘાટરે, બિહારી શ્યામ. ૨
દૈવી જીવને કાજરે, બિહારિ શ્યામ;
પ્રકટયા શ્રીવલ્લભરાયરે, બીહારી શ્યામ. ૩
શ્રીપુરૂષોત્તમે કરૂણા કરી, બીહારી શ્યામ;
શ્રીવલ્લભ દ્વિજ દેહ ધરી, બીહારી શ્યામ. ૪
પોતાના જે જનરે, બીહારી શ્યામ;
વિછરયા છે બહુ દિનરે, બીહારી શ્યામ; ૫
સમર્પણ આપ્યાં સુખ સારરે, બિહરી શ્યામ;
થયો સેવાનો અધિકારરે, બીહારી શ્યામ. ૬
ઊંચ નીચ સહુ શર્ણે લીધા, બીહારી શ્યામ;
સર્વે તે પોતાના કીધા, બીહારી શ્યામ. ૭
ગ્રહી છે દૃઢ કરી બાંહ્યરે, બિહારી શ્યામ;
રાખો ચરણકમલકેરી છાંયરે, બીહારી શ્યામ. ૮
દયા કરો દિનાનાથરે, બિહારી શ્યામ;

સેવા શ્રીગીરિધરજીને હાથરે, બિહારી શ્યામ. ૯
રાખો ચરણકમળની છાંયરે, બિહારી શ્યામ;
શોભા જોઈ વલ્લભદાસરે, બિહારી શ્યામ. ૧૦
દેજો તે વ્રજમાં વાસરે, બિહારી શ્યામ;
દોષ કોટિ નિવારી કીધાંકાજરે, બીહારી શ્યામ. ૧૧

---

# વધાવાનું ધોળ.

## ધોળ ૧૪ મું.

[ ૧ ]

જીરે પહેલો વધાવો માહારે આવીયો.
શ્રીગોકુલપતીજીને દ્વાર,
માતા જસોદાજીએ હરખે વધાવીયો;
એમના મુખ ઉપર જાઉં બલીહાર,
ભલે શ્રીગીરીવરધર જનમીયા. ૧
જીરે વ્રજજન સર્વે આનંદીયા,
મળી વંદીઆ ચરણ સરોજ;
ગીરીધરણ નવલ નંદલાલના,
એમ કરતી હું નીશદીન ખોજ. ભલે શ્રી. ૨

પ્રભુ રૂપ તે નૈણે નીહાળશું,
મળી ટાળશું ભવનાં દુઃખ;
જીરે તનમન ધન સૌ વારશું,
હવે સુલભ થયાં સૌ સુખ. ભલે શ્રી. ૧

જીરે દધિ દુધ ઘૃત મધુરસ ભર્યા,
વળી નાચે ગાયે નર ને નાર;
દિએ દાન નંદ બહુ રસ ભર્યા,
વલ્લભદાસ શોભા બલિહાર. ભલે શ્રી. ૪

[ ૨ ]

જીરે બીજેને વધાવો મહાર આવીયો,
શ્રીરાવળ હુવારે આનંદ;
શ્રીભૃખભાન કીરતીજી હરખીયાં,
નિરખી કુંવરી મુખચંદ્ર,
ભલે શ્રીરાધાજી વ્રજમાં પ્રકટીયાં. ૧

જીરે વ્રજજન સૌ ટોળે મળ્યાં,
મળી ગાએ સુમંગળ ચાર;
જીરે જન્મી કુંવરી પ્રભાવતિ,
ગુણ રૂપ જગત વીખ્યાત. ભલે શ્રીરાધા. ૨

જીરે ગઈ જસોમતીને વધામણી,
રળીયામણી સાંભળી વાત;
હવે નીશદિન નૈણે નિરખીશું
લીલા રસ સિંધુ અપાર. ભલે શ્રીરાધા. ૩

જીરે સઉ મળી કહે શ્રીનંદને,
આપણે કીજીએ વર વેહેવીશાળ;
જીવોને કુંવર નંદ લાડીલો,
એવાં શ્રીભૃખભાન કુમાર. ભલે શ્રીરાધા. ૪

જીરે એ જોડી અવિચળ સદા,
શ્રીવૃંદાવન વીપીન વિલાસ;
જીરે કરજોડીને કરૂં વિનતી,
વલ્લભદાસ શોભા બલિજાય. ભલે શ્રીરાધા. ૫

[ ૧ ]

જીરે ત્રીજોને વધાવો માહારે આવીયો,
શ્રીલક્ષ્મણ ભટજીને ઘેર,
શ્રીએલંમાજીને ઉદર ધર્યા;
કલિજીવ ઉદ્ધારણ એહ,
**શ્રીવલ્લભ ભુતલ પ્રકટીયા.** ૧

નિજ ધામથી પ્રભુજી પધારીયા,
કરવા સેવક જનની સાહ્ય;
દ્વીજ કુળ આ દેહી પ્રકટ કરી,
એવા અદ્ભુત પરમ ઓદ્ધાર. શ્રીવલ્લભ. ૨

જીરે તીમીર હર્યાં ત્રૈલોકનો,
ઉદયો છે તૈલંગ કુળ સૂર;
જીરે માર્ગ પુષ્ટિ દેખાડીયો,
વહાલે સોંપી સેવા રસ પુર. શ્રીવલ્લભ. ૩

જીરે શેષ સહસ્ત્ર મુખ સ્તુતિ કરે,
નવ લહે એમના ગુણનો પાર;
જીરે કરજોડીને કરૂં વિનતિ,
વલ્લભદાસ શોભા બલિજાય. શ્રીવલ્લભ. ૪

[ ૪ ]

જીરે ચોથાને વધાવો માહારે આવીયો.
ભલે પ્રકટયા શ્રીવિઠ્ઠલેશ,
જીરે ભક્ત સકળ મન હરખીયા;
ટાળ્યો અનેક જન્મનો કલેશ,
શ્રીવિઠ્ઠલનાથજી પધારીયા. ૧

જીરે વદન કમળ અવલોકતા,
જીરે જગત સકળ વિખ્યાત;
જીરે ગોદ લેઇને હુલરાવતાં,
ધન્ય ધન્ય શ્રીઅંકાજી માત. શ્રીવિઠલ. ૨

જીરે સુરીનર મુનીજન હરખીયા,
વળી વરખીયા કુસુમ અપાર;
શ્રીવલ્લભજીને આંગણે
ત્યાં તો આનંદ મંગળ ચાર. શ્રીવિઠલ. ૩

જીરે કળીમાં કારણ જાણજો,
વખાણજો દ્વીજ કુળ રાય;
વલ્લભદાસ શોભા નિર્ખે સદા,
એ તો આનંદ મંગળ ગાય. શ્રીવિઠલ. ૪

## ધોળ ૧૫ મું.

આવોને પરમ સોહાસણી, મળી મંગળ ગાઇએ;
આજ આનંદ મારે અતિ ઘણો,સર્વે વાજીંત્ર વાઇએ. ૧

પ્રકટયા શ્રીવિઠલનાથજી, જન્મનોરે દહાડો;
મોતી તે કેરા સાથીયા, મંદીર માંહે કહાડો. ૨
મણિ મુક્તાફળ કેવડો, વચે ચોક પુરાવો;

શ્રીવલ્લભજી દાન આપે ઘણાં,કહેતાં ન આવે પાર. ૩
ભાટ ચ ચકો મળી ઘણા, બોલે જય જયકાર;
ભગવદી મન આનંદ ઘણો, ફુલ્યા અંગ ન સમાય. ૪
માધવદાસના પ્રભુના યશ સહુ કોઇ ગાય;
આવોને પરમ સોહાસણી, મળી મંગળ ગાએ. ૫

## ધોળ ૧૬ મું.

પ્રથમ પ્રભાતે શ્રીગુરૂ વલ્લભનાં લેઉં નામ,
પુરૂષોત્તમ પૂર્ણ કામ શ્રીમહાલક્ષ્મી પતિજી. ૧
શ્રીલક્ષ્મણ રાજકુમાર શ્રીએલંમાગ્ગ પુત્ર ઉદાર,
શ્રીવલ્લભ પ્રાણઆધાર, ચરણચિત્ત લાવીએજી. ૨
વ્યાપક સઘળે વિશ્વાધાર સુખદાયક નંદકુમાર,
એ અક્ષર બ્રહ્મ અવતાર તે કહાંથકી સોહલાજી. ૩
શ્રીગોપીનાથ અવિધાન એ પૂર્ણ પુરૂષ પુરાણ,
એ જોગી જનને ધ્યાન ધરે ઘણાં દોહલાંજી. ૪
શ્રીરૂક્મણીજી રમણ પદ્માવતી પ્રાણજીવન,
શ્રીવિઠલ તન મન ધન કરીને જાણીએજી. ૫
એ પુષ્ટિ પદાર્થ સાર શ્રીવૃંદાવન શૃંગાર,
એમના નખ શીખ રૂપ હરનીશ ઉરમાં આણીયેજી. ૧

તુર્ય પ્રિયા શ્રીકૃષ્ણા યમુના શ્રીમહારાણીજી નામ,
એ સર્વે સુખનું ધામ શ્રીકાલિંદીજી કહીએજી. ૭
શ્રીનવનીત પ્રયાલાલ શ્રીમથુરાંનાથ કૃપાળુ,
શ્રીવિઠલનાથ દયાળ દયા સમુદ્ર લહીએજી. ૮
શ્રીદ્વારકાંનાથજીને ગાવો શ્રીગોકુળપતી ગુણ છાયો,
એ અનાથના નાથ શ્રીગોકુળચંદ્રમાજી. ૯
બિરાજે શ્રીમદનમોહન નટવર મનમથ મનસોધન્ય,
શ્રીબાલકૃષ્ણજીના વદનતણી શી ઉપમાજી. ૧૦
શ્રીગીરીધરજી ગુણવંત એહુના પાર ન પામે અનંત,
શ્રીભામની વહુજીના ચિત્ત વિષે ભલા ભાવિયાજી.૧૧
જય જય શ્રીગોવિંદ એતો પૂર્ણ પરમાનંદ,
શ્રીરાણીવહુજીના આનંદદાયક કહાવીએજી. ૧૨
શ્રીબાલકૃષ્ણ રસરૂપ એમના સ્વરૂપતણા જશરૂપ,
શ્રીકમલા કંથ અનૂપમ ઉપમા શી કહુંજી. ૧૩
શ્રીગોકુલેશ શુભ નામ જીત્યા માયિક રાખી સુખદામ,
શ્રીપાર્વતી પતિ કામના પુરણ એ સહીજી. ૧૪
શ્રીરઘુપતિ તેજ ભંડાર એહિના ગુણ યશનો નહીંપાર,
શ્રીજાનકી જીવનસાર ભકત ચિંતામણિજી. ૧૫

શ્રીજદુપતી જગજીવન એમનાં પ્રફુલીત પ્રસન્ન વદન,
શ્રીમહારાણી વહુજી ધન્ય કે જે શિર એ મણિજી. ૧૬
શ્રીઘનશ્યામજીને ગાવો એ પુષ્ટિ પદાર્થ પાવો,
શ્રીકૃષ્ણાવતીના નાથ હૃદેમાં ધરૂંજી. ૧૭
શ્રીલક્ષ્મીજી સતભામા શોભા યમુના કમલાદેવકાં,
એ બેટીજી સહીત નિત્ય સંભારજોજી. ૧૮
શ્રીદામોદરદાસ શ્રીમહાપ્રભુ પદપંકજ પાસ,
એ પ્રકાશ સુરદાસ પરમાનંદદાસ છે જી. ૧૯
અતી આનંદ કુંભનદાસ હૃદે કૃષ્ણદાસ રસ રાસ,
એ ચારે ભ્રાત શ્રીવલ્લભ ચરણ નિવાસ છે જી. ૨૦
નંદદાસ ચત્રભુજદાસ ગોવિંદસ્વામિ ચિત સ્વામિ,
એઉના પ્રભુ શ્રીવિઠલ અકળીત અંતરજામીજી. ૨૧
એ સંભારે સુખ થાય ધ્યાને પ્રસન્ન શ્રીવલ્લભરાય,
એ અષ્ટ સખા પદરજ પરસે રહે શી ખામીજી. ૨૨
ચોરાશી સંભારે વૈષ્ણવ બસેંબાવન ધારો,
શ્રીવલ્લભી સૃષ્ટિ વિચારો નીત્યપ્રતિ ક્ષણુ ક્ષણુજી. ૨૩
શ્રીગોવર્દ્ધન ધરણ શ્રીરાધિકારમણ,
એ વ્રજવનીતા સુખ કરણ સેવી સુખ માનિયેજી. ૨૪
શ્રીગોવર્દ્ધન ગોકુળ ધન્ય શ્રીમથુરાંજી મન આણો,

શ્રીવૃંદાવન વખાણો સહુ વ્રજદેશનેજી.          ૨૫
શ્રીગીરીવરધારી લો ચારે જુથ વિચારી,
સર્વે વલ્લભી લેજો વિચારી ભકિત અસેષ છેજી.    ૨૬
શ્રીવલ્લભનો પરિવાર એ છે સૃષ્ટિ શિરોમણિ સાર,
તમો સ્મરો વારંવાર નીત્ય નેમશું જી.          ૨૭
હું માગું વ્રજરાજ મુજને સ્મરણ નીત્ય થાય,
જન દયારામ જશ ગાય ધરી ઉર પ્રેમશુંજી.     ૨૮

## ધોળ ૧૭ મું.

શ્રીમદ્વલ્લભ આજ પ્રકટ હુવારે,
શ્રીકૃષ્ણાનન દ્વીજ વર અવતાર.          ૧
તાત શ્રીલક્ષ્મણ અતિ આનંદ ભર્યારે.
ધન્ય ધન્ય માત ઇલિંમાગારૂ.          ૨
માઘો માસ કૃષ્ણ એકાદશીરે,
શુભ દીન શુભ નક્ષત્ર શુભ વાર.          ૩
દૈવી જીવ અનેક ઉદ્ધારવારે,
ભુતલ દ્વીજ કુળ લીયો અવતાર.          ૪
રાસરમણ લીલારસ રંગ ભર્યારે,
શદા પ્રસન્ન વદન રસ રૂપ.          ૫

શ્રીભાગવત પતિ પદમણિ પરમ સુતા,
રાજત સકલ શ્રંગાર અનૂપ. ૬
ચરણ કમળની શોભા શી કહુંરે,
ઝગમગ દશ નખ ચંદ્ર પ્રકાશ. ૭
ચરણકમળ કોમળ અતિ શોભીતારે,
વૈષ્ણવ જન શીર સદા નિવાસ. ૮
લક્ષીત જુગ જુગ જગ સોહામણીરે,
પુરણ વેદ સકલ શુભ સાર. ૯
નાભી ગંભીર વલીત રોમાવલીરે,
શોભા શી કહું નહીં પાર. ૧૦
વિશાળ ઉરસ્થળ પર મુકતાવલીરે,
જગ્યપવિત્રની કાન્તી અપાર. ૧૧
તિનરેખા ગ્રીવા સુંદર બનીરે,
સોહીયે તુલસીની માળ સુધાલ. ૧૨
જુગ ભુજ દંડ અજાન અવિલંબીતારે,
આપે ભક્ત અભેપદ દાન. ૧૩
સુંદર હસ્ત કમલ લટકે કરીરે,
કરે ભકતને ઉપદેશ. ૧૪

ચીબુક નાસા અધર અતી મોહનીરે,
અદભુત ગોળ કપોલ સુભાલ. ૧૫
નેત્ર કમળ ભ્રકુટી રળીયામણીરે,
કૃપા દૃષ્ટિ અવલોક વિચાર. ૧૬
વીશાળ ભાળ બીચ તિલક સોહામણાંરે,
કેશ અંબોડા ફુલ્યો સુવાસ. ૧૭
કેસરિયા ધોતીને ઉપરણારે,
જય જય શ્રીલક્ષ્મણસુત મહારાજ. ૧૮
છોકર લેહેકે બેહેકે માધુરીરે,
બીરાજે શ્રીગોવીંદ ઘાટ સમાન. ૧૯
વૈષ્ણવના મન અતી આનંદ ભર્યારે,
કરે વીવીધ મંગળ જશ ગાન. ૨૦
જય જય જય કરી બોલે સૌ મળીરે,
ઉચ્ચરે શ્રીલક્ષ્મણ સુત ગાંન. ૨૧
એ લીલા નીત્યપ્રતી મનમાં વસોરે,
જન્મોજન્મ આપો વ્રજવાસ. ૨૨
શ્રીવલ્લભ ગુણ ગાઊં પ્રેમશુરે,
વૈષ્ણવ જન પદ કીંકરદાસ. ૨૩

શ્રીગોવર્દ્ધનધર નીરખું ઘડી ઘડીરે,
વ્રજાધીશ મન સદા હુલ્લાસ. ૨૪

## ઘોળ ૧૮ મુ.

શ્યામળો મળ્યા મને શ્રીજમુનાજીની કુંજમાં,
લાડીલો મળ્યા મને શ્રીજમુનાજીની કુંજમાં:
કુંજમાં ગઇતી મને નાંખી દીધી ફંદમાં,
અંગોઅંગભીંજી હું તોરસીયાજીના રંગમાં. શ્યામળો.

સાખી.

કુંજ સદન સોહામણાં શોભા અપરંપાર,
વ્રજ જુવતીના જુથમાં બીરાજે શ્રીગીરીધરલાલ.–૧
સાન કરી કહે છે સખી ચાલો વૃંદાવનમાં.શ્યામળો.

સાખી.

વૃંદાવન ચાલ્યાં સખી પહેરી નવરંગ ચીર,
વાંસલડીની ધુની સુણી નવ રહી ધારણ ધીર–૨
શ્રીજમુનાજીના ઘાટમાં ને સાહેલીના સાથમાં,
આવીને ઓચીંતી મને ભીડી અંગોઅંગમાં શ્યામળો.

સાખી.

વાટ ઘાટ ઉભા રહી કાંકરી મારે કહાન,
સૌ સખીયોના દેખતાં એણે કીધાં અનુચીત કામ–૩

બેઠીતી ઘર કામમાં ને સુણી ધુની કાનમાં,
ચાલી હું તો તાનમાં ને રીઝી એના ધ્યાનમાં. શ્યામળો

સાખી.

કામ ધામથી પરહરી નીસરી ઘરથી બહાર,
એ વહાલાને કારણે મેં તજ્યાં કુટુંબ પરીવાર-૪
લાલની લટકમાં ને ભ્રૃકુટીની મટકમાં,
ચાલી ચટક મન વસ્યું છે મુગટમાં. શ્યામળો.

સાખી.

લટક મટક રસીયા તણી મદન મનોહર વેશ,
મોર મુગટ સોહામણા એના ઘુઘરવાળા કેશ-૫
દાસ કહેછે કોડ પુરો મારા મનના,
આપો વ્રજવાસ દાસ થાઉ નીજ જનના. શ્યામળો.

સાખી.

આશા પુરી સહુ મનતણી કીધો રાસ વિલાસ
દાસ કરીને સ્થાપીયાં, રાખ્યાં ચરણકમની પાસ-૬
શ્યામળો મળ્યા મને શ્રીજમુનાજીની કુંજમાં.

## ઘોળ ૧૧ મું.

ચાલને ચાલ ઉતાવળી, લાલને જોવાને જઈએઃ
મનડું તે પ્રેમ ભેળીને સહુ સુખીઆંરે થઇએ. ૧

ન્હાનડીઓ શ્રીદ્વારકેશજી, મ્હારે હૈડે વસીયા;
વહાલોજી નિદ્રા નવ કરે, સેવાના છે રસીયા. ૨
અમીરેભરી હરીનીઆંખડી, અતી છે અણીયાળી;
સામું જોવાને સુંદરિ, લાલે મીટડી માંડી. ૩
ચાંચ જાણે પોપટતણી, એમના નાકની દાંડી;
જાણે પરવાળાં અધર છે, દીસે એમ રાતલડી. ૪
મુસ્તક નવરંગ મોળીઆં, શોભે કમળને વાને;
બે પાસ શોભીના લાલને, મોતી ઝળકે છે કાને. ૫
ઓઢણુ આછી લોબડી, કોટે કનકની માળા;
એક જીભ્યાએ શું કહું, એમના અંગના ચાળા. ૬
ચિતડું તે મ્હારૂં ચોરીયું, મોરલીને નાદે;
કાળી ધોળી બોલાવતાં, એમને સર્વે સાદે. ૭
એવો કોઇ સાંભળ્યો નથી, નેણે નવ દીઠો;
હીંડે છે મોડામોડ તે, અતી લાગે છે મીઠો. ૮
સનકાદીક સેવે સદા, એનો રસ છે રૂડો;
ઘરમાં રહિ શું કીજીએ સંસાર છે કુડો. ૯
મનુષ્ય દેહ પામીને રૂડું રત્નજ લીધું;
શ્રીગીરીધરલાલ જીવનશું,મ્હારૂંચિત્તજબાંધ્યું. ૧૦

જુગજુગ જીવો મ્હારો વાલમો, સેવક સુખકારી;
નારાયણ ગુણ રૂપને જાઊં બલીહારિ.          ૧૧

## ઘોળ ૧૦૦ મું.

આજ સૈયરરે વધામણાં, વ્રજ વાગ્યાં નિશાન;
પ્રકટયા શ્રીવિઠ્ઠલનાથજી, થયાં કોટિ કલ્યાણ.     ૧
ચાલની ચાલ ઉતાવળી, લાલને જોવાને જઇયે;
તન તલપે મન ભેળીને, આપણે આનંદ લઇયે. ૨
અમીરે ભરી હરીની આંખડી, નૈણાં છે રે રસાલ;
ચરિત્ર કરે મન ભાવતાં, પારણે પહોઢયા દયાલ. ૩
એ તો નિદ્રા નહી કરે, જોવાના છે રમીયા;
માધવદાસના પ્રભુજી, મહારે મન વસીઆ.        ૪

## ઘોળ ૧૦૧ મું.

ધન્ય ધન્ય દહાડોરે આજનો, ધન્ય શ્રીગોકુળ ગામ;
ધન્ય ધન્ય નંદજશોમતી, પ્રકટયા સુંદર શ્યામ. ૧
શ્રાવણ માસ સોહામણો, નવમી તીથીનુ રે નામ;
વ્રજમાં ચાલી વધામણી, ખરચ્યા દશગણા દામ. ૨
વ્રજમાં પ્રેમરસ ઉલટયો, ટાળવા દુનિયાના દોષ;
ઋષીને તેડેરે રાયજી, જુગતે જોવાને જોષ.        ૩

આનંદ ઓછવ અતિ ઘણો, ગોપીયો ગાયછે ગીત;
માણેક મોતીને હિરાના, આપ્યાં હેમને વીત. ૪
ફુલ્યાં ફુલ્યાંરે સઉ ફરે, ફુલ્યાં શ્રીગોપીજન;
ફુલ્યાં શ્રીજમુના જોઇને, ફુલ્યાં શ્રીવૃંદાવન. ૫
સુરીનર સ્વપ્ને દેખે નહી, શીવજી સરખારે સંત;
બ્રહ્મા નિગમ જાણે નહી, કોઇએ ન પામેરે અંત. ૬
મ્હોટાં ભાગ્ય આહીરનાં, શોભા કહી નવ જાય;
પ્રેમ પ્રકટયા શ્રીનાથજી,ગુણમાધવદાસ ગાય. ધન્ય. ૭

## ધોળ ૧૦૨ જું.

શ્રીનાથજી તે છેલ બીરાજતાજો. ટેક૦
સખી ચાલો તો જઈએ શ્રીજી શહેરમાંજો;
શ્રીગોવર્દ્ધનનાથજી બીરાજે લીલાલહેરમાંજો. શ્રી. ૧
પહેલાં દર્શન તે મંગળાના હરખીયાંજો,
મહારા નાથનાં સ્વરૂપ નેણે નિર્ખિયાંજો.શ્રીનાથજી.૨
બીજાં દર્શનમાં શૃંગાર વહાલે બહુ ધર્યાજો,
મહારા નાથને લક્ષ્મીજી વર્યાંજો. શ્રીનાથજી. ૩
ત્રીજાં દર્શન તે ગ્વાલ બાલ ભોગનાંજો,
મુખે મોરલીને છડી લીધી છેલમાંજો. શ્રીનાથજી. ૪

ચોથાં દર્શન તે રૂડા રાજભોગનાં જો,
વિવિધ ભાતની સામગ્રી સંજોગમાં જો. શ્રીનાથજી. ૫
પાંચમાં દર્શન તે ઉત્થાપનના સાંભળ્યાં જો,
શંખ વાગ્યોને વૈષ્ણવ થયા ઉતાવળા જો. શ્રીનાથજી. ૬
છઠ્ઠાં દર્શન તે ભોગ સંજોગનાં જો.
વિવીધ અમૃતમેવા ધર્યા ઉમંગમાં જો. શ્રીનાથજી. ૭
સાતમા દર્શન તે આરતીમાં મન ઠર્યા જો,
ભીડ ભારીને વૈષ્ણવ બહુ મળ્યા જો. શ્રીનાથજી. ૮
આઠમા દર્શન તે શયન કર્યાં શ્રીહરી જો,
દર્શન કરીને વૈષ્ણવ આનંદ ભરી જો. શ્રીનાથજી. ૯
ચંદુલાલ મટુલાલજીની જોડ છે જો,
ગિરિધરલાલજી બિરાજે લીલા લહેરમાં જો. શ્રી. ૧૦
વહુજી ભાભીજીને બેટીજી મ્હારાજ છે જો,
એમને આઠે દર્શનનો ઘણો ભાવ છે જો. શ્રીનાથજી. ૧૧
જે કોઈ ગાય શીખે ને સાંભળે જો,
ત્હેનો ચરણકમળમાં વાસ છે જો. શ્રીનાથજી. ૧૨
એમના દર્શનથકી સુખ થાય છે જો,
વલ્લભદાસ શ્રીવલ્લભ ગુણ ગાયછે જો. શ્રીનાથજી. ૧૩

## ધોળ ૧૦૨ મું.

અમે આવ્યાં તમારે આશરે અલબેલાજી,
હવે શું કરિએ જઇ સાસરે અલબેલાજી. ૧
ફેરાતણું ફળ એ મળ્યું અલબેલાજી,
મનગમતું મુજને મળ્યું અલબેલાજી. ૨
હીરલો વાધ્યો હાથમાં અલબેલાજી,
તમે શોભો સૈયરના સાથમાં અલબેલાજી. ૩
તમારૂં શ્યામળું અંગ અડશોમાં અલબેલાજી,
ગુણવંતીને લાંછન લગાડશોમાં અલબેલાજી. ૪
જો જાણશે મારિ માવડી અલબેલાજી,
કાન્હા સાથે પ્રીત શી આવડી અલબેલાજી. ૫
અમે કાજળ આંખમાં આંજશું અલબેલાજી,
તમો નૈણાંની ચોટ નાંખોમાં અલબેલાજી. ૬
હું તો દાન નહિ આપું દોકડો અલબેલાજી,
અમે જવાબ આપીશું રોકડો અલબેલાજી. ૭
હું બીવરાવ્યા બીહીતી નથી અલબેલાજી,
હું ઓશાંયાળી કોઇની નથી અલબેલાજી. ૮
હું ઓશીયાળી પ્રભુ તમતણી અલબેલાજી,
શ્રીવલ્લભના સ્વામિ માથે છો ધણી અલબેલાજી. ૯

## ધોળ ૧૦૪ મું.

વનમાં વાગેરે વાંસળી,મ્હારે મંદિરીએ સંભળાય.ટેક.૧
મોહ સૌ પામીરે સોહાગણી,જીવડા આકુળવ્યાકુળથાય.૨
વેગે ચાલીરે વનીતા,મેં તો ઘરમાં નવ રહેવાય. વનમાં.૩
દેહની દશારે વિસરી, અંગે આભુષણ બદલાય.વનમાં.૪
ભુવનભુવનથીરે ભામની,ચાલી કામ કરી ઘરન્હાજ.વ.૫
સાસરૂં પૈઇયરરે મેલીયું, લોપી લોકડીયાની લાજ. વ.૬
વન સહુ આવીરે ગોપીઓ, નેણેનિર્ખ્યા શ્યામ શરીર.૭
રૂગનાથ હર્ખ્યોરે હૈયેઘણું,સુંદીરજમુનાં કેરે તીર.વનમાં.૮

## ધોળ ૧૦૫ મું.

આજ આનંદ નંદજીને દ્વારરે,
વ્રજમાં થઇ છે લીલા લહેરરે. ૧
ગોપી અતિરે ઉલટ ભરી આવેરે,
થાળ મોતીનો ભરી લાવેરે. ૨
વહાલાને વિવેકે વધાવેરે,
વહાલો ત્રિભુવનનાથ કહેવાયરે. ૩
વહાલો હસ્તનાં ધાવણ ધાવેરે,
વહાલો ગોપીઓને લાડ લડાવેરે. ૪

એવાં હેત ગોપીપર કીધાં રે,
દધી માખણ ચોરીને પીધાં રે. ૫
વહાલા મથુરામાં શું મીઠું રે,
એવું કુબજામાં શું દીઠું રે. ૬
વહાલો કુબજાની સંગે મોહ્યારે,
વહાલો ગોપીઓની સાથે સોહ્યારે. ૭
ગોકુળ આવોને વ્રજના વહાલારે,
તમે નંદ જસોદાના લાલારે, ૮
ગોકુળ આવોને વ્રજના વાસીરે,
તમે પ્રાણ શોષ્યા છે માસીરે. ૯
ગોકુળ આવોને ગિરિવરધારીરે,
તમારી વાટ જુએ છે વ્રજનારીરે. ૧૦
વહાલા જમુનાંજીને ઘાટે રે,
તમે વસ્ત્ર હર્યા શા માટે રે. ૧૧
વહાલે ગીરી ગોવર્દ્ધન ધાર્યોરે,
એવો મદ ઈંદ્રનો ઉતાર્યોરે. ૧૨
વહાલા વૃંદાવનની વાટેરે.
તમે મહી લુટયાં શા માટેરે. ૧૩

વહાલે જમુનાજીને તીરેરે,
વહાલે મોરલી વગાડી ધીરે ધીરેરે. ૧૪
ધન્ય ધન્ય જમુનાજીનો આરોરે,
મ્હારો સફળ કર્યો જન્મારોરે. ૧૫
વૃંદાવન રમીયા રાસરે,
પુરી સર્વ ગોપીની આશરે. ૧૬
બલિહારી જાય માધવદાસરે,
માગે ચરણકમળની આશરે. ૧૭

## ધોળ ૧૦૬ ઠું.

નહાના સરખા શ્રીનાથજી, નહાના નહાનારે હાથ;
નહાનીલખુટીઓ કરગ્રહિ,સુંદીર દીસોછો પ્રાણનાથ.
નહાના. ટેક. ૧

નહાના સરખા ગોવાળીયા, નહાની સરખીરેં ગાય;
માથે સીંગડીરે શોભતી, ગૌં ધેન ચારવાને જાય. ૨

નહાની બંસીરે કરગ્રહી, હર્યાં ગોપીનાં મન;
રૂડો નંદજીનો લાડીલો, રૂડું શ્રીવૃંદાવન. નહાના. ૩

નહાની સરખીરે મોજડી, નહાના સરખા છે પાય;
પાએ રણઝણ ઘુઘરી,અણુવટ વીંછુવા સાર.નહાના.૪

પ્રભુજીના મુખપર મોરલી, વાઈ વેણુ રસાલ;
શબ્દે મોહીરે ગોપીકા, રોતાં મેહેલ્યાંછે બાળ. નહાના.૫
કાળંદીને કાંઠડે, ઉભા વગાડો છો વેણુ;
જવાદોને જાદવા, કે વ્રજમાં થાશે પોકાર. નહાના. ૬
આંગળી સાહીને હરિ તાણશો, પ્રભુ મારૂં ધ્રુજેછે અંગ;
સઘળીગોપીકા આવશે, તમને ઘેરશે મહારાજ. નહાના૭
કે બંસીબટના ચોકમાં, ઉભા વજાડો છો વેણુ;
માધવદાસની વિનતી, આપો શ્રીવ્રજમાં વાસ.નહાના.૮

ધોળ ૧૦૭ મું.

મ્હારે મંદિર પધારો શ્રીનાથજી,
હુંતો જોઉં રે તમારી વાટ. મ્હારે૦ ૧
હુંતો શેરી વળાવી સજ કરૂં,
હુંતો પુલડાં વેરાવું સારી વાટ. મ્હારે૦ ૨
હુંતો ચીરના ચંદરવા બંધાવતી,
હુંતો પથરાવું લીલા પીળા પાટ. મ્હારે૦ ૩
હુંતો શૃંગાર ધરાવું હરીને ભાવતા,
હુંતો દર્પણ દેખાડું મ્હારા નાથ. મ્હારે. ૪
હુંતો મીઠડા મેવા મંગાવતી,

આરોગો શ્રીવૈકુંઠનાથ.　　મ્હારે૦ ૫
હુંતો શીરો કરાવું સ્નેહ તણો,
જીવણ આરોગો તમારે હાથ.　　મ્હારે૦ ૬
હુંતો જમુના જળ ઝારી ભરાવતી,
આચમન કરો શ્રીવૈકુંઠનાથ.　　મ્હારે૦ ૭
ખાસડ પાનનાં બીડલાં બંધાવતી,
મુખવાસ કરો શ્રીવૈકુંઠનાથ.　　મ્હારે૦ ૮
હુંતો સોનાનાં સોગટડાં મંગાવતી,
રમત રમજો સારી રાત.　　મ્હારે. ૯
હુંતો સજ્યા પથરાવું સ્નેહતણી,
પોઢણ કરો શ્રીગોકુળનાથ.　　મ્હારે. ૧૦
હુંતો ફુલના પંખા ભરાવતી,
વીંજણુ કરૂં રે સારી રાત.　　મ્હારે. ૧૧
હુંતો ફુલની જાળી ભરાવતી,
માંહે બીરાજો શ્રીગોકુળનાથ.　　મ્હારે. ૧૨
હુંતો થાળ ભરૂં સગમોતીએ,
વધાવું શ્રીવલ્લભકુળ પરિવાર.　　મ્હારે. ૧૩
હું તો કરજોડી કરૂં વિનતિ,
બલિહારી જાય માધવદાસ.　　મ્હારે. ૧૪

## ઘોળ ૧૦૮ મું.

શ્રીમદનમોહનલાલ, તમશું લહે લાગી;
મ્હારે તમ ઉપર ઘણું વ્હાલ, ભે ભવની ભાગી. ૧
છું ચરણ કમળની દાસ, ચિત્ત ચર્ણે રાખો;
મને આપો શ્રીવ્રજમાં વાસ, સુખ સંપત દાખો. ૨
મ્હારા પ્રાણતણા આધાર, અળગા રહેશોમાં;
હરી છો હૈયાના હાર, કોઇને કહેશોમાં. ૩
મ્હારા કુટુંબ સહિત દર્શન, તમારાં મેં કીધાં;
વ્હાલા તમે મટાડ્યા તાપ, દર્શન બહુ દીધાં. ૪
મ્હારી વિનતી સાંભળો નાથ, તો તમને કહિયે;
મને આપો શ્રીવ્રજમાં વાસ, તો શરણે રહીયે. ૫
નાહીયે શ્રીજમુનાં નીર, દર્શન નિત્ય કરિએ;
એમ કહેછે વલ્લભદાસ,ભવોભવ તરીએ.શ્રીમદન.૬

## ઘોળ ૧૦૯ મું.

ચાલી શ્રીવૃંદાવનને ચોકકે, ચાલી મહિ વેચવારે લોલ.૧
માર્ગ માળીયો મ્હારો નાથ કે, મુજને આંતરીરે લોલ. ૨
મ્હારાંફોડયાંમહીનાંમાટકે,ગોરસમ્હારાંઢોળીયાંરેલોલ. ૩
ચાલ્યાં નંદતણે દરબારકે, જઈ ઉભાં રહ્યાં રે લોલ. ૪

માતાજી તમારો કહાન કે, અળવીત બહુ કરેરે લોલ. ૫
માતાજીનેચઢીમનમાં રીસકે, મંદિરથકીનિસરીરે લોલ.૬
માતાજીએલીધીહાથમાંસોટીકે, કહાનજીનેશોધવારેલોલ.૭
માતાજીનાહાથમાંદીઠીસોટીકે,કહાનકદમચઢયોરે લોલ. ૮
ઉતરો ઉતરો મ્હારા નાથકે, કહું એક વિનતિરે લોલ. ૯
સાંભળો સાંભળો માતાજી મારી વાત કે,
આજની વિનતિરે લોલ. ૧૦
રૂડો બંસીબટનો ચોક કે, ત્યાં હું એકલોરે લોલ. ૧૧
એકે કરી નેણુની સાન કે,હું તો ત્યાં ગયોરે લોલ. ૧૨
એકે મરડી મ્હારી પોંહોચી કે,અંગુઠી ઉતારીરે લોલ.૧૩
કહાનજી નાનેરૂં છે બાળ કે, અળવીતરાંશાંકરેરે લોલ.૧૪
ધન્ય ધન્ય ગોકુળની વ્રજનારકે,જેહેનેઘેર નહીરેલોલ.૧૫
મ્હારૂં સોનાકેરૂં બેડું કે, રૂપલા ઉઢાણીરે લોલ. ૧૬
મા હું જળ ભરવા કેમ જાઉં કે,કાંઠે ઉભા કહાનજીરે લોલ.૧૭
કહાના કાંકરડી મત મારકે,સોના બેડું નંદાશેરે લોલ.૧૮
ચાલને જુઠડા બોલી નારકે, તું કીયા ગામનીરે લોલ.૧૯
છોકરા ત્હારે શી પડપુછ કે, ગોકુળ ગામનીરે લોલ. ૨૦
જોયું ગોકુળીયું તે ગામ કે આ પાસે રહી ગયુંરે લોલ.૨૧
મળીયા નરસૈયાનો નાથ કે, રસ વાધ્યો ઘણોરે લોલ.૨૨

# વ્રજ ચોરાશી કોસની વન યાત્રા

ધોળ ૧૧૦ મું.

જીરે પ્રથમ પ્રણામ શ્રીવિઠ્ઠલનાથ,
એમના સેવક જનનો મળીઓ સાથ. ૧
ચાલો ચાલોરે વૈષ્ણવ વ્રજ જઈએ,
શ્રીગિરિધારીજી નિર્ખી ધણિયાતાં થઈએ. ૨
પહેલાં શ્રીજમુનાજી વિશ્રામ ઘાટ નાહીએ,
પરિક્રમા કરતાં હરિના ગુણ ગાઇએ. ૩
સર્વે ભગવદી મળી મધુવન જઇએ,
તાલવન કમોદ વન જઇ નાહીએ. ૪
સતુવાલ ભૈશરીને બહુલા વન,
ત્યાં તો શ્રીકુંડ નાહી થઇએ પાવન. ૫
નાહીએ રાધાકૃષ્ણ કુંડ પ્રભુને ભજીએ,
શ્રીવલ્લભ શ્રીવિઠ્ઠલની બેઠકે નમીએ. ૬
નારદ કુંડને કુસુ મોખરજે,
શ્રીપ્રભુનું ભજન મનશું કરજે. ૭
જીરે ગ્વાલ પોખર નાહીએ તેહ,
શ્રીગીરીધારીજીની તલેટીમાં લોટીએ દેહ; ૮

ગિરિધરણુ ધીરજ મંદિર જોવાં,
ત્યાં તો જન્મ મરણનાં દુઃખ ખોવાં. ૯
નાહીએ માનસી ગંગાને બ્રહ્મકુંડનાં સ્નાન,
શ્રીમહાપ્રભુજીની બેઠકે કરીએ પ્રણામ. ૧૦
દાન ઘાટીથી બીલછુ વન જાવું,
ત્યાં તો ચક્ર તીર્થે મ્હોટું નાહાવું. ૧૧
પાપમોચન રણમોચન વંદન,
લીલાનાં સ્થળ તે તો નંદ નંદન. ૧૨
ચંદ કુપ સરોવર બટ મુળ,
શ્રીમહાપ્રભુજીની બેઠકે થઈએ અનુકુળ. ૧૩
શંકર્ષણ કુંડ ગાંધર્વ કુંડમાં નાહીએ,
ગોવિંદ કુંડ નાહિ કૃતાર્થ થઇએ. ૧૪
શ્રીમહાપ્રભુજીનિ બેઠકે ભોગ ધરીએ,
હેતે હળી હરિકીર્તન કરીએ. ૧૫
જીરે અપસ્છરા કુંડને પુંછરીજે,
શિલા ને ગાજતી ગૌ ટેરણી જે. ૧૬
હરી હાથી ગાયોનાં પગલાં,
એક મુગટ શિલાનાં દર્શન કરવાં. ૧૭

શ્યામ ઢાંક બેઠક શ્રીજીની,
એક ગુફા ગોવિંદસ્વામીની. ૧૮
બાંધ બાંધણે સીંદુરી શિલારે ભલી,
હરજી પોખર સુરકુંડ ચરણે રૂદ્રકુંડળી.૧૯
શિલા દંડવતીને નમાવવા શીશ,
શ્રીગોવર્દ્ધન સ્થળની શોભા અતિશે. ૨૦
પુજની શિલાને ભોગ ધરવા,
નિત્ય આવે લોક બહુ દર્શન કરવા. ૨૧
ગુલાલકુંડ ગાંઠોલી પરમદરાનાં વરણન,
જીરે અલકનંદાને બદ્રીનારાયણ. ૨૨
કદમ ખંડીને ઇંદ્રોલી કામવન,
નાહીએ પ્રેમકુંડ વિમળકુંડ નિર્મળવન. ૨૩
બીજા કુંડ ઘણેરા ત્યાં,
આંખ મીચામણીની ગુફા જ્યાં. ૨૪
ચરણ પહાડીને ખીસલની શીલા,
ભોજન થારીને ભોગ કટોરા ભલા. ૨૫
જીરે ગુફા એક વચ્છાસુરની,

સુરભીકુંડે બેઠક વર વલ્લભની. ૨૬

સુનહરાકી કદમખંડી બેડેધામ,
ત્યાં તો ચીત્રામણી શિલાને ચીત્રસમાન. ૨૭

તે તો દેહે કુંડ નહાવું ઉંચે ગામ,
ત્યાં તો દર્શન કરવાં રેવતીને બળરામ. ૨૮

ભાનુક્ષેત્રને બરસાના ગામ,
ત્યાં તો રાજ કરે રૂડા ભૃખુભાન. ૨૯

શ્રીરાધિકાની સંગે અષ્ટ સખીઓ જાણ,
જીરે સાંકડી ખોર ને ઘાંટી દાન. ૩૦

જીરે દાનગઢ માનગઢના દ્રઢમન,
જીરે દોહણી કુંડ રત્નકુંડ ને ઘેબરવન. ૩૧

શ્રીમહાપ્રભુની બેઠકે મોર,
જીરે નોબારી ચોબારી ભાનુનું વન. ૩૨

પીરી પોખર સંકેત બટમુસ,
બીચલા કૃષ્ણકુંડ ને ઋષિકુંડ. ૩૩

નંદ ગામને નંદ જસોદા માત,
શ્રીકૃષ્ણની સાથે વલ્લભજી ભ્રાત. ૩૪

સુરજ કુંડ મધુવન કુંડ સઘળા,
આવું જોઇને મન થયું વિમળા. ૩૫
ચરણ પહાડી ચરણ અંકુશ શિલ્લા,
દર્શન કરીને ગાવી લીલા. ૩૬
દધિ ગામ દધીકુંડને કોટીયવન,
ક્ષીરસાગર શેષસાઈ ને ખેલનવન. ૩૭
શ્રીજમુનાંજી કીધાં શ્રીબળરામ,
અખેબટ કાત્યાયની વૃતનાં ઠામ. ૩૮
ગોપી ઘાટ ઘાટ ચીર હરવાનાં,
જીરે દંડઘાટ ઉતરવાનાં. ૩૯
ભાંડીરવન જાઉં નાવની વાટે,
ભાંડીર કુવોને બટ બીજોરી ઘાટે. ૪૦
બેલ વનમાં માન સરોવર સુખધામ,
માનિક શિલા પીપરોલીને માટ ગામ. ૪૧
લોહવન રાવલે પ્રકટયાં રાધા,
મહાવન બ્રહ્માંડ ઘાટ માટી ખાતા. ૪૨
શ્રીગોકુળ મંદીર પ્રભુનાં સાત,
ત્હાં તો રમ્યા સ્થળની શી કહું વાત. ૪૩

શ્રીમહાપ્રભુજીની બેઠક છે જ્યાં,
જીરે બ્રહ્મસંબંધની આજ્ઞા ત્યાં.   ૪૪
પ્હેલાં છોકર ઠકુરાણી ઘાટ નાહિએ,
ગોપકુવો નાહી બળદેવજી જઇએ.   ૪૫
પછે વૃંદાવન બંસીબટ જેહ,
પરિક્રમાના સ્થળ આવ્યાં તેહ.   ૪૬
જીરે મથુરા જન્મ ભુમી વિશ્રામ,
જીરે સ્થળ સઘળાં જોવાની હામ.   ૪૭
ચોરાશી કોશની પરિક્રમા કરી,
સર્વે ભગવદી મળી ગુણ ગાઓ હરિ.  ૪૮
જે કોઇ પાઠ ભણેને નિત્ય ગાય,
તેહને વનયાત્રા ફળ અધીકજ થાય.  ૪૯
જે કોઇ પાઠ કરે નિત્યે નેમ,
ત્હેને હરિશું બાઢે અતિશે પ્રેમ.   ૫૦
જીરે વન ઉપવન કીધો કરી જોડ,
શ્રીવ્રજભુષણજીએ પુર્યા કોડ.   ૫૧
જીરે હરિગુણ ગાએ વલ્લભદાસ,
ત્હેના મન તણીતો પુરજો આશ.   ૫૨

### ધોળ ૧૧૧ મું.

હું શું જાણું જે વ્હાલે મુજમાં શું દીઠું,
વારે વારે સામું ભાળે મુખ લાગે મીઠું. હું૦ ૧
જળ ભરવા જાઉં ત્યારે પુંઠળ પુંઠળ આવે,
વગર બોલાવ્યો વ્હાલો બ્હેડલું ચઢાવે. હું૦ ૨
વઢુંને તરછોડું તોયે રીસ ના લાવે,
કાંઇ મીશે મારે ઘેર આવીને બોલાવે. હું૦ ૩
એકલી જાણીને વ્હાલો પાવલે લાગે,
રંક થઇ વ્હાલો કાંઇ કાંઇ માગે. હું૦ ૪
મને જાતાં જાણી વ્હાલો દોડ્યો આવે દોટે,
પોતાની માળા લેઇ પહેરાવે મારી કોટે. હું૦ ૫
મને જાતાં જાણી આગળ આવી રોકે,
દયાનો પ્રિતમ બહેની કેડલો ન મુકે. હું૦ ૬

### ધોળ ૧૧૨ મું.

પ્રકટયા શ્રીપુરૂષોત્તમ લાલરે,સાંભળ મહારી સાહેલી;
વ્હાલા છે આનંદકારીરે, વાત કરે હશી હરિ. ૧
એવાં વૈષ્ણવજનનાં જુથરે, નિર્ખુછું નૈણાં ભરી;
એવા પુરૂષોત્તમ પાતળીઆરે, લીધુંછે સર્વસ્વ હરિ.૨

એવા ચતુર શિરોમણિ જાણુંરે, સાન કરી સમજાવે છે;
રસિઓ છે રસનો ભોગીરે, પ્રેમે પ્રીત ઉપજાવે છે. ૩
પેલા દુરીજનીઆના દીલમાં રે, દાઝ ઘણેરી આવે છે;
તમારૂં શ્રીમુખ જોવા આવતાંરે,વિરહ ઘણું સંતાપેછે.૪
ઘરમાં તો નથી ગમતાંરે, આંગણીએ નથી રહેવાતાં;
વહાલા તમવિના મહારાજરે, અળગાં નથી સેહેવાતાં.૫
મહારા કામણગારા કહાનરે, વારે વારે શું કહીએ;
મહારૂં અબળાનું શું જોરરે, રૂદન કરી થાકી રહીએ. ૬
મટકલડે મોહ પામીછુંરે, અંગે આતુરતા ઢળી;
મને બીજું ના આવે નજરેંરે,સાંભળ મહારી સાહેલી.૭
સહીઅર સંદેશો કહેજોરે, વિનતી મહારા વ્હાલાને;
સમજાવી એમને કહેજોરે, શ્રીગોકુળનાથજીના લાલાને૮
પ્રભુ દયાનીધી મારા દયાળરે, કાંકરોલીના છો વાસી;
પ્રભુ પ્રીત કરી પધારોરે, ચરણ કમળની છું દાસી. ૯

બોલ ૧૧૩ મું.

લાલ તમારો લટકો જોઇ,
મને ચટકી લાગી પ્રેમતણી;

શ્રી દાઉદજી તમારે લટકો જોઇ,
મને ચટકી લાગી પ્રેમતણી. ટેક

લટપટી પાઘ કેસરીઆ વાગા;
જડાવ તિલકની શોભા બની. લાલ ૧

રસીક કુંડળ લોલક લટકે;
જડાવ જડયાંરે મહીં હીરા મણિ. લાલ ૨

બાંહે બાજુબંધ બેરખા સોહીએ;
જડાવ પહોંચીની શોભા ઘણી. લાલ ૩

ઇત ગોકુલ ઉત મથુરાં નગરી;
બીચ શ્રીજમુનાજી નીર વહે. લાલ ૪

શ્રીવૃંદાવનમાં રાસ રચ્યોહે;
સહસ્ત્ર ગોપીને વચ્ચે ગિરિધારી; લાલ ૫

શ્રીવૃંદાવનની કુંજગલનમાં,
યુગ યુગ રહીઓ.એ જોડી. લાલ ૬

શ્રીયમુનાજી નીરેતીરે ધેન ચરાવે,
બંસી બજાત્રે વહાલો કદમ ચઢી. લાલ ૭

સૂરદાસ પ્રભુ તીહારે મિલનકું,
રંગતણા મહારાજ ધણી. લાલ ૮

### ધોળ ૧૧૪ મું.

ચાલો ચાલો કાલિંદીને કાંઠડે,
ગિરીધારી ચારે ગાય, શ્રીનાથજીને નીરખીએ. ૧

હરીના શીશ ફુલની શોભા ઘણી,
એમને છોગલડે શૃંગાર. શ્રીના૦ ૨

હરીને ભાલે તીલક સોહીએ કેસરી,
એમના ખીટલીઆળા છે કેશ. શ્રીના૦ ૩

હરીના બોલ સદા રસ મીઠડા,
એમની આંખલડી અમૃત. શ્રીના૦ ૪

હરીને કાને કર્ણફુલ શોભીતાં,
એમનાં કુંડળ રત્ન જડાવ. શ્રીના૦ ૫

હરિને હડપચીએ હિરલો ઝગમગે,
એમના તેજતણો નહી પાર. શ્રીના૦ ૬

હરીને કંઠે તે માળા શોભતી,
એમને ઉરગજ મોતીના હાર. શ્રીના૦ ૭

હરિને બાંહે બાજુબંધ બેરખા,
એમની પહોંચી છે રત્ન જડાવ. શ્રીના૦ ૮

હરિને પીળાં પીતામ્બર શોભતાં,
વ્હાલે ઓઢ્યા ઉપરણા સાર. શ્રીના૦ ૯
હરિને કેહેડે સોહિએ કટીમેખળા,
એમને ઝાંઝરનો ઝમકાર. શ્રીના૦ ૧૦
હરિને ચરણે ચાખડી શોભતી,
એમની ચતુરાઈની છે ચાલ. શ્રીના૦ ૧૧
હરિને હાથે સોહીએ લાલ લાકડી,
એતો ધેનુ ચરાવાને જાય. શ્રીના૦ ૧૨
હરીને સંગે તે સરખા ગોવાળીયા,
ત્યાં વ્હાલો મધુરીશી મોરલી વાય. શ્રીના૦ ૧૩
વ્હાલો શ્રીવૃંદાવનની કુંજમાં,
ત્યાં ખેલે શ્રીનંદકુમાર. શ્રીના૦ ૧૪
એ સ્વરૂપની શોભા જોઈને.
બલિહારી જાય માધવદાસ. શ્રીના૦ ૧૫

## ધોળ ૧૧૫ મું.

શ્રીનટવરલાલને વારણેરે,
સુંદીર શ્રીછોટાલાલ બલિહારીરે લાલ;
શ્રીનટવરલાલને વારણેરે. ૧

રાજનગર રળિઆમણું રે,
તેની સુંદર શોભા સારીરે લાલ. શ્રીનટવર. ૨
છપ્પન ભોગ સોહામણોરે,
કીધો બુદ્ધિ બહુ વિચારરે લાલ. શ્રીનટવર. ૩
શૈકા સંવત અઢારમાંરે,
ચતુર ચોરાણવો શુભકારીરે લાલ નટવર. ૪
વેગે વૈશાખ માસમાં રે,
સુદની સાતમને સોમવારરે લાલ. શ્રીનટવર. ૫
દેશોદેશથી આવીયારે,
સહુકો આવ્યાં નરને નારીરે લાલ. શ્રીનટવર. ૬
ઉત્તરથી હરિ આવીયારે,
શ્રીગોકુળનાથજી ગાદીધારીરે લાલ. શ્રીનટવર. ૭
શ્રીલક્ષ્મણલાલને જોઈનેરે.
સહુકોને પ્રીતિ લાગીછે પ્યારીરે લાલ. શ્રીનટવર. ૮
દક્ષિણથી દુઃખ કાપવારે,
આવ્યાશ્રીકલ્યાણરાયહેતકારીરે લાલ. શ્રીનટવર. ૯
પૂર્વથી પ્રભુ પધારીઆરે,
શ્રીત્રિકમજીમાધવરાય ગિરિધારીરેલાલ.શ્રીનટવર.૧૦

પશ્ચિમેથી પ્રભુ પધારીઆરે,
આવ્યાશ્રીમગનલાલજીમહારાજરેલાલ. શ્રીનટવર.૧૧
શ્રીમટ્ટુલાલ મથુરાંનાથજીરે,
બીજા બાળક જાઉં બલિહારીરે લાલ. શ્રીનટવર.૧૨
સેહેજે સાતને તારીઆરે,
ત્હેને મહેર કરિ મહારાજેરે. શ્રીનટવર. ૧૩
સેહેજે દાસ જમનાએ દયા કરીરે,
હેતે લીધો છે ઉંડાડીરે લાલ. શ્રીનટવર. ૧૪

## ધોળ ૧૧૬ મું,

જીરે જીરે પ્રથમ સૂરજપોળ જાણુંજી,
રમાવૈકુંઠ વખાણે. જીરે જીરે. ૧
નવ સીડીયે નવધા ભકિતજી,
શ્રીગોવર્દ્ધન ચોક પ્રેમ આસકિત. જીરે જીરે. ૨
કમળચોક મહાસુખ કંદજી,
સીંઘપોંળ જોઇને આનંદ. જીરે જીરે. ૩
બે હંસ બે હસ્તી બીરાજેજી,
ચારે વેદ મહાધુની ગાજે. જીરે જીરે. ૪
કમળચોક રાસ ક્રીડા રમણજી,

શિવ આવે ગોપીશ્વરી તન. જીરે જીરે. ૫
બેક મારે શ્યામનીજીનાં નેનજી,
ત્યાં તો મુર્છા ખાઈ પડયાં મીન. જીરે જીરે. ૬
રત્નચોક શ્યામનીજીનાં તનજી,
સુર આવ્યા ચડી વેમાન. જીરે જીરે. ૭
જગમોહનમાં મહારાણીજીનાં મનજી,
મણી કોઠા જુવતી આસન. જીરે જીરે. ૮
ચોક કીર્તનીયા ગલીજી,
દર્શન કરવા આવે સહુ મળી. જીરે જીરે. ૯
વેણું બાજે કીર્તનિઆ ગાયજી,
ત્યાં તો આનંદ ઉર ના સમાય. જીરે જીરે. ૧૦
માનું છડી માંડી પ્રીતજી,
આસપાસ ચિત્રામણ ભાંતિ. જીરે જીરે. ૧૧
નિજ મંદિર ગોપ સ્વરૂપજી,
પાસે સજ્યાં મંદીર અનુપ. જીરે જીરે. ૧૨
શ્રીજીની નિચે વસ્ત્ર સુખકારીજી,
માનુ સોહે ચંદ્રાવળી નારી. જીરે જીરે. ૧૩
ચૈરણુ ચોક ગૌલોક કહેવાયજી,

ત્યાં તો દૈવિ હોય તે જાય. જીરે જીરે. ૧૪
પીછોવઈ ચંદ્રાવળી જાણોજી,
ચંદરવો શ્રીયમુના મન આણો. જીરે જીરે. ૧૫
ગાદી સુંદર મન ભાવકજી,
પીઠ તકીયા મહાસુખ દાયક જીરે જીરે. ૧૬
આસપાસ બે તકીયા રાજેજી,
મહાસુખ એકાંતે બીરાજે. જીરે જીરે. ૧૭
એહ શાસ્ત્રતણાં સુખ ધામજી,
પડે ચંદ્રાવળીજીનું નામ. જીરે જીરે. ૧૮
ઝારી તે શ્રીસ્વામિનીજીનાં તનજી,
શ્રમ જળ શ્રીમહારાણીજીનાં મન. જીરે જીરે. ૧૯
બે બીડાં શ્રીમહાપ્રભુ દક્ષણા ભલો,
મુખ વસ્ત્ર મોહન સ્યામ. જીરે જીરે. ૨૦
જુગલ ચરણ શેષજી પધાર્યાજી,
ગિરિરાજ હરિદાસ કહેવાય. જીરે જીરે. ૨૧
એક કળશ શ્રીગુસાંઇજીનું રૂપજી,
ઉર સાત ધ્વજા અનુપ. જીરે જીરે. ૨૨
સજ્યા ભોગ મહાસુખ કંદજી,
શોભા નૈણે નિર્ખિ મુખ ચંદ. જીરે જીરે. ૨૩

એવો માર્ગ થયો નહિ થાયજી,
શ્રીમહાપ્રભુનીકૃપાથકીપુષ્ટિ કહેવાય. જીરે જીરે. ૨૪
છઠીનું ત્યાં તત્કાળજી,
ગુણ ગાયે શ્રીવલ્લભલાલ. જીરે જીરે. ૨૫

## ઘોળ ૧૧૭ મું.

સખી સરદપુનમની રાત મુજને વહાલીજી,
એવી શ્રીગોકુળવ્રજની નાર રમવા ચાલીજી. ૧
એવાં નાક પ્રમાણે નથનાં નિર્મળ મોતીજી,
એવાં દર્પણ લીધાં હાથ મુખડાં જોતીજી. ૨
એવાં કલ્લાં કાંબી ચાર વીંછવા ચમકેજી,
એવાં ઝાંઝરનો ઝમકાર ઘુઘરી ઘમકેજી. ૩
એવાં ચોળીને પેહેર્યાં ચીર પીતાંબર પીળાંજી
મ્હારા વહાલા સાથે રમવા રાસ કરવિ લીલાજી. ૪
એવી લીલા ને ગાજો નીત્ય નરને નારીજી,
ત્યાં રમે ગોપીઓને કહાન રમતાં ભારીજી. ૫
એવાં બાંહ્યે બાજુબંધ ઓગનીયાં ખળકેજી,
એવો હૈડે એકાવળ હાર ઝુમણાં ઝળકેજી. ૬
ત્યાં ફુદડી ફરે ગોપી ચાર વચ્ચે ગિરિધારીજી,
એવા માધવદાસના દાસ જાઉં બલિહારીજી. ૭

# શ્રીઅષ્ટાક્ષરનું ધોળ.

## ધોળ ૧૧૮ મું.

આ કળીમાં કારણુ એક, અષ્ટાક્ષર ભારી. ટેક.
શ્રીવલ્લભ શ્રીમુખથી પ્રકટયા સૃષ્ટિ તારી.
શ્રીવલ્લભ વંશની કૃપા થકી, કરૂં અષ્ટાક્ષર વર્ણનરે,
શ્રીમુખથી પ્રકટયાએશ્રીવલ્લભ,એવેળાને કરૂંપ્રણામ.૧
આ દૈવી જીવપર દયા વિચારી, રસ વર્ષાવી ભારીરે;
શ્રીવિઠ્ઠલ પ્રભુજીએ કૃપાકરીને,ગ્રંથપ્રકટયા જાઉંવારી.૨
અષ્ટાદશ કર્યા સ્લોક, પ્રકટયા શ્રીવલ્લભરાજ કુમારરે;
મહાગુઢ રસ પ્રકટ કર્યા,જાઉં વંશસહિત બલિહારી. ૩
પ્રથમ શ્લોકમાં પ્રકટ બતાવ્યું, શ્રીકૃષ્ણચંદ્રનું રૂપરે;
કૃષ્ણકૃષ્ણકૃષ્ણ નેતિ કરીને, સદા જપો રસ રૂપ. ૪
આનંદને વળી પરમાનંદનું,સુખ અષ્ટાક્ષર માંહરે;
નિશ્ચિંતને રાખી નિધડક થઈને,ભજો મળે વ્રજરાય. ૫
શ્રીમહાપ્રભુજીએ સાત ભક્તિનાં, દાન કર્યા આ મંત્રરે;
મહાઅઘોરકલિજીવ ઉદ્ધારવા,સાતેભક્તિના એ જંત્ર.૬

સાત ભક્તિનાં નામ વખાણું, શ્રવણ વળી કીર્તનરે;
સ્મરણને વળી શ્રવણ ભક્તિ, પાંચમી છે અર્ચન. ૭
પાદસેવા વંદન દાસત્વ, એ સર્વે મળીને સાતરે;
મહાપ્રાક્રમી સાતે જણને, એક એક મળી વિખ્યાત. ૮
શુક પરિક્ષીત પ્રલ્હાદ શેષજી, લક્ષ્મીને પૃથુરાજરે;
હનુમાનઆદીસાતેજણને,એકએકભક્તિએકીધાંકાજ.૯
એવા મ્હોટાને બહુ પરાકાષ્ટાથી, પ્રાપ્ત થયું રત્નરે;
આ દૈવી જીવપર દયા વિચારી,અષ્ટાક્ષર ધન્યધન્ય.૧૦
આ સાતેમાંથી એકે સાધન, આ કલિના જીવ શું કરશેરે
અષ્ટાક્ષર મહામંત્ર જપ્યાથી, ભવસાગર તે તરશે.૧૧
જે દિવસથી ગુરૂ કૃપાથી, અષ્ટાક્ષર મળ્યું દાનરે;
તે દિવસથી જીવતપર્યંત, રૂડું રાખ્યું ધ્યાન. ૧૨
શ્વાસોશ્વાસને હરતાં ફરતાં, અષ્ટાક્ષર મુખ ગાયરે;
નિદ્રા જાગ્રણ રસ્તે ચાલતાં,અહોનિશ ચાલ્યાં જાય.૧૩
આનંદને વળી પરમાનંદનું, સુખ મળે સુખ થાયરે;
મહાઅલૌકિક લીલાનો અનુભવ કરી લીલામાં જાય.૧૪
પ્રથમ શ્લોકમાં શ્રીવલ્લભશ્રીવિઠ્ઠલ,કૃપાબહુગુઢકીધિરે;
નિજ સૃષ્ટિને દાન આપીને, સકળ કામના સિદ્ધિ. ૧૫

બીજા શ્લોક સદા સર્વદા, શ્રીકૃષ્ણ સ્મરણ કરવુંરે;
જમના દુતનું કાંઇ ન ચાલે, લેશમાત્ર નહિ ડરવું. ૧૬
અગાધ ભકિત અષ્ટાક્ષરની, મહાપાતક સહુ નાસેરે;
ગૌબ્રાહ્મણ સ્ત્રી બાળકની, હત્યા તે સહુ ત્રાસે નાસે.૧૭
ત્રીજા શ્લોકમાંમહાત્મ જાણી, અષ્ટાક્ષર નિત્યજપવોરે;
જમનાદુત પડે નહિ દૃષ્ટે, એવોઅષ્ટાક્ષરઓળખજો.૧૮
કાળ કર્મ તેહેને નહિ બાધે, ઉલટા અનુકુળ થાયરે;
માયા મોહ ના આપે તેને,જે અષ્ટાક્ષર નીત્ય ગાય.૧૯
જ્ઞાનઅજ્ઞાનનેશ્રીકૃષ્ણભજનથી,અગણિતપાપસહુજાયરે;
અજામિલની વાત વિચારો,મહાપાપી પાવન થાય. ૨૦
ચોથામાં "શ્રી"સહિત અષ્ટાક્ષર. વર્ણવ્યું શ્રીવિઠ્ઠલેશરે;
નિજ સૃષ્ટિ ઉપર હેત વિચારી,ગુરૂ રૂપે ઇશનાઇશ.૨૧
નિષ્પક્ષ વડે નિરાધાર કરિને, પ્રકટ કર્યા મહારાજરે;
પાંચમાં શ્રીમુખ વચનથી, શ્રીવલ્લભે કીધાં કાજ. ૨૨
શ્રીગીરીરાજધરણે ચિંતા મટાડવા,મહામંત્ર પ્રકટાયોરે;
જેમરૂનોઢગલોચીનગીબાળે,તેમજીવનાદોષમટાડવા. ૨૩
દ્વાપરમાં પ્રભુ પ્રકટ થઇ, પૃથ્વિનો ભાર ઉતાર્યોરે;
તેમકલિમાંઆઅષ્ટાક્ષરથી,વહાલેસકળસૃષ્ટિનેતાર્યા૨૪

શ્રીવલ્લભ શ્રીવિઠલેશે કૃપાકરીને,પુષ્ટિરસ પ્રકટાવ્યોરે;
માળા તીલક છાપ અષ્ટાક્ષર,પંચાક્ષર ઘણા ભાવ્યા.૨૫
છઠ્ઠા શ્લોકમાં અષ્ટાક્ષરના, અક્ષર વર્ણવ્યા ત્રણરે;
શ્રીકૃષ્ણનામને સુભાગ્ય સાથે,દૃઢ કરી મન તું પરણ.૨૬
'શ્રી'થીઅખંડ સૌભાગ્યની પ્રાપ્તિ,મળેઅલૌકિકધન્યરે;
'કૃ'શબ્દપાપતાપનેટાળે, 'ષ્ણ'શબ્દફંગઅન્યસાધન. ૨૭
સાતમા શ્લોકમાં શરણ ત્રણ એ,અક્ષર વર્ણવ્યા આપરે;
પ્રથમ શબ્દથી લક્ષ ચોરાશી, ટાળી મટાડ્યા તાપ.૨૮
'ર'કાર શબ્દથી મહા અલૌકિક, લીલાનું થાય જ્ઞાનરે;
'ણ'કારથી અન્ય આશ્રયછુટે,દૃઢભક્તિમાં રહેધ્યાન.૨૯
આઠમા શ્લોકમાં બે 'મમ'એ કૃપા ગુઢ બહુ કીધીરે,
પ્રથમ 'મ'એ દૃઢ પ્રીત બતાવી,બીજ સૌજન સિદ્ધિ.૩૦
નવમા શ્લોકમાં મહાત્મ જાણી, અષ્ટાક્ષર નિત્ય ગાયરે;
શ્રીજી શ્રીવલ્લભના ચરણ, સ્પર્શિત સેવે દૃઢ થાય. ૩૧
દશમા શ્લોકમાં મહામંત્રથી રોગ પાપ સહુ જાયરે;
રિદ્ધિસિદ્ધિ સહુ ઘરમાં આવે,પરમાનંદ સુખ થાય. ૩૨
એકાદશમો આનંદને, વળી પરમાનંદ પૂર્ણરે;
સ્નેહ કરી અષ્ટાક્ષર જપે, ત્હેને રોગજવરનું ચુર્ણ. ૩૩

દ્વાદશમાં વળી પ્રેત ભુત, પિશાચ સર્વેન શીધેરે;
ચારે શત્રુનો ડર નહી તેને, અષ્ટાક્ષર રાખો ઢીંગે. ૩૪
ત્રયોદશમાં કુક્રિયા ક્રોધ અષ્ટાક્ષરથી ત્રાસેરે;
આનંદ મુર્તિ શ્રીકૃષ્ણચંદ્ર,નિજ ભકતને રાખે પાસે.૩૫
ચતુર્દશમાં સર્વે પ્રકારનું, દુઃખ મટે સુખ થાયરે,
અહોરાત્રિ શ્રીકૃષ્ણ ભજનથી,ઉભય લોક સુખગાય.૩૬
પંચદશમાં શ્રીવલ્લભ પ્રભુને, શર્ણ થઈ મુખ ગાયરે;
સર્વ મંત્રનો રાજશિરોમણિ,ભજે સ્વર્ગમટેવ્રજથાય.૩૭
ખટ દશમાં અષ્ટાક્ષરનો ગુપ્ત તે જપ થાયજો;
મહાત્મ જાણી શ્રદ્ધાપુર્વક ભજે તાપ કલેશસહુ જાય.૩૮
સત્તરમાં સહુ સૃષ્ટિના, ઉપર હેત કરી પ્રભુ પ્રકટયારે,
વેદ શાસ્ત્ર પુરાણ આધનો, સાર સહુ મન ભાવે. ૩૯
અષ્ટાદશમો શ્લોક શ્રીવિઠ્ઠલ પ્રભુજીએ પુર્ણ કીધોરે;
અષ્ટાક્ષરમાં નિધિ જાણી, સકળ મનોરથ સીધ્યો. ૪૦
એવં વહાલે નિજ સૃષ્ટિપર, દયા વિચારી ભારીરે;
શ્રીગુરૂ કૃપાથી વર્ણવકીધો જાય દાસનો દાસબલિહારી.
અષ્ટાક્ષર ભારી. ૪૧

## ઘોળ ૧૧૯ મું.

શ્રીવલ્લભ શ્રીવિઠ્ઠલ શ્રીજી,
શ્રીયમુના શ્રીનવનિતપ્રિયાજી;
સેવા કરો આનંદમાં ભીજી,
તો રીઝશે શ્રીગોપીપતિજી.      ૧

દૃઢ આશરો શ્રીમહાપ્રભુજીનો રાખો,
અષ્ટાક્ષર નિશદિન મુખે ભાખો,
અસમર્પિત વસ્તુ રખે ચાખો,
તો રાખજો ગુરૂ ચરણે મતિજી.      ૨

ભગવદીઓનો સતસંગજ કરજો,
દયા સર્વે કોઈ ઉપર ધરજો;
વૈષ્ણવની રીતે અનુસરજો,
તો ધરજો ટેક ધણી એકનોજી.      ૩

હરિ ગુરૂ વૈષ્ણવ સરખા લેખો,
ભિન્નભાવ હૃદે નવ દેખો;
દાસપણું ત્રણેનું ગ્રહજો તો,
તન મન ધન વિવેકશુંજી.      ૪

પ્રફુલ્લિત મને હરિના ગુણ ગાજો,

કપટદંભથી અળગા રહેજો;
દુષ્ટ સંગ થકી દુર પળાજોનો,
ન્હાજો પદરજ હરિ ભકતમાંજી. ૫

દીનતા ભાવ અંતરનો સ્નેહી,
પ્રભુ પ્રસન્નતાનું કારણ એહી;
નીશ્ચે માનજો નહી સંદેહી,
તો દેહ દમો શા કારણેજી. ૬

મનુષ્ય જન્મ મહા દુર્લભ જાણો,
તેથી દુર્લભ હરિના ચરણ વખાણો;
એ બે પામી સેવા રસ માણો,
તો જાણજો જીવ્યા આ જગતમાંજી. ૭

શ્રીવલ્લભ પ્રભુ મહારા સ્વામી.
પ્રાણજીવન ધન્ય અંતરયામી;
અક્ષર બ્રહ્મતણા એ ધામી,
તો દાસ દયો જાય વારણેજી. ૮

## ઘોળ ૧૨૦ મું

લટકાળા લાલ, શ્રીવિઠ્ઠલવરને નિર્ખું તે ધન્ય ધન્ય;
કરૂણાસાગર, દૈવી જીવના તારણ પ્રાણજીવન. ૧

શ્રીમુખની શોભા શી કહિએ,
ચાલો સર્વે જોવાને જઇએ;
શર્ણે જઈએ ધણીયાતાં થઈએ. લટકાળા લાલ. ૨

વહાલો પુરૂષોત્તમ કહીએ,
ત્હેનું ધ્યાન હૃદેમાં રાખી રહિએ;
એને મુકી બીજે કયાં જઇએ. લટકાળા લાલ. ૩

એ વ્રજપતિ વહાલો કહાવે છે,
નિજ જનના તાપ સમાવે છે;
નિરખતાં મોહ ઉપજાવે છે. લટકાળા લાલ. ૪

વહાલો કાંકરોલી માંહે રહે છે,
વહાલો ગિરિધર ઘાટમાં રહે છે;
વહાલો નિત્ય નિત્ય દર્શન દેછે. લટકાળા લાલ. ૫

કરજોડી વલ્લભદાસ કહે,
વિનતિ હૃદીયા માંહે લહે;
તાપ ત્રિવિધના તનમાં સહે. લટકાળા લાલ. ૬

## ધોળ ૧૨૧ મું.

છબીલા છબી તારી જોઇરે,
રહ્યું મન મ્હારૂં મોહીરે. ૧

વાંકી વરણી ત્હારીરે,
મનોહર મુખપર જાઉં વારીરે. ૨

મોરલી અધર ધર આપીરે.
વગાડી વહાલે ઘેલી કીધી ગોપીરે. ૩

વૃંદાવન વગાડી સુંદર શ્યામરે,
ત્યાગ કરાવ્યાં ઘરનાં કામરે. ૪

જાણું જે વૃંદાવન જાઉં રે,
પાલવ પાતળીયાનો સાહુંરે. ૫

જાણું જે હવે શી પેર થાશેરે,
જોયા વિના જીવડો જાશેરે. ૬

હર્ષ ભર્યાં આવે વ્રજનારીરે,
સામું જોવાને દેવ મુરારીરે. ૭

સ્નેહ શા માટે કીધોરે,
અમારાં ચિત્ત ચોરી લીધાં રે. ૮

ભુખ્યા મને ભોજન નવ ભાવેરે,
સેજલડીએ નિંદ્રા નવ આવેરે. ૯

સેજલડીએ નિંદ્રા નવ આવેરે.
જાણું જે હરિ આ વેળા આવેરે. ૧૦

વલોણાં વલોવી રહું રે,
માખણિઆં આવે તો ઉતારૂં રે. ૧૧
સાંજે હું તો ગાવલડી દોહોતીરે,
વહાલાજીની વાટલડી જોતીરે. ૧૨
મારે ઘેર આવોને હેલીરે,
રહિ છું મરજાદા મેલીરે. ૧૩
આજ મારે આનંદની હેલીરે,
ગીરીધર જોવા થઇ ઘેલીરે. ૧૪
આજ મારે દીવાળીનો દીનરે,
ઘેર પધાર્યા જગજીવનરે. ૧૫
હરિવર આવંતા રૂડારે,
અવિચળ ચાંદલીઓ ચુડારે. ૧૬
વલ્લભના સ્વામી છે રસીયારે,
અમારા હૃદિયામાં વસીયારે.

છબીલા. ૧૭

## ધોળ ૧૨૨ મું.

શ્રીકૃષ્ણ કમળમુખ નિર્ખવા,ચાલો શ્રીનંદજીને ઘેરરે;
જશોદાએશ્રીકૃષ્ણજન્મીયા,હર્ખિયા આનંદ ભેરરે. ૧

ચૌદ [illegible] ભુષણ, નંદસુત શ્રીગોકુળ આવ્યારે;
ફુલીફરે વ્રજસુંદરી, ગોપી ગોવાળને મન ભાવ્યારે. ૨
ગોપિકા સર્વે ટોળે મળી, હરિને વધાવાને જાયરે;
અંતરઘટઉતાવળા, હરિને જોવાની અપેક્ષાયરે, ૩
પુન્ય પવિત્ર પ્રભુજીતણાં, ગાય છે નૌતમ ગીતરે;
ગીત ગાએનેસ્વરસોહાએ, થયાંછે એકાગ્રહ ચિત્તરે. ૪
ભેટ લાવ્યાં બહુ ભામની, ચાંદલો લાલાને કીજેરે;
હર્ખતાં નિર્ખતાં પ્રીતશું, મોહનને ઉછંગે લીજેરે. ૫
ભીડ ભઇ ઘર આંગણે, નંદજસોદાને મન ભાવ્યાં રે;
વ્રજભુમિનાંસુખશાંકહું શ્રીનાથજીનેમોતીડે વધાવ્યારે.
માધવદાસના પ્રભુજી, પરિવાર સ્થિરકરી સ્થાપોરે;
દાસ ઉપર દયા કરી, વાસ વ્રજમાં આપોરે. શ્રીકૃષ્ણ.૭

# શ્રીરણછોડરાયજીનું ધોળ.

## ધોળ ૧૨૩ મું.

### લાવણી.

ચાલો જઇયે દર્શન કરવા, ડાકોરમાં ઠાકોર બીરાજેછે,
દીનોનાથ દયાલ દામોદર, દર્શનથી દુઃખ ભાગેછે. ટેક.

પહેલું દુઃખ બ્રહ્માનું ભાગ્યું, શંખાસુરને મારીને;
શંખનારાયણ બેટમાં બેઠા, વેદ લાવ્યા ચાર વાળીને.
કચ્છપ રૂપે સાગર મથિયો ચોદ રત્ન બહાર કાઢીને;
અમૃત તો અમરોને પાયું, વિષ પાયું વિષ ધારીને,
વરાહરૂપે પૃથવિ લાવ્યા, આદ્ય નિરંજન આજે છે.
દીનોનાથ દયાલ દામોદર દર્શનથી દુઃખ ભાગે છે. ૧

પ્રલ્હાદની પ્રતિજ્ઞા પાળવા નરહર નરસિંહ રૂપ ધર્યું.
હિરણ્યકસ્યપુ નખે વધેયો વિધિનું વાચક સફળ કર્યું;
વામનરૂપે બળિને ચાંપ્યો, ઇંદ્રિરાયનું કાજ કર્યું.
છબીલોજી છડીદારથૈ ઉભા, બળિરાજાનું ભાગ્ય ભાગ્યું;
ફરશી ગ્રહી નક્ષત્રી કીધી, જઈ કોંકણ બીરાજે છે.
દીનોનાથ દયાલ દામોદર, દર્શનથી દુઃખ ભાગે છે. ૨

અનેક દુઃખ દેવતાનાં ભાગ્યાં, રાજા રાવણ મારીને;
વિભીષણને લંકા આપી, પથ્થરા પાળજ તારીને.
કૃષ્ણ સ્વરૂપે કંસને માર્યો, ગોકુળમાં ગોચારીને;
મોરલીમાં મહા મોહ પમાડયાં, ત્રણ લોક નર નારીને.
બુદ્ધા રૂપે શ્રીજગન્નાથજી, જગમગ જ્યોત બીરાજે છે.
દીનોનાથ દયાલ દામોદર, દર્શનથી દુઃખ ભાગે છે. ૩

અકળકળા નવખંડમાંવ્યાપી,ઘટઘટમાં તમો રમીરહ્યા.
ડાકોરમાં ઠાકોર બિરાજ્યા, બોડાણાપર કરી દયા;
ગંગાબાઇના ગુણ વધાર્યા, સવા વાલથી ઓછા થયા.
ભકિત જાણી સારંગપાણિ, ગુગળી પાછા ઘેર ગયા;
માંખણિયો આરો છે સારો, લીંબડો મીઠો લાગે છે,
દીનોનાથ દયાલ દામોદર દર્શનથી દુઃખ ભાગે છે. ૪

ઉંચું દેવળ ઉંચું શિખર ધોળી ધજા ત્યાં ફરફરે;
જે દરવાજે નોબત વાજે, રત્નાગર ત્યાં ગડગડે.
ગોમતી નીરે સંગમ તીરે, સંત્ર આવી ત્યાં પડાવ પડે;
આઠે દહાડે શુકરવારે, વહાલમનો વરઘોડો ચઢે.
રણછોડ રસીયો સૌમાં વસિયો, સૌને માથે ગાજે છે;
દીનોનાથ દયાલ દામોદર, દર્શનથી દુઃખ ભાગે છે. ૫

ઉત્તર દક્ષિણ પૂર્વ પશ્ચિમના, લોક દર્શને આવે છે;
મ્હોટાં મ્હોટા સંઘવી થઈ ને, સંઘ ડાકોરમાં લાવે છે.
નૈણે નિર્ખું હૈડે હર્ખું, રૂપ ઉપર જાઉં બલિહારી.
શંખ ચક્રને પદ્મ બિરાજે, ગદા ધરી છે ગિરિધારી;
સાકર માંખણ તુલસીનીમાળા,રાયરણછોડનેચઢાવેછે.
દીનોનાથ દયાલ દામોદર દર્શનથી દુઃખ ભાગે છે. ૬

## ધોળ ૧૨૪ મું.

શ્રીવલ્લભ વિઠ્ઠલ શ્રીજીરે રમવાને આવો,
શ્રીનવનિતપ્રિયાજી ન્હાનારે સંગે તેડીને લાવો. ૧
શ્રીબાલકૃષ્ણજી બાળુડારે બેલડીએ આવો,
શ્રીનટવરલાલજી પ્રાણ પ્યારારે એમને તેડી લાવો.૨
રમવું જમવું રંગેરે વહાલાની સંગે,
કહ્યાં અમારાં માનોરે, શું થાઓ છો ઢંગે. ૩
શ્રીગુસાંઇજી મહારાજ તમનેકહુંછુંરે ગુજરાતપધારો,
ત્યાં સર્વેને દર્શન દેઇનેરે પુષ્ટિમાર્ગ વધારો. ૪
સહુને સમર્પણ આપ્યાં રે તેવાં અમને આપો,
સહુ વૈષ્ણવને તાર્યારે, એવા અમને તારો. ૫
મધ્ય રાતે મંદિરમાંરે વાંસલડી વાગી,
ભર નીદ્રામાં સુતિરે, ઝબકીને જાગી. ૬
ઓચંતી અજાણીરે બારણે આવી,
પાડોશણને પુછ્યું રે મોરલી કયાં વાગી. ૭
જો ત્હારા મંદિરમાં રે, વાંસલડી વાગી,
શ્રીયમુનાજીની તીરેરે મોરલી ત્યાં વાગી. ૮

પુરૂષોત્તમજી મહારાજ તમને કહું છું રે શ્રીજીપધારો,
ભામનીવહુજીનાં દાસીરે, જમુનાપાન કરવા પધારો. ૯
ચરણ શરણ અમને રાખોરે, એટલું છે કામ,
અહોનિશ દર્શન આપોરે, દેઉં તમારૂં નામ. ૧૦

## ઘોળ ૧૨૫ મું.

શ્રીદામોદરદાસ હરસાની અતી હરખે ભર્યા
ઉપર બેઠા જોતા હતા વાટજો;
ભાઈ સર્વે ધન કહાડીને ઢગલા કર્યા,
તેના સામું જોયું નહીં લગારજો. શ્રીદામો. ૧

એટલામાં તો પ્રભુજી પોતે પધારીયા,
આવતાં નિરખ્યા પોતાના નિજ નાથજો;
દોટ મેલીને દોડી પાસે આવીયા,
પડયાપાયને જોડયા છેબેઉ હાથ જો. શ્રીદામો. ૨

હાથ સાહીને પ્રભુએ પોતે ઉઠાડીયા,
પુછયું દમલા આવ્યો તેહેની વારજો;
શિષ નમાવી સ્વામી પ્રત્યે બોલીયા,
વાટ કયારની જોતા હતા મહારાજજો. શ્રીદામો. ૩

ત્યાંથી સાથે તેડી પોતે પધારીયા,

આવ્યા શ્રીગોકુળ માંહે શ્રીગોવિંદ ઘાટજો;
બ્રહ્મ સંબંધની આજ્ઞા પ્રભુજીએ કરી.
વચનસુણ્યાપણસમજ્યા નહીંતલમાત્રજો. શ્રીદા. ૪
ત્યાંથી શ્રીગોવર્દ્ધન ઉપર પધારીયા,
આવી પહોંચ્યા છોકર છાયા માંહ્યજો;
પછી પધાર્યા શ્રીગોવર્દ્ધનનાથજી,
હાથ થોભીને રાખ્યા વેગળા ત્યાંહ્યજો. શ્રીદામો. ૫
ત્યારે શ્રીવલ્લભ ખીજીને બોલીયા,
દાસપણું તે જાણીને અપરાધજો;
ત્યારે શ્રીમુખેથી શ્રીજી બોલીયા,
દાસ ધર્મ રાખ્યો માટે નહીં બાધજો. શ્રીદામો. ૬
એક સમે શ્રીવલ્લભ પોતે બોલીયા,
પુષ્ટિ માર્ગ ચલાવ્યો પ્રકાશજો;
તે તો દમલા તારે સારૂ જાણજે,
રહેશે હૃદેમાં રહેશે કરીને વાસજો. શ્રીદામો. ૭
એવી ક્રિયા જાણી શ્રીગુસાંઇજીએ,
પોતે કરાવ્યું પિતાનું ત્યાં શ્રાદ્ધજો;
દક્ષણા માગી ત્યારે પોતે કહ્યું,

સિદ્ધાંત રહસ્યના દોઢ શ્લોકનિ વાતજો. શ્રીહામો. ૮
એવી ક્રિયા જાણી શ્રીવિઠલનાથજી,
બેસાડતા તો ગાદી અડધો હાથજો;
ચરણામૃત તો પોતાનું આપેજ નહીં,
એવા મ્હોટા જાણી શ્રીવલ્લભદાસજો. શ્રીહામો. ૯
ત્યારે શ્રીવલ્લભ મુખેથી બોલીયા,
મુજમાં ને શ્રીગુસાંઈજીમાં નથી કાંઇ ભેદજો;
માટે ચરણામૃત તો તું લેજે સદા,
શ્રીવલ્લભ વાણી કહી તે જાણી વેદજો. શ્રીહામો. ૧૦
ત્યારે પોને આવીને વિનંતી કરી,
મને કૃપા કરી પોતે શ્રીમહારાજજો;
ત્યારે પોને કૃપા કરીને આવીયા,
વલ્લભદાસનાં સરીયાં સઘળાં કાજજો. શ્રીહામો. ૧૧

---

# શ્રીવ્રજરાયજી મહારાજનું ઘોળ

## ઘોળ ૧૨૬ મું.

શ્રીહોટાજી મહારાજના લાલ મારે મન વસીઆ,
વ્હાલે પુષ્ટિ કરી પ્રકાશ સેવાના રસીઆ. ટેક. ૧

શ્રીનટવરલાલ શ્રીશ્યામલાલની કૃપા છે માથે ભારિરે,
રાતદીવસસેવાનેસ્મર્ણશ્રીગોવિંદરાયસુખકારી.મારે. ૨
મહાશુદ તેરશે પ્રકટયા નામ ધર્યાં વ્રજરાયરે,
અલૌકિક આનંદી વ્હાલોમુખ દીઠે સુખથાએ. મારે. ૩
શ્રીરાણીવહુજીયેજન્મીયાશ્રીકાકાજીમહારાજનાલાલરે,
ભુતલ ઉપર ભલે પધાર્યા દૈવી કીધા ન્હાલ. મારે મન.૪
શ્રીરઘનાથજી મ્હારાજના નાતિ કહીએ,
શ્રીછોટાજી મ્હારાજના લાલરે;
શ્રીવ્રજકોરમાજીએગોદ્દખેલાવ્યાવૈષ્ણવને ઘણું વ્હાલ. ૫
સેવકનાસુખકારીવ્હાલો,શ્રીમહાલક્ષ્મીવહુજીના કંથરે,
શ્રીબાલકૃષ્ણલાલજીનાદાદાજી શ્રીરૂઘનાથલાલજીનાદાજી
વ્હાલોભણેશ્રીસુબોધીનીજીનાગ્રંથ. મારે મનવસીઆ.૬
શ્રીપદ્માવતી વહુજી શ્રીજાનકી વહુજીના,
સસરા આનંદકારીરે, શ્રીરાજાચંદા બેટીજીના તાતજી;
વૈષ્ણવને ભરૂંસો ભારી. મારે મન વસીઆ. ૭
પ્રાતસમેદંતધાવન કરતા વૈષ્ણવને ચરણસ્પર્શ દિધાંરે;
ઉને જળે સ્નાન કરીને શ્રીમુખે પાઠ કીધા. મારે, ૮
ધોતી પ્હેરી ધોતી ઓઢી તીલક મુદ્રા ધરેરે,

પેંડો છંટાવીને પધારીઆને શ્રીહસ્ત ખાસા કરે.મારે.૯
રસોઇ ઘરમાંપધારીઆનેવહુ બેટીઓને આજ્ઞા દિધીરે,
દાદાજીમેલાલજીવહુબેટીમલીનેરસોઈનીસેવાકીધી. ૧૦
પછી મંદિરમાં પધારીઆને સઘળી સેવા કરેરે,
શ્રીનટવરલાલ શ્રીશ્યામલાલ જગાવ્યા;
ઝારી મંગલ ભોગ ધરે. મારે મન વસીઆ. ૧૧
ભોગ સરાવ્યા બીડાં ધરી મંગલા આરતી કીધીરે,
શીતકાલના રૂઇના વાગા શૃંગારની થાલ લીધી. ૧૨
સિંહાસનથી ચોકી પધરાવીને સ્નેહથી શૃંગાર કરેરે,
માલાપ્હેરાવીનેવેણુજીધરાવ્યા ગોપીવલ્લભભોગધરે. ૧૩
ગોપીવલ્લભ ભોગ સરાવ્યા ઝારો રાજભોગ ધર્યારે,
ધુપદિપ તુલસી સમર્પિ શંખોદિક કરીયા. મારે. ૧૪
સમે અનુસાર ભોગ સરાવ્યાને શ્રીહસ્ત બીડાં લીધાંરે,
સજ્યા મંદિરની સઘળી સેવા બે લાલજીએ કીધી. ૧૫
ઝારી બંટા દોહોરા સજ્યાને ફુલની માલા ધરીરે,
દર્પણદેખાડીને શ્રીમુખનિરખીરાજભોગઆરતીકરી. ૧૬
જયજય કરતા વૈષ્ણવ આવ્યા અલૌકિક દર્શન થાયરે,
આ સુખ જોતાં સઘળું રૂડું લૌકિક વાસના જાય. ૧૭

મુખીઆજીએ માલા પ્હેરાવીને ગોદમાં બીડાં દીધાંરે,
અનુસર કરીને બ્હાર પધાર્યાં તાલા મંગળ કીધાં. ૧૮
ઝુમકાં લેઈને ઉપર પધાર્યાંને વર્ત્યો જય જયકારર,
વહુ બેટીઓને પુછાવ્યું ભોજનની કેટલી વાર. ૧૯
મહાપ્રસાદ સખડી અનસખડી ખાટાં ખારાં લીધાંરે
તીખાં સલુણાં સંધાણાં રાયતાં જોડે ભોજન કીધાં. ૨૦
જલ આરોગીને અચવાવ્યાને શ્રીહસ્ત બીડાં લીધાંરે,
થોડીવાર પોઢીને જાગ્યા શંખનાદની આજ્ઞા કીધી.૨૧
સ્નાન કરી મંદિરમાં પધારીને.
ઝારી ઉત્થાપન ભોગ ધરીરે;
ભોગઆરતીનાદર્શન ખોલ્યાં શૃંગાર વિજય કીધા. ૨૨
ઝારી ભરી સેનભોગ ધર્યા દુસરા ભોગ આવ્યારે,
ઋતુ પ્રમાણે સૌ સામગ્રી સપે ભોગ સરાવ્યા. મારે. ૨૩
બીડાંઆરોગાવીનેદર્શનખુલ્યાં,તીઝારીમાંકીર્તન થાયરે,
વૈષ્ણવ સૌ દર્શન કરેને સેન આરતી થાય. મારે. ૨૪
પોઢાડીને બ્હાર પધારી તાલા મંગલ કીધાં રે,
બંગલે પધારીને કથા વાંચે વૈષ્ણવને સુખ દીધાં. ૨૫
આરશાનાં સુખ શાં વખાણું મ્હારે મુખે કહ્યાં ન જાયરે,

ઓછી મતિ કાહાં વર્ણવું રે દેખેહી બની આવે મારે.૨૬
હું રાંકની યહ વિનતી કૃપા કરી કાન ધરજોરે,
જુગલસ્વરૂપના ચરણ કમળમાંદાસીપોતાનીકરજો. ૨૭
ગુરૂ પ્રતાપે વર્ણવું કૃપા કરી ભક્તિ આપોરે,
શ્રીવલ્લભ વલ્લભીનો સદા;
સ્નેહ જોઉં પુષ્ટિ ભક્તિ દૃઢ સ્થાપો. મારેમનવસીયા.૨૮

---

# ભક્તિ પોષણ.

## ધોળ ૧૨૭ મું.

શ્રીગુરૂ શ્રીવલ્લભ દેવને હું, પ્રથમ કરૂં પ્રણામ; શ્રીવીઠ્ઠલશ્રીકૃષ્ણ શ્રીયમુને, મહા પૂર્ણ કામ; પુર્ણ કામ દામોદરદાસ, અષ્ટ સખા પુરો ઉર વાસ; શુભ મતિ દ્યો અતિ પરમ પવિત્ર, ભક્તિસુપોષણ ગાઉં ચરિત્ર. સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૧ ચાર વેદ ષટ શાસ્ત્રનો, વારે વારે કર્યો વિચાર; ઉપનિષદના અર્થને, શોધતાં નિકળ્યો સાર; નિકળ્યો સાર શ્રીકૃષ્ણની ભક્તિ, સત સંગમાં કરવી આસક્તિ, પુર્ણ પુરૂષોત્તમ યુગલચરણે, સર્વ સમર્પિનોરેહેવું શર્ણે–સેવો. ૨ નહીં કોઇ જેહની

સમોવડી, કોઇ ઇશ નહીં જેને શીષ; સર્વે વસ્તુ જે થકી થઈ, એક્કો કહાવે સર્વના અધીશ; સર્વ અધીશ વદે સહુ જેને, નિગમ નેતિનેતિ કહે તેને; શેષ મહેશ વિધી શ્રીઅગમ્ય, તેને કહિયે પુર્ણ પુરૂષોત્તમ–સેવો.૩ પુરૂષોત્તમને પરહરી જેનું, અન્ય અવર મન મોહે; કામદુર્ગા મળી મુકીને, મહિષી પુત્રનું પય દોહે; દોહે ગાય મુકી મુઢ પાડો, તરશ્યો ગંગા તીર ખોદે છે ખાડો; તેમ પુર્ણ તજી અવર આરાધે, મહેનત માથે પડે કાંઈ ન લાધે–સેવો૦ ૪ રાખી ભરોંસો અન્યનો, ન કરે આશ્રય અવિનાશ; ઇચ્છિ અખિલ દુઃખ વામવા, વળી શ્રેય થવા મન આશ; આશ કરે તરૂં ઉદધિ પુર, શ્વાનનું હાથ ગ્રહી લંગુર; તે જેવો પામશે સાગર પાર, તરશે તેવો હરિ વિમુખ સંસાર–સેવો. ૫ કોટી ઉપાસન મલીનનું, જન તામ્ર મુદ્રા સમ જાણો; રૂપૈયો સુરસેવના વ્યુહ, કંચન મોહોર પ્રમાણો; કંચન મોહોર વ્યુહ હીરો, એમ અંશ અંશી સમજી રહો; સર્વ એ દ્રવ્ય હીરાથી થાએ, હીરો કર્યો કોહોને નવ કહેવાએ સેવો૦ ૬ જગત વૃક્ષ તેહેનું મુળ હરિ, મુળ પોષે

વૃક્ષ પોષાએ, પ્રતિ શાખા જળ સીંચીએ તેથી, તપ્તિ ન કોઇને થાએ; તૃપ્તિ ન થાએ વૃથા શ્રમ પોહોંચે, સમજણ આવે ત્યારે પછી શોચે; મુખદ્વારા સહુ ઇંદ્રી સંતોષે, ભોજન અંગે લેપે કો ન પોષે—સેવો૦ ૭ જુઓ સ્વભાવ શ્રીકૃષ્ણનો, અવગુણને ગુણ જાણે; અવળું પડે અન્ય દેવને, સામું દે દુઃખ શત્ર પમાણે; પ્રમાણે નહીં ફળ દે તોએ જાએ, હરિનું આપ્યું કદી નાશ ન થાએ; અમર અલ્પ વર અધિક પ્રયત્ન, પ્રભુ કોડી સાટે દે છે રત્ન—સેવો૦ ૮ વેળુ પીલતાં જો તેલ નિકળે, જળ મધ્યે નવનીત હોએ; મૃગ જળથી જો તૃષા, ટળે તોએ, ભક્તિ વીના ભદ્ર ન હોએ; ભદ્ર ન હોએ મહત કદાપિ, અભય ન હરિ વિના કો શકે આપી; હું નથી કહેતો પોકારેછે વેદ, સમરો શ્રીકૃષ્ણ ટળે સહુ ખેદ—સેવો૦ ૯ મંત્ર આધીન સહુ દેવતા, યોગે વૈરાટ પણ વશ થાય; જ્ઞાની અક્ષરને જઇ મળે, પુરૂષોત્તમ પ્રેમે પમાય; પ્રેમ ભક્તિ વશ પુર્ણાનંદ, એ ન અડે અન્ય સાધન ફંદ; શ્રીમુખે ભાખ્યું શ્રીગીતા માંહ, ના માનો તો જોજો ત્યાંહ—સેવો૦ ૧૦ શ્રવણ કીર્તન શ્રીકૃષ્ણનું, સ્મરણ સેવન અર્ચન; વંદનદાસત્વ

સખ્યતા, વળી આત્મનિવેદન; આત્મનિવેદન નવધા કહીયે, પ્રેમ લક્ષણા દશમી લહીયે; એ ભક્તિ સહુ સાધનતાજ, જે પામે વશ થાયે વ્રજરાજ—સેવો૦ ૧૧ શ્રવણ પરીક્ષીત શુક કરી, કીર્તન સ્મર્ણ ભક્તિ પ્રહ્લાદ; શ્રીસેવન પુજન પૃથુ, વંદન અક્રૂર આહ્લાદ; આહ્લાદ માન્યો કપીશ કિંકરતા, સખ્ય ભક્તિ સુભદ્રા ભર્તા; આત્મનિવેદન બળિયે કીધી, ગોપીજને પ્રેમલક્ષણા લીધી—સેવો૦ ૧૨ નામ કેશવનું કરણમાં પડતાં, સહુ થાએ પવિત્ર, શરદ ઋતુના સંગથી, જેમ નિર્મળ નીર વિચિત્ર; વિચિત્ર જળ તેમ જાતિ જાણો, સર્વ સાચી સદ નામે પ્રમાણો; શુદ્ધ સુવર્ણ જેવું અગ્નિએ થાય, માંજે ઓપે તેનો મેલ ન જાય—સેવો. ૧૩ નામ કીર્તન શ્રીકૃષ્ણનું, કલિમાં સૌ સાધન તાજ; ભવસાગર તરવા તણી, સહુને એ સુખપથ પાજ; પાજ પ્રકટ શ્રમ નહીં વાગું સ્હેલું, દામ વિના ફળ થાય પળ પ્હેલું; સર્વે રસ્તામાં સહુ ઠાર, અધમ ઉત્તમ સહુને અધિકાર—સેવો૦ ૧૪ સતયુગે જે ફળ ધ્યાનથી, થાતું ત્રેતામાં યજ્ઞથી જેહ;

દ્વાપરે પુજાને પામતા સહુ, કલિ હરિ કીર્તન તેહ; તે થકી અધિક ફલ ગુણ ગાતાં, તો શું થયું તપ તીર્થ ન્હાતાં; મણિ મળ્યો તે શોધે શીદ કોડી, વણ વિચાર આશે મરે મુઢ દોડી—સેવો૦ ૧૫ કલિરૂપી આ શૌચમાં, કોઇ કર્મનો નહીં અધીકાર; એડે ન સૂતક નામને, નિર્ભય નિત્ય કરીએ ઉચ્ચાર; ઉચ્ચાર માત્રે અભયપદ આપે, સકળ પાપસંતાપને કાપે; વેદશાસ્ત્ર સહુ પુરાણ પોકારે, તો હરિ તુ શેના ઉચ્ચારે—સેવો. ૧૬ નામે અજામિલ ઉધાર્યો, નામે તાર્યા જીવો બહુ પાપી;અવળે નામે વાલ્મીક તાર્યો, અરધે ગુણકાનેગતિ આપી; આપી ગતિ ઈત્યાદીક બહુને, જેણે જેણે આશ્રય કર્યો તે સહુને; બે અક્ષરમાં બાંધ્યો સાર, જેણે લહ્યા તે પામ્યો પાર—સેવો૦ ૧૭ સ્નેહ સહિત શ્રીકૃષ્ણનું, કથા કીર્તન જહાં નિત્ય થાય; ત્યાં કોટી તીર્થ આવિ વસે, જેનું ભાગ્ય હોય તે ન્હાય; ન્હાયો તેમાં તે પવિત્ર પ્રમાણો, તે વિના સર્વેને સુતકી જાણો; જીવતાં શબ સરખા સહુ તેહ, ભુતળ ભાર કર્યો ધરી દેહ—સેવો૦ ૧૮ નટવર છબિ નંદલાલની, એવું

ચિંતન કર ચિત્ત મ્હાંય; મોર મુકુટ શિર તિલક કું-
ડળ, નકવેસર ચિબુક સોહાય, સોહે કૌસ્તુભ મુકતા
વનમાળ, કંકણ કર ગ્રહે વેણુ રસાળ; પીતાંબર કટી
મેખળા સોહે, નૂપુર નખશિખ છબિ મન મોહે—
સેવો૦ ૧૯ સોળ ચિન્હ પદ પંકજે, દક્ષણ નવ વામે
સાત; સ્વસ્તિક અષ્ટકોણ જંબુફળ, જવ પત્રી ધ્વજ
ઉર્ધરેખ વિખ્યાત, વિખ્યાત અંકુશ અંબુજ મચ્છ
વ્યોમ, કળશ ઇંદ્ર ધનુષ ને અર્ધસોમ; ત્રિકોણ ગોપદ
ખટદશ ધ્યાન, નીત્ય કરે નીર્ભય પદ દાન—સેવો૦ ૨૦
જેમ નટની દૃષ્ટિ દોરમાં, પણિયારીની બેડલા માંહે;
ચીત્ત પરસ્પર જારનું વળગ્યું રેહે ત્યાંનું ત્યાંહે; ત્યાં
તેમ મન પ્રભુમાં નીત્ય દેવું; સંસારમાં સાક્ષીવત
રહેવું, જગત જાણે એ છે જંજાળી, રાખ હૃદે ત્રીકમ
શું તાળી—સેવો૦ ૨૧ કંસ શીશુપાળ પુતનાદીકે,
વૈરભાવે સમર્યા શ્યામ;એ વિના નાના ભાવથી, સમરે
સર્યા સર્વેનાં કામ; કામ થયાં તુચ્છ ભાવે જ્યારે, શું
કહેવું સ્નેહે સમરે પછે ત્યારે; ચીત્ત અચળ જેનું
કૃષ્ણમાં લાગ્યું, તો સંકટ તેનું સહુ ભાગ્યું—સેવો. ૨૧

અન્ય સાધન શ્રેય આપણું; પણ શ્રીહરિને શું સુખ, સેવામાં આનંદ ઉભયન, માટે ભજનાનંદ તે મુખ્ય; મુખ્ય સેવન તે સુખી પ્રભુ કરવા, લોક વેદના ભય નવ ધરવા; પુજા તે ચાલે શ્રુતિ પ્રમાણુ,સેવા તે જેમાં સ્નેહ બંધાણ—સેવો૦ ૨૩ એકવાર આખા જન્મમાં શ્રીકૃષ્ણ નામ સમરાય; તો દર્શન યમદુતનું, કદી સ્વપ્ને પણ નવ થાય, થાયે જો ભાવસહિત નિત્ય ધ્યાન, તો પછી શું કહું ભાગ્યનું માન; ઉર હરિ નહીં તો તપે શું થાય, જો છે તો કરે કષ્ટ બલાય— સેવો૦ ૨૨ આપ્યું ઉરસ્થળ મુકીને, રમાચરણ સેવા નવ ચુકે, હૃદે રહિત કદા હરિ કરે, પદ આશ્રિત નહીં મુકે; મુકે ના અંધ્રિ છે ભકિત નિવાસ, માટે અવલંબે સહુ દાસ; એ ભકિત છે અતીશે દુર્લભ, પ્રાપ્ત થાયે સર્વ પદ સુલભ—સેવો૦ ૨૫ હરિવ્યાપક લહી સર્વમાં, નવ આંણવો કોઇનો દોષ; મન ક્રમ વચને જેમ બને, તેમ કરવો સહુને સંતોષ; સંતોષે પ્રાણી પ્રભુ પ્રસન્ન, તેથી સુખી પોખે હરિજન; સત્રળે દયા એ પુજા મુખ્ય કેરી, દુઃખીને દુખે તે કૃષ્ણનો વેરી—સેવો૦ ૨૬

એક પણ પ્રણામ શ્રીકૃષ્ણને, જન્મ ધરિ જેણે કીધો; અશ્વમેધ દશ અવભૃથનાં, ફળ ઉપર પગ તેણે દીધો; દીધો પગ શા માટે કહેવાય, યજ્ઞ કરે તોયે જન્મ તો થાય; કૃષ્ણ પ્રણામીને નહિં ફરી દેહ, મુકિતથી અધિ-કતા એહમાં એહ—સેવો૦ ૨૭ નમન કર્યું નંદલાલને, સ્નેહે મન ક્રમ વચને જેણે, ધર્મ સાધન પુર્ણ સહુ કર્યાં, તે નિશ્ચે જાણજો તેણે; તેણે કર્યું હરીપદ અનુકુળ દુઃખ પાપનું ટાળ્યું મુળ; દીનભાવે કર્યું વંદન હરીને, તે જનુની ગર્ભ ન આવે ફરિને—સેવો૦ ૨૮ દાસપણા-માં સૌભાગ્ય છે, પતિ પુરૂષોત્તમ જેને માથે; ધણી છતે વિધવાપણું, બ્રહ્મજ્ઞાનીનાં મન સાથે; મન સાથે માન્યું હુંજ ભુપ, જગત પુજે જાણી રાણીનું રૂપ; પણ પતિ સુખ સ્વપ્ને નહિં એને, એળે એ અથડાયે છે શેને—સેવો૦ ૨૯ દાસપણે જે આનંદ છે, તે નથી મળે જગદીશ; જ્ઞાનીનું સુખ એવું જાણજો; પાધ આશે છેદાવે શીશ; શીશ છેદ્યા પછી મુગટ કયાં ધારે, સહુ મુર્ખકો મનમાં ન વિચારે; જળને શો જળપાનનો સ્વાદ, જંન જુદા રહિ પામે આલ્હાદ—સેવો૦ ૩૦

જીવ બ્રહ્મ થાયે નહીં, થાયે તો બ્રહ્માનંદ કહોને;ભોકતા પણું જો માનશો, તો જીવ ટળ્યો કહો શાને;શાને કહો ત્યારે નથી બ્રહ્મનામી, કયમ બોલો જનક સાયુજ્યતા પામી; બોલે તે બીજો કહેવાય, ઇશ્વર જીવ કદી નવ થાય—સેવો૦ ૩૧ અહો ભાગ્ય ભાગ્ય ધન્ય, વ્રજજન પરમ પવિત્ર; પુરણબ્રહ્મ સનાતન,પરમાનંદ થયા જેના મિત્ર; મિત્ર થઇ સર્વે સુખ દીધું,સર્વ ભાવે કારજ બહુ કીધું; શેષ મહેશ વિધીથી અલભ્ય; તે ફળ શ્રીગોપીજન લભ્ય—સેવો૦ ૩૨ દેહ પ્રાણ ઈંદ્રી અંતઃકરણ, ધર્મ દારા ગૃહ ધન; પુત્ર આપ્ત આત્મા સહસર્વ; સમર્પી જગજીવન, જગજીવન સર્વાત્મા ભાવે, સેવા કરે સદા સહજ સ્વભાવે; તેજ ગમે પ્રભુ જેમ સુખી થાય, આત્મ નિવેદન એ કહેવાય—સેવો૦ ૩૩ સર્વ વસ્તુ છે શ્રીકૃષ્ણની, જેની છે તેને શેં ન સમર્પે; આત્મા સહીત અર્પણ કરી,હરીદાસ થાની શીદ ડરપે; ડરપે છે કાળથી રેહે છે ઉચાટે, તેં પરનું માન્યું પોતાનું માટે; જેથી બંધાયો તે વસ્તુ દે મુકી, તારી ન જાણીશ એ સડ ચુકી—સેવો૦ ૩૪ રૂપ દ્રવ્ય ગુણ

ત્રણ એ, કારણ પ્રીતિ થવાનાં કહાવે; એ ત્રણ વીકાર રહીત સહજ, સ્નેહ તે શ્રીકૃષ્ણને ભાવે; ભાવે એ પ્રેમે વ્હાલો વશ થાએ, તેને મુકી ક્ષણ દુર નવ જાએ; તે જને માન્યું મત એહ, જેમ તેમ થાયે સુખી પ્રભુ તેહ—સેવો૦ ૩૫ પ્રેમ આસકિત વ્યસન એ ત્રણેરૂપ સ્નેહનાં લઇયે; તે ઉપર ચોથી તન્મયતા, તે થકી પર કાંઇએ ન કહીયે; કહીએ પ્રેમનું લક્ષણ એહ, જ્યારે મળે ત્યારે તેનો તે સ્નેહ; વિજોગ થાય ત્યારે તપે તન, ત્યાંનું ત્યાં વળગ્યું રહે મન—સેવો૦ ૩૬ એક વાર પણ આખા દિવસમાં, મળ્યા વિના નવ રહેવાએ; જો ન મળે તો વિકળ થાય, આસકિત એ તો કહે-વાએ; કહેવાયે વ્યસન આવું જ્યારે થાએ, સામા સામી હૃદયાં વીંધાએ; તન્મયતા તે મૃત્યુ સમાન, એ ચારે આવે આપે હરિદાન—સેવો૦ ૩૭ પ્રેમલક્ષણા વળી દશ રૂચિ સ્મૃતિ, અભિલાષા ઉદ્વેગ ચાર; વ્યાધિ પ્રલા-પને ઉન્માદ ત્રણે, આશકતના પ્રકાર; પ્રકાર વ્યસન તણા બે કહીયે, જડતાને વળી મુર્છના લહીએ; તન્મય-તાનું લક્ષણ એક, મૃત્યુ સાદૃશ પણ મર્ણ નહિ છેક—

સેવો૦ ૩૮ જાતી જુઓ તો આહીરની, તેમાં અબળા અધમ અવતાર; વેદાદીક નોતી ભણી, નોતો ઉત્તમ કર્મ અધિકાર; અધીકારવણ એક પ્રેમ પ્રતાપે, કર્યા આધીન શ્રીકૃષ્ણ જે આપે;ગોપીની પદરજ વંદે ઇશ, પ્રેમલક્ષણા ને શાહુને શીષ—સેવો૦ ૩૯ સેવા સંગત હરિ ભકતની, કરે પ્રેમ ભકિત ઉત્પન્ન; તે કરે કૃતારથ એકલી, નવ જોઇએ કોઈ સાધન;જોઇએ નવ અવિદ્યા વીત વાર્ણું, રૂપ પરાક્રમ પવિત્રાચર્ણું;કહેશો જોયા નથી કહો કીએ કામ, તો સુણો પ્રકટ બતાવું નામ—સેવો૦ ૪૦ ધ્રુવજીને કયાં વય હતું, કયાં હતું સદામાને ધન; કુબજાને રૂપ કયાં હતું, ઉગ્રસેનને પુરૂષ તન; પુરૂષાતન નોતું ઉદ્યાગ, ગજને કયાં હુતી વિદ્યાય, પારધિમાં કયાં હતું શુભ આચર્ણું, કેવળ ભકિત પામ્યો ગિરિધર્ણું—સેવો૦ ૪૧ દ્વાદશગુણ સંયુકત છે, દ્વિજ પંડિત સરખો કોય; પદ્મનાભપદથી મુખ્ય છે, તેથી શ્વપચ ભલેરો સોય: શ્વપચ ભલો જો કૃષ્ણ આસકિત; મન કર્મ વચને કરે હરિભકિત, કુળ સહિત શ્રેય પામ્યો તેહ, વિપ્ર કરે ન કરી શુચી દેહ—

સેવો૦ ૪૨ શ્રીકૃષ્ણભકિત અંક છે, બીજા સાધન સર્વે શુન્ય; અંક વિના સહુ અફળ છે. સહશુન્ય શુન્ય દશગુન્ય;દશ ગણો બીંદુ આદે ગણ એક, અંક વિના શું શુન્ય અનેક; ભકિત કરી તેણે સહુ કાંઈ કીધું, ભકિત વિના બીજું કાંઇ સીધું—સેવો૦ ૪૩ નૃગભુપે ગૌદાન કર્યાં કેટલાં, કંઇ ગણતાં ન આવે પાર; એક દીવસ અણુ દોષ પડે કૃકલાસ થયો અવતાર; અવ-તાર અધમ થઇ જગહાંશી, ગૌદાન પુન્ય ગયું કહું નાશી, દાન કર્યાં તોય પામ્યો દુઃખ, શા માટે હતો ભકિત વીમુખ—સેવો૦ ૪૪ પ્રાચીન બહીંશ ભુપતે, જુઓ કીધા યજ્ઞ અપાર; ઉરવી મખાંકીત સહુ કરી, તોય કાંઇ ન દિઠો સાર; સાર મળ્યો એ જે જે પશુ માર્યાં, તે રહ્યા હણવા નારદજી દેખાડયા; ભય દેખી લીધું સુરઋષી શર્ણ,ભકતી કરીને પામ્યો હરી ચર્ણ—સેવો૦ ૪૫ ભકતી તારે ચંડાળને, જેમાં કોય ન શુભ આચર્ણ; શું પછી કહવું તેહનું, ઉદ્ધારે અધમ અન્ય વર્ણ; વર્ણ સર્વ ઉદ્ધારે જગત, નીચ ઊંચ જેની આસકત; એક અંગ ભકતી ભજાય, અચરજ શું

પુણ્ય શ્રેય થાય—સેવો૦ ૪૬ ભકતી નૌકા તારે સર્વને, જે કો શણે આવે શુચી પાપી; અન્ય સાધન દારૂ તુંબીકા, ગ્રહે શબવત તરે કો કદાપી; તરે કદા બચે કામાદી ગ્રહાથી, સામર્થ નહીં અણું તારવા સાથી. વીબુધ વીચારી જુઓ નીજ મન, ભકતિ ભલી કે સાધન અન્ય—સેવો૦ ૪૭ ભકતી મણિ જ્ઞાન દીપ છે, ટાળે ઉભય ખરા અંધકાર; મણી અભય દુતી અચળ છે, દીપકને ભય છે અપાર; અપાર ભય વાયુથી વામે, તેલ પાત્ર બત્તી વણ લય પામે; જ્ઞાન સમય તો અન્ય કુણ માત્ર, નીર્ભય ભકતી સકળ સુખપાત્ર—સેવો૦ ૪૮ ભકત તે ભકતી સ્વરૂપ છે, માટે માયા ના પીડે લેશ;સ્ત્રી થકી સ્ત્રી મ્હોવાય નહીં, મોહ પામે પુરૂષવેશ; પુરૂષ જ્ઞાન વૈરાગ્ય ને યોગ્ય, તેને પીડે અજા રૂપીઓ રોગ;કારણ ભ્રષ્ટ થાએ છે તેહ, ભકતને અચળ હરીસું સ્નેહ—સેવો૦ ૪૯ નીરખે નેત્ર નંદલાલને, શ્રતી કથા રટે મુખ નામ; નાસીકા સુંઘે પ્રેમશું, પ્રસાદી તુળસી પુષ્પ દામ; દામ ગ્રહણ કરે કર હરી સેવા, દોડે ચરણ પ્રભુ દર્શન લેવા;મને ધ્યાન નટવર છબી શ્યામ,સર્વાંગે કરે દંડ પ્રણામ—સેવો૦ ૫૦

ભકતી વીના કેવળ કૃતી કરે, ફળ પરલોક ન થાય; માછીમર પવન ભક્ષી રહે, જુઓ મચ્છ તીર્થ જળ ન્હાય; મીન તીર્થ ભીલ મૃગ વનવાસી, અંધ ગૃહે દંડ કાસદ જાય કાશી; સર્પ દંગત નટ સીપ વેશ, દર્શ તપોધમ ભાવના લેશ—સેવો૦ ૫૧ શ્રીકૃષ્ણ શ્રીગુરૂ ભગવદી, એ ત્રણે એક સ્વરૂપ, ત્રયધારા જ્યમ સુરસારી, તેમાં ભેદ નહીં તદરૂપ; ભેદ નહીં ત્રણ નામજ માત્ર, જોતાં વિચારી એકજ ગાત્ર; સ્નેહ વીવેકે સેવો સરે અર્થ, અવસર અમુલ્ય ખુવો શીદ વ્યર્થ—સેવો૦ ૫૨ સતસંગ સર્વના સાર છે, તેનો મુઢ ન જાણે મર્મ; અદીપ દીપ મળે થયો, દીપ સમતા મળી વણ શ્રમ; શ્રમ વીના શ્રીનાથ મળાવે, કલ્પનું કામ તે પલકે સરાવે; નીચ નીર ગંગા મળતાં ગંગ, એ સમોવડી દીસે સતસંગ—સેવો૦ ૫૩ લવ હરી સંગીની સંગના, સુખની સમતા નહીં કોય; સ્વર્ગ તથા અપવર્ગનું, સુખ પણ સમોવડ નવ હોય; નવ હોય શમતા મોક્ષાનંદ, તો કયાંહાં જન ઇચ્છીત સુખ મંદ; અણુ અનુભવીને આશ્ચર્ય થાય, અનુભવીને

સંદેહ નહી જરાય—સેવો૦ ૫૪ શ્રીગંગાજી હરે પાપને, શશી તાપ હરે ગયે શર્ણ; દારીદ્ર ટાળે સુરતરૂ, મળી ત્રણ કરે ત્રણ હર્ણ; હરણ કરે ત્રણ તે તત્કાળ, મળતાંમાં હરિજન દયાળ; જ્ઞાને તાપ હરે દર્શને દોષ, દૈન્ય ટાળે ઉપજાવી સંતોષ—સેવો૦ ૫૫ યોગ યજ્ઞ જપ તપ વૃતો, બહુ કીધે કાષ્ટા કર્મ; જ્ઞાન ધ્યાન અતિ દાનથી તીર્થ આચરતા ધર્મ; ધર્માધ્યયન વેદ શાસ્ત્ર પુરાણ, કોટી સાધનથી ન પરમ કલ્યાણ; શ્રેય ન થાય ઉપાય અનેક, વિના મહંત પદરજ અભીષેક—સેવો૦ ૫૬ હરિજન તે હરિરૂપ છે, તેને મુર્ખ નીજ સમ જાણે; જેમ શશી સાગરમાં હતો, માન્યો મીને મીન પ્રમાણે; મીન પ્રમાણે થયો નહીં સોમ, મકર રહ્યા જળ તે વશ્યો વ્યોમ; તેમ વૈષ્ણવ વૈકુંઠે જાશે, અધમ તે હ્યાંના હ્યાં અથડાશે—સેવો૦ ૫૭ ચાર વર્ણમાં શ્રેષ્ટ સર્વથી, બ્રહ્મણ વર્ણ વિખ્યાત; તે સહુના પણ કહાવે શીરોમણી, મ્હોટા મુનીવર સાત; તે સાતે કરે ધ્રુવની પરીક્રમા, ધ્રુવ સુત ક્ષત્રી ને તે સુત બ્રહ્મા; વિબુધ વીચાર કરો તમો એહ, ભક્ત મોટા કે બ્રા-

ક્ષણુ દેહ—સેવો૦ ૫૮ બ્રહ્માદિક વ્રજભકતની, પદરજ વંદે ગુણધામ; દુર્વાસા ઋષી દીન થઈ કર્યો અંબરીષને પ્રણામ; કર્યો પ્રણામ જ્યારે અથડાયા, વળી શબરી પદજળ દીજ ન્હાયા; હરીજનથી મ્હોટું નહી કોય, દુભવે તે દુઃખ પામે સત ખોય—સેવો૦ ૫૯ સંત સેવે નારદ થયા, જુઓ દાસીસુત હરીમન; તે સુર ઋષીના સંગથી, સમી વાસના ઉરની અગન; અગન મટી સમજાવ્યા મર્મ, શ્રીભાગવત રચ્યુ છાંડીને કર્મ; કલેશ મટે કરે પ્રભુજન પ્રીત, દુભવેથી શાનું સુકરીત—સેવો૦ ૬૦ યોગી તરે કદા એકલો, હરીજન તારે સહુ સંગી; સીદ્ધ ઉદાસી રહે સદા, હોય સંત સુદર રસરંગી; રંગે રસીક સેવ ગુણ ગાય, પોતે પીયે સુધા સામાને પાય; ભકત સ્નેહથી સહુનુ સરે કામ ધ્યાની સાથે કોઇનો નહિં ઠામ—સેવો૦ ૬૧ સર્વ પ્રાણી ઉપર દયા, આણવો નહિં કોઇનો દોષ;વશ કરવી ઇંદ્રી સહુ, યદ્રેચ્છા લાભ સંતોષ. સંતોષ ધરી વદવી સત્ય વાણી. દૃઢ આશ્રય પ્રભુ દીનતા આણી; દુષ્ટસંગથી રહેવું દુર, વસવું સદા હરીજન હજુર—સેવો૦ ૬૨ દુષ્ટ સંગ તેને જાણીએ, જે ભુલાવે ભગ-

વંત; સ્નેહ કરાવે શ્રીકૃષ્ણ શું. તેને કહીયે સાચા સંત; સંત સાચા તેની સંગત કરીયે. અસમર્પિત અન્યાશ્રયથી ડરીયે; હું હરિને હરી મ્હારા નાથ, એ નીશ્ચે કરવું મન સાથ—સેવો૦ ૬૩ અન્યાશ્રય અસમર્પિત, એ બે મ્હોટા દુરતર રોગ; સર્વ વસ્તુ શ્રીનાથને અરપી, ઉચ્છીષ્ટ કરવો ભોગ; ભોગ કરવો હરીભકતની સંગે, એકજ શ્રીકૃષ્ણ સેવવા રંગે, ૬૯ આશ્રય શ્રીગુરૂદેવનો ધરવો. ગોવત્સપદવત ભવદધી તરવો સેવો૦ ૬૪ ગુણની ઉપર ગુણ કરે, એ તો રીત જગતમાં પ્રકાશ; પણ અવગુણ સામો ગુણ કરે, તે મ્હોટા હરીદાસ; દાસ દોષ સહુના સંતાડે, હોય અલ્પ તે અધીક દેખાડે, સાગર લાંછન વિષ શિવ પીધું, શંશિધર પ્રગટ લલાટે લીધું-સેવો૦ ૬૫ વિશ્વંભર વશ તેહને, જેનું ચિત્ત સદા પ્રભુ પાસ; હીત ઇચ્છે સહુ જગતનું, નવ ધરે કોઇની આશ; આશ ધરે એક શ્રીગોપાળ, વ્યતીત કરે હરી સેવામાં કાળ, એવા ગુરૂનો લઇએ ઉપદેશ ધરીયે સાચો વૈષ્ણવનો વેશ—સેવો૦ ૬૬ ધ્યાન મુળ રૂપ શ્રીગુરૂ પુજન, પુજનનું મુળ ગુરૂ પાએ; મંત્ર મુળ

ગુરૂ વાક્ય છે, મુળ મોક્ષનું ગુરૂ કૃપાએ; ગુરૂ કૃપા વાંછીત ફળ થાય, હરી રૂઠે તો ગુરૂ કરે સહાય; ગુરૂ કોપે કંઈ નહિં ઠેકાણું, અધીક આશ્ચર્યથી કો નવ જાણું-સેવો૦ ૬૭ ક્રોધી ગુરૂતો નૃસિંહજી, કામી હોય તો કૃષ્ણને કહીયે; લોભ દાખે તો વામનજી, પણ હરિ સાચા એમ લહિયે; લહીયે એ પારખે દાખેજો દુષ્કૃત, તોપણ માનિયે તે થકી ગત્ય; જેણે સોંપી આપ્યા જુગદિશ, તેનો ઋણી સદા છે એ શિષ્ય-સેવો૦ ૬૮ ભોજન વ્યસનનિ ચિંતા કરી વૈષ્ણવે ના થાવું ઉદાસ; વિશ્વંભર પુરે વિશ્વને, તે કેમ ભુલે નિજ દાસ; દાસ આશ પુરે સહુ વણ માગે, વણ કહ્યે સાહ્ય કરે અનુરાગે; હરી ભજે કાંઇ નવ રહે ખામી, નથી અજાણ્યા અંતરજામી-સેવો૦ ૬૯ અજબ ગુલમ્હેરી જળ વસે, પક્ષિણી રટે મુખ હરિનામ, ખાન પાન માંટ નવ કરે, છુટે મુખથી સુંદર શ્યામ; શ્યામે વીચારી કર્યું તેહને સુખ, ચરણી ચરવા કર્યા મોરનાં મુખ; પુંછે વદન કર્યું ઊંટનિ ગ્રીવા, શ્રીહરી યુક્તિ કરી જળ પીવા-સેવો૦ ૭૦ અજગરને અનાયાસ હરિ આપે, આહાર આનનમાં લાવી; શકરખોરને

સાકર, સાગર ભેટમાં દેછે મીલાવી; મેળવે ચાતકને જળ સ્વાતી,ગીરીશૃંગ વૃક્ષ પોષે કોઈ ભાતી;ક્રીસ્તને પય કર્યું પોષવા બાળ, તે તુને નહિં ભુલે ભજ ગો-પાળ—સેવો૦ ૭૧ ભકત મનોરથ સર્વે પુરે પ્રભુ, કઠીણ, સરળ, ગુરૂ નાહાના; પુર્યા જેનાં તેહનાં નામ કહું, તું પુછેશ કહાંનાં કહાંનાં; કહાન ગયા કુબજા-પતી થાવા, પારથપત્ની થયા જળ પાવા; પુરી પુત્ર થૈ અદીતીની આશ, પાંડવકાર્ય કર્યા થઇ દાસ—સેવો૦ ૭૨ છડીદાર ઉગ્રસેનના થયા, દ્વારપાળ બળી ભુપ નરસૈયાના બાપનું શ્રાધ્ધ સાર્યું, સેનામાટે નાપીક રૂપ; રૂપ મહાર દામાજી સારૂં, નામાનું છાપરૂં છાયું ચારૂ; વારી વહ્યું ત્રિલોચન ઘેર, મીરાંબાઇનું પીધું ઝેર—સેવો૦ ૭૩ ઇચ્છે રૂડું પ્રભુ જગતનું, કેમ કરે કુડું નિજ દાસ; જે કરશે હરી તે ભલું તાહરૂં, તું ધર દૃઢ વિશ્વાસ; વિશ્વાસ રાખ કલ્પના મુક, સેવા સમરણમાં નવ ચુક; નહી મળે ફરી અવસર આવો. હરિ ભજી લો મનુષાદેહ લ્હાવો—સેવો૦ ૭૪ દુઃખ થાયે હરિ સેવતાં, તે સુધા સમું પરમાણો; વિષય ભોગનું સુખ છે, તે વિષ સરખું સહુ જાણો; જાણો

જેમ ખસ ખણુતાં મીઠી, ક્ષણ પછી આગ ઉઠે અં-
ગીઠી; ઓસડ પીતાં કટુક તર્ત લાગે, રોગ ગયા પછી
આનંદ જાગે-સેવો૦ ૭૫ શ્રીગિરિવરધર સેવતાં,
ભય રાખવો ભુપતિમાન; બાળકસમ વાત્સલ્યતા,
ધરવો સ્નેહ તે જાર સમાન; જાર સમાન પ્રીય પ્રભુ
લાગે, તો દુઃખ જન્મ જન્મનાં ભાગે, પ્રેમ પીયુષ
પીધું તે જાણે, નથી સ્વાદ કોઇ એહ પ્રમાણે—સેવો૦
૭૬ જે પ્રતિકુળ પ્રભુ સેવતાં, તેને તજીયે ના વળ-
ગીયે વ્યર્થ; જનુની જન પતિ પુત્ર ભ્રાત, ગુરૂ
છોડયા જદપિ સમર્થ; સમર્થ તાત તજ્યો પ્રલ્હાદે,
ભરતે માત મુકી હરિસ્વાદે; પતિ ઋષિપત્ની વીભી-
ષણ ભ્રાત, ગુરૂના ગણ્યા બળીએ સાક્ષાત-સેવો૦ ૭૭
દેવ પિતૃ ને મનુષ રણ, ત્યાં લગી માણસને કહેવાય;
જ્યાં લગી સર્વાત્મા એવા,શ્રીકૃષ્ણ શર્ણે ન જાય;શરણ
ગયે સર્વેરૂણ છુટે, ચિત્રગુપ્તનું લેખુ ત્રૂટે; કાળ કર્મનો
ભય ત્હેને, શિર ધણી સમર્થ હરિ જહેને-સેવો૦ ૭૮
કર્તુ અકર્તુ અન્યથા કર્તુ,સમર્થ શ્રીહરિરાય;ના થવાનો
કરે પદાર્થ, થાનારો મટિ જાય; મટી ગયું જો વશિષ્ટે
વિચાર્યું,તેસમે વન જે સમે રાજ ધાર્યું;બ્રહ્માના સુત એ

ત્રિકાળના જ્ઞાની, ઇચ્છાયે વર્તે તેનું પણહાની-સેવો૦ ૭૯ સહસ્ત્ર ભુજાપતી રાખશે, તેને હણશે શું બે ભુજ વાળો; તેજ પુરૂષ જ્યારે મારશે, ત્યારે કોઈ નથી રખવાળો; રખવાળો રીપુ છે નહિં કોઈ, સઘળી વસ્તુ શ્રીકૃષ્ણથી હોઈ;કરતા હરતા એક શ્રીવ્રજરાય, એના કર્યા વિના કાંઈ ન થાય-સેવો૦ ૮૦ કર્યું થાય શ્રી-કૃષ્ણનું, કોથી ઘટે નહિ લવલેશ; તેજ પ્રમાણે સુખ દુઃખ, લાભાલાભનો સંશય લેશ; લેશ રહે નહીં તે સમે શુદ્ધિ જેવું હોનાર તેવી થાય બુદ્ધિ;થાનારતેતો સ્હેજે પણ થાય, કરતા નથી શીદ તું પસ્તાય-સેવો૦ ૮૧ હરી જંત્રી તું જંત્ર છે, તે વાજે વજાડે જેમ; કાષ્ટ પુતળી નૃત્ય કરે, સૂત્રધાર નચાવે તેમ; તેમ વિધિ નિષેધ સહુ હરી હાથે, તું મુર્ખ તાણી લે શીદ માથે; વિચાર જો જીવનું કર્યું હોય, તો દુખી જગતમાં થાય ન કોય-સેવો૦ ૮૨ જેની રચના જોઇને, ઘણો મોહ ઉપજે છે મન; તે કરતામાં કમી શી હશે, તું જોની વિચારી જન; જન થશે પુર્ણ મનોરથ તારો, ધારે શું મોહ્યો તું જો જડનારો, તેને મળે પુર્ણાનંદ થાશે, ભવ વૈભવ તૃષ્ણા ઝટ જાશે-સેવો૦ ૮૩ કરવા પ્રસન્ન

આધ્ય કૃષ્ણને તો, અભિમાન અલગું નાખ; શિઘ્ર દયા કેશાવ તણી, ઇચ્છે તો દીનતા રાખ; રાખ દિનતા એકજ કરીને, કરવા કૃપા મન થાશે હરિને; બોતેર લક્ષ કોટીએ ના કર્યું કામ, દીનતાએ બંધાયા દામ—સેવો૦ ૮૪ શીલાબુદ્ધિ શાલિગ્રામમાં, હરિ સ્વરૂપ તે ધાતુ પ્રમાણે; મનુષ લેખે ગુરૂદેવને, ભક્તિ ભાવ વૈષ્ણવમાં ન આણે; ન આણે મહાપ્રસાદ પ્રતિ અન્ન, હરિ ચર્ણોદક ન પીછે જન; વર્ણાશ્રમ તજે ન લે હરિ નામ, ઇત્યાદીકનાં નર્કમાં ઠામ—સેવો૦ ૮૫ નીગમ ચાર ષટ શાસ્ત્ર, અષ્ટાદશ પુરાણ ચૌદ વિદ્યાય; વ્યાકરણ નવ બત્રીશે લક્ષણ, ભણે ચોસઠે કળાય; કળા રાગ છત્રીસે ગાય, વીશદ કીર્તિ ચક્રવર્તી રાય; પણ નથી ભક્તિ જો નંદકુમાર, તો સહુ ધુળ મળ્યું ધિક્કાર—સેવો૦ ૮૬ શ્રમ કરી સહુ વિદ્યા ભણીયો મહા પંડિત કહાવ્યો જગત; પણ તેનો સાર સમજયો નહિં, ન થયો ભગવતનો ભકત; ભક્તિ વિના શ્રમ એ ફળ સાર, જેમ રાસભ વહે ચંદન ભાર; જેમ અહિ મણિધુતી મેળવે આહાર, તેમ તે ઉદર ભરે ધિક્કાર—સેવો૦ ૮૭ સ્પર્શ મણિના પુર વીશે, રચ્યું

ચીંતામણી મય ધામ; કલ્પવૃક્ષની વાડ ગાય ઘેર કામદુર્ગા જેનું નામ; કામદુર્ગા અક્ષેપાત્ર અતુલ, નવનીધિ અષ્ટમા સિદ્ધિ અનુકુળ; પણ નથી વલ્લભ શ્રીવ્રજનાથ, તો એટલું માગે ઘસવા હાથ સેવો. ૮૮ કૃષ્ણ કીર્તન નહિં કર્ણમાં, તે શ્રવણ રાફડા કહીયે; નીરખ્યા ન જેણે નેત્રભરી, કીકી પીછચાંદલા તે લહિયે, લહીયે દાદુર જીવ્હા હરી નવ બોલે, કર પદ સેવા રહિત શબ તોલે; વૃક્ષ જીવન શ્વાસ ધમણ સમાન, ગ્રામશુકર સમ છે ખાનપાન—સેવો. ૮૯ જગ દર્પણ જોનાર તું, સામું દીસે જેવું તુજ પાસે; દુષ્ટને દુષ્ટ. સાધુને સાધુ, ભવ આ સૃષ્ટિમાં ભાસે; ભાસે તે સહુ નિજમાં છે જાણો, દોષરહિત દુનિયા પરમાણો; એવે વિવેકે જો રહેવાય, રાગદ્વેષ નહિં કોથકી થાય—સેવો. ૯૦ જીવ સર્વ હરિઅંશ છે, ત્હેના વિચિત્ર ભાંત સ્વભાવ; સર્વથી હળીમળી ચાલીયે, એતો છે સંજોગ નદી નાવ; નાવ તરંગ નદી એમ જાણો કોથી બગાડે બે દીવસનો પરોણો; સહુને સદા એક સ્થાન નથી રહેવું કુટક વચન માટે કોઇને ન કહેવું—સેવો. ૯૧ કાંઈ પ્રભુ પાસે ન માગીયે, માગે પસ્તાવો થાય; ઉદાસી આવે નાથને,

વ્યાપાર સરીખું જણાય; દેખાય એવું માટે રખે જાચો, સેવો શ્રીકૃષ્ણ ધરી સ્નેહ સાચો; વણ માગે સહુ આપે એ સ્વામિ, નથી અજાણ્યા અંતરજામી—સેવો. ૯૨ દાસીના સુતના સહુ પિતા, રાણી સુતનો એક રાય; ભકિતઅંશ શ્રીકૃષ્ણ સેવે, ને માયિક સર્વને ધાય; ધાયે તોયે કર સાહે ન કોય, કામ પડે ત્યારે અંતે રોય; આવા ગમનમાં સદા અથડાય, કો કાળે હર વીના ગત્ય ન થાય—સેવો. ૯૩ ન્હાનો પદાર્થ મોટો દેખાડે, ને પાકાને દાખે કાચો; ઉગ્ર હોયે તેને શાંત બતાવે ને જુઠો મનાવે સાચો; સાચો ભાસે એજ માયાનું રૂપ, એણે કીધા વશ રંગ ને ભુપ; એને જીત્યાનો છે એક ઉપાય, સાચું શરણ લો શ્રીવ્રજ-રાય—સેવો. ૯૪ માયા છે ઘંટી ખીલ હરિ, ત્હેમાં જીવ ચરાચર અન્ન; જે પડ્યું તે પીસાય છે, તું જોની પ્રકટ લોચન; લોચન જો એક વચ્ચે છે તેહ, ખીલ સમીપ રહેછે જેહ; જે અણું ત્યાંથી ખસ્યો કણ આઘો, તે તત્કાળ દળાવા લાગ્યો—સેવો. ૯૫ પરવારી સહુ કામથી, કોઇ મૃત્યુ ન પામે જંન; આ કીધું આ કરવું છે, એમ કરતાં આવશે અંત; અંત આવ્યો હરિ

કયારે ગાશે, ચેત ચેત નહીં તો પસ્તાશે, મર્ણું નહિ આવે કાનમાં કહિને, જશે ઓચિંતું અંધારૂં થઇને-સેવો૦ ૯૬ ઉત્તર વચન તે માનવું, પુર્વનું નહિ પરમાણ, છેલ્લું રચ્યું શ્રીભાગવત, સહુ પ્હેલાં રચ્યાં છે પુરાણ; પુરાણ પ્રથક પ્રથક કર્યા વ્યાસે, તોયે રહેતું ઉર ભરિયું ઉદાસે; મર્મ બતાવ્યો નારદ મિત્ર, સુખ થાશે રચો ભકિત ચરિત્ર—સેવો૦ ૯૭ પુષ્ટિપંથ પ્રભુ શ્રીવલ્લભકુળ, જઇયે ત્હેને શરણ, નામ નિવેદન મર્યાદા ધરી, સેવીયે શ્રીગીરીધરણ; શ્રીગિરિધર ગુરૂ વૈષ્ણવ ધ્યાર, ધરી ગતિ કર માર્ગ અનુસાર; મનુષ જન્મનો એ છે સાર; જે માને તે પામે પાર—સેવો૦ ૯૮ મહામંદ મતી જીવ કલિના, સર્વ શાસ્ત્ર કયાં ખોળે; માટે સકળ સિદ્ધાંત સાર, શોધી કીધો છે ટોળે; ટોળે કરાવ્યો પ્રભુ મતિ દિધી નિજ જન જાણીને કરણા કીધી; ભકિતપોષણ ધર્યુ ગ્રંથનું નામ, કથે સુણે સર્વનું કામ—સેવો૦ ૯૯ એકસોને એક ચંદ્રાવળાં, એ ગ્રંથ તણાં. છે સાર; મત ાઃ શુભ સિદ્ધાંત ભર્યું છે, વાંચીને કરજો વિચાર; વિચારતાં વલ્લભ હરી થાશે, સર્વે કલેશ સમુળા જાશે; આચરણ કરતાં આનંદની

હેલી, ભકતી શ્રીકૃષ્ણની કરજો વ્હેલી–સેવો. ૧૦૦
મહાનદી શ્રીનર્મદાતટ, ચંદીપુરીધામ; જ્ઞાતી નાગર સાઠોદરો, ભટ્ટ દયાશંકર નામ; નામ વલ્લભી વૈષ્ણવ-દાસ, ગુરૂ પ્રતાપે ગ્રંથ કર્યો પ્રકાશ; શીખે સાંભળે જે જન ગાય, તેને મનવાંછીત ફળ થાય–સેવો૰ ૧૦૧

# શ્રીમદ્‌ભાગવતના ષોડશ ધોળ

## ધોળ ૧૨૮ મું.

શ્રીવલ્લભજી કરૂં વીનતીરે, મારા પ્રાણ આધાર;
દીન જાણી કરૂણા કરો, પ્રભુ કીજીયે સાર. શ્રીવલ્લભ. ૧
શ્રીવીઠ્ઠલવરને વારણેરે, જાઉં વારૂંવાર;
નિજજનને હિત કારણે રે, દ્વિજકુલ અવતાર. ૨
અનુક્રમ કરીને વર્ણવું રે, શ્રીમદ્દભાગવત રૂપ;
દ્વાદશ અંગ પ્રભુજી તણા, શોભા પરમ અનુપ. ૩
અધિકાર લીલા પ્રથમસ્કંધ છેરે, દક્ષણ ચરણનું ધ્યાન;
વામચરણનું ધ્યાનછેરે, દ્વિતીયસ્કંધ લીલા જ્ઞાન. ૪
સર્ગલીલા તૃતીય સ્કંધ છેરે, હરિની એક બાહુ જેહ;
વિસર્ગલીલા ચતુર્થ સ્કંધ છેરે, બીજી બાહુ તેહ. ૫

સ્થાનલીલા પંચમ સ્કંધ છેરે,પાછલો ભાગ કટી જાણ;
પોષણલીલા ષષ્ટસ્કંધ છેરે, કરીયે ઉદર વખાણ. ૬
ઊતી લીલા સપ્તમસ્કંધ છેરે, વામહસ્ત કેહેવાય;
એક સ્તન અષ્ટમ સ્કંધ છેરે,મન્વંતર લીલા ગાય.૭
નવમસ્કંધ ઇશાનું કથારે, બીજું સ્તન એહ;
દશમ નિરોધલીલા હૃદય છેરે, સમરીએ ધરિ નેહ. ૮
મુક્તિ લીલા એકાદશસ્કંધ છેરે, એનો મસ્તકજાણ;
આશ્રય લીલા દ્વાદશ સ્કંધ છેરે દક્ષિણ હસ્ત વખાણ.૯
વલ્લભદાસ પ્રભુ શોભા નિરખીનેરે, ધરી લીજીયે ચિત્ત
ક્ષણક્ષણ એ ન વિસારીએરે,ગુણગાઇયે નીત્ય.શ્રીવ. ૧૦

---

# प्रथमस्कंधनुं द्वितीय धोळ

## धोळ १२९ मुं.

શ્રીમદ્વલ્લભ ચરણે લાગુંજી,
ગુણ ગાઊં વાણી એવી માગુંજી. ૧
શ્રીવિઠ્ઠલનાથજી પુરોતે આસજી,
જન્મ જન્મની જાણી દાસજી. ૨

અનુક્રમ શ્રીભાગવતનું કહીયેજી,
સ્કંધ તે દ્વાદશ એના લહીયેજી. ૩
અધ્યાય ત્રણુસેને બત્રીસજી,
પ્રાકૃત અધ્યાય મળી ત્રણુસેને પાંત્રીસજી. ૪
શ્લોક અઢાર હજાર પ્રમાણુજી,
પ્રકરણ ત્રેતાળીસ તે એના નિર્માણુજી. ૫
ઓગણીસ અધ્યાય પ્રથમ સ્કંધજી,
ત્રણુ પ્રકરણ કહ્યા તે પદ બંધજી. ૬
હીન પ્રકરણ ત્રણુ અધ્યાય લગીથાએજી,
પેહેલે અધ્યાય શૌનક પ્રશ્ન કેહેવાએજી. ૭
બીજે અધ્યાય સૂત પુરાણીક ઉત્તર દીધાંજી;
ભક્તિયોગને ઉત્કૃષ્ઠ ત્યાં કીધાંજી. ૮
ત્રીજે અધ્યાય કથા અવતાર ચોવીસજી,
બીજું પ્રકરણ મધ્યમ કહ્યું નામી શીશજી. ૯
ચોથે ચિંતા વ્યાસજીને થઈ નારદ આવ્યાજી,
ઉપદેશ કરી પાંચમે સમજાવ્યાજી. ૧૦
ત્રીજીયે શ્રીભાગવતનો પ્રકાશજી,
જેણે થાએ તાપ તીમીરનો નાશજી. ૧૧

છઠે પોતાનું વૃત્તાંત નારદ કહ્યુંજી,
આગલે જન્મ જે સુખ દુઃખ લહ્યુંજી. ૧૨
ત્રીજું પ્રકરણ ઉત્તમ કહ્યું તે જાણોજી,
તેર અધ્યાય લગી એહ વખાણોજી. ૧૩
સાતમે અધ્યાય બાણ અશ્વાત્થામા કેરાજી,
રક્ષા કરી સર્વેને રાખ્યા છે નેરાજી. ૧૪
આઠમે ઉત્તરા ગર્ભ રક્ષા કરી લીધીજી,
કુંતાજીએ પ્રભુજીની સ્તુતિ કીધીજી. ૧૫
ભીષ્મ પીતાએ યુધિષ્ઠિરને ઉપદેશ દીધોજી,
તે સર્વે નવમે અધ્યાયે પરી સીધોજી. ૧૬
દશમે અધ્યાયે યુધિષ્ઠિરને રાજ બેસાર્યાજી,
પછે શ્રીજી પોતે દ્વારકા પધાર્યાજી. ૧૭
એકાદશમે અધ્યાય સગા સહોદર સર્વે મલિયાજી,
માંહો માંહે પરસ્પર ભલિયાજી. ૧૮
ભગવદ્ભક્ત પરીક્ષિત રાએજી,
જન્મ વર્ણન દ્વાદશમે અધ્યાયેજી. ૧૯
ત્રયોદશમે વિદુરજી હસ્તિનાપુર આવ્યાજી,
તીરથયાત્રા કરી સર્વ મન ભાવ્યાજી. ૨૦

ધૃતરાષ્ટ્ર ગાંધારીને લઈ સાથજી,
વિદુરજી ચાલ્યા ઉત્તર પાથજી. ૨૧
ચૌદમે દ્વારકાથી અર્જુન આવ્યા ગેહજી,
મુખ જોઇ યુધિષ્ઠિરે પ્રશ્ન પુછ્યું એહજી. ૨૨
પંદરમે અધ્યાય યાદવ કુળક્ષય કહ્યાજી.
પરીક્ષિતને રાજ્ય આપીને પાંડવ ગયાજી. ૨૩
સોળમે અધ્યાય પરીક્ષિતનું દીગ્વિજય કહ્યોજી,
પૃથ્વી ધર્મ કલિયુગને ત્યાં લહ્યોજી. ૨૪
ધર્મરક્ષા સત્તરમે કીધીજી,
કલીયુગને સ્થાન આપી શિક્ષા દીધીજી. ૨૫
પરીક્ષીતને વીપ્રશ્રાપ થયો તે અઢારેજી,
ઓગણીશમે જઈ બેઠા ગંગા કિનારેજી. ૨૬
સર્વસ્વ રાજને ત્યાગ કીધુંજી,
શુકજીને પુછીને વ્રત લીધુંજી. ૨૭
અધીકાર લીલા તે એહ કેહેવાએજી,
એક રસના કેમ કરીને ગુણ ગાએજી. ૨૮
હરીદાસ પ્રભુ શ્રીગોવર્ધનધારીજી,
શોભા નીરખી નીત્ય પ્રતિ જાઉં વારીજી. ૨૯

# દ્વિતીયસ્કંધનું તૃતીય ધોળ.

## ધોળ ૧૩૦ મું.

જ્ઞાનલીલા દ્વિતીય સ્કંધ છે, અધ્યાય દશાને માંહે;
પ્રકરણ એના ત્રણ છે, તત્વ ધ્યાન પેહેલું ત્યાંહે. ૧

પેહેલા અધ્યાય માંહે કહ્યું, સાક્ષાત યોગ જ્ઞાન;
પોતાના જન કારણે, સ્થુલ રૂપનું ધ્યાન. ૨

સુક્ષ્મ સ્વરૂપનું ધ્યાન છે, તેનો અધ્યાય બીજે;
હૃદય પ્રસાદ પ્રકરણ બીજું, તેનો વર્ણન ત્રીજે. ૩

ઉત્પત્તિ દેવતા સર્વની, તેની ભકિત સકામી;
સર્વ તજી પ્રભુને ભજો, એ છે અંતરયામી. ૪

મનવાંચ્છિત ફલ પુરશે, પુરણ કામ છે એહ;
મંગલાચરણ શુકજીએ કીધાં,ચોથા અધ્યાયમાં તેહ.૫

તેમાં શ્રીજીની સ્તુતિ કરી, તેનો કયાંલગ કહીયે;
ત્રીજું મનન પ્રકરણ છે, તે છે અધ્યાયમાં લહીયે. ૬

એક ઉત્પત્તિ બીજી ઉત્પત્તિ, તેના બેજ પ્રકાર;
પ્રથમ ઉત્પત્તિ પ્રકાર છે, તેનો કીધો ઉચ્ચાર. ૭

નારદજીએ પુછ્યું બ્રહ્માજીએ કહ્યું, પાંચમે કરી માન;
અધ્યાત્મક જ્ઞાન પંચીકરણ, સ્થુલ સુક્ષ્મનું જ્ઞાન. ૮
આઠ સ્વરૂપ વૈરાટના, છઠે અધ્યાયે જાણો;
સર્વ ઉત્પત્તિ પ્રભુથી થઇ, એમ કહી વખાણો. ૯
સાતમે અધ્યાયે શ્રીજીના, વરણવ્યા ચોવીસ અવતાર;
આઠમે અધ્યાયથી જાણીએ, ઉત્પત્તિ પ્રકાર. ૧૦
નારદજીએ બ્રહ્માજીને પુછિયું, તેતો એમાં કહીયે;
પોતાની ઉત્પત્તિ કહી, નવમે અધ્યાયે લહિયે. ૧૧
ચતુઃશ્લોકી શ્રીભાગવતનો, બ્રહ્માએ ઉપદેશ કીધો;
નારદજીએ હૃદયે ધરી, શ્રવણે રસ પીધો. ૧૨
તે ઉપદેશ શુકદેવજીએ. પરીક્ષીતને કહ્યા;
શ્રીભાગવત રસ સાંભળી, કૃતાર્થ થયા. ૧૩
આધિભૌતિક અધ્યાત્મિક, આધીદૈવિક સ્વરૂપ;
દશમે અધ્યાયે વર્ણન કર્યું, કહી તેનું રૂપ. ૧૪
શ્રવણે સુધારસ પીજીયે, હૃદયમાં ધારી;
હરિદાસ પ્રભુ શોભા નિરખયે, શ્રીકુંજવિહારી. ૧૫

# તૃતીયસ્કંધનુ ચતુર્થ ઘોળ.

## ઘોળ ૧૧૧ મું.

સ્વર્ગલીલા તે તૃતીયસ્કંધ કહીયે,
અધ્યાય ત્રેત્રીસ પ્રકરણ છે લહિયે. ૧
પેહેલું અધીકાર પ્રકર્ણ કહ્યું અધ્યાય ચારે,
વિદુરજી તીરથયાત્રા કરી આવ્યા ત્યારે. ૨
વીદુર ઉદ્ધવજી યમુનાતટ મીલીયા સહી,
બીજે અધ્યાય બાલ ચરીત્રની લીલા કહી. ૩
ત્રીજે રાજલીલા ચોથે પ્રભાસ લીલા કેહેવાએ,
પછે ઉદ્ધવજી ઉત્તરપંથ જાએ. ૪
બીજું ગુણાતીત પ્રકરણ અધ્યાય પાંચમેથી જે,
વીદુરમૈત્રેયને પુછ્યું ભગવત માયા તત્વતે. ૫
છઠે માયાનું નીરૂપણ મૈત્રેયજીએ કીધું,
ત્રીજું સગુણ પ્રકરણ અધ્યાય ત્રણમાં પ્રસિધું. ૬
સાતમે ભગવત્ અવતાર કથા પ્રશ્ન પુછ્યા જેહ,
આઠમે મુળપુરૂષથી બ્રહ્માની ઉત્પત્તિ થઈ તેહ. ૭
નવમે અધ્યાયે બ્રહ્માજીએ શ્રીજીની સ્તુતિ કાધીજી,
દર્શન થયા સૃષ્ટિ કરવાની આજ્ઞા દીધીજી. ૮

ચોથું કાલ પ્રકરણ અધ્યાય દશમેથી જાણો,
કાલાત્મક કૈક પ્રકાર પશુ સૃષ્ટિ વખાણો. ૯
પરમાણુ કાલગતી અધ્યાય અગ્યારે,
પાંચમું જીવ પ્રકરણ કહ્યું અધ્યાય બારે. ૧૦
બ્રહ્માજીના અંગથી સૃષ્ટિ થૈ સનકાદિ મરીચ્યાદી જે,
સરસ્વતી સ્વાયંભુ મનુ શતરૂપા તે. ૧૧
તેરમે અધ્યાય વારાહજીનો જન્મ થયો,
ચૌદમે કશ્યપઅદીતી સંવાદ કહ્યો. ૧૨
પંચદશે જયવિજયને સનકાદીકનો શ્રાપ,
સોલમે સનકાદિકને દર્શન દીધાં વૈકુંઠનાથે આપ. ૧૩
સાતરમે હરિણ્યાક્ષ વારાહનો યુદ્ધ થાએ,
અઠારમે અધ્યાય પણ એ લીલા કેહેવાએ. ૧૪
ઓગણીસે હિરણ્યાક્ષ મારીને પૃથ્વી લીધી,
વીસમે યજ્ઞ વારાહજીની સ્તુતી કીધી. ૧૫
છઠું તત્વ પ્રકરણ તેના ભેદ છે બે,
તેર અધ્યાય લગી વર્ણન થાએ ને, ૧૬
એકવીસમે સ્વાયંભુ મનુ આવ્યા,
કર્દમ ઋષીની પ્રાર્થના કરી મન ભાવ્યા. ૧૭

કર્દમઋષી દેવહુતીનો વિવાહ કરી,
બાવીસમે સ્વાયંભુ મનુ આવ્યા ફરી. ૧૮
ત્રેવીસમે કર્દમઋષીએ વીમાન રચ્યું,
યોગાભ્યાસ બળે રત્નમય ખચ્યું. ૧૯
વૈભવ સુખ ભોગ દેવહુતીના કહ્યાં,
નવ કન્યાના ત્યાં જન્મ થયા. ૨૦
કપીલદેવજીનો જન્મ ચોવીસમે કહિયે,
નવકન્યાના વીવાહ તે અધ્યાયમાં લહીયે. ૨૧
પછી કર્દમઋષીયે વન જઈ સાધન કીધાં,
પચીસમે કપીલદેવજી માતાને ઉપદેશ દીધાં. ૨૨
છવીસમે તત્વ સંખ્યા વર્ણન જે,
સત્તાવીસ લગી વરણન થાયે તે. ૨૩
યોગ્ય ધ્યાનમાં જેવા સ્વરૂપનું ધ્યાન કરવું,
અઠ્ઠાવીસમે અધ્યાયમાં તે હૃદય ધરવું. ૨૪
ઓગણત્રીસમે ભક્તીયોગ વરણન કહ્યા,
ત્રીસમે વરણન કર્મવીપાક લહ્યા. ૨૫
એકત્રીશમે અધ્યાયે જીવની અવસ્થા કહી,
ગર્ભથી તે મરણ પર્યંત લહિ. ૨૬

જ્ઞાન ભકતી નિરૂપણ અધ્યાય બત્રીસમે,
દેવહુતી સીદ્ધ પદ પામ્યા તેત્રીસમે. ૨૭
માતા જ્ઞાન ભકતી ઉપદેશ ચીત્ત ધાર્યા,
કપીલદેવજી ઉત્તર પંથ પધાર્યા. ૨૮
તેર અધ્યાયમાં તત્વ પ્રકરણ કહ્યું.
એના બે પ્રકાર છે તે પણ લહ્યું. ૨૯
પેહેલા ચાર અધ્યાયમાં પુરૂષ મુકતી પ્રકાર જાણો,
હરીદાસ પ્રભુ શોભા તે વખાણો. ૩૦

# चतुर्थ स्कंधनु पंचम धोळ.

## ધોળ ૧૩૨ જું.

ચતુર્થ સ્કંધમાં તે વીસર્ગ લીલા કહીરે.
પ્રકરણ ચાર અધ્યાય એકત્રીસમાં સહિરે. ૧
ધર્મ અર્થ કામ મોક્ષ પ્રકરણ ચાર છે રે.
સાત અધ્યાયમાં ધર્મ પ્રકરણનો વીસ્તાર છેરે. ૨
એના અધીકારી તે દક્ષ પ્રજાપતીરે,
પેહેલા અધ્યાયમાં મનુની કન્યાની સંતતીરે. ૩
તેમાં સોમ દત્તાત્રય દુરવાસા જાણીએરે,
નરનારાયણ ઇત્યાદીક વખાણીએરે. ૪

ત્રીશ્વસ્ત્રવાના યજ્ઞમાં દક્ષ પ્રજાપતી આવીયારે,
બીજા અધ્યાયમાં સર્વે આદર કરી બોલાવીયારે. ૫
શીવજી ઉઠયા નહીં તે દક્ષ પ્રજાપતીયે ક્રોધ કીધોરે,
વાકવાદ કરતાં એક બીજાને શ્રાપ દીધોરે. ૬
ત્રીજે દક્ષના યજ્ઞમાં જાવા સીખ માગી સતીરે,
ત્યારે તે સમય ન આજ્ઞા દીધી પતિરે. ૭
ચોથે અધ્યાય આજ્ઞા ઉલ્લંગન કરી સતી ગયાંરે,
દેહ મેલી પર્વતની પુત્રી થયાં રે. ૮
પાંચમે નારદજીએ શિવ આગળ સર્વે વાત કરીરે,
ક્રોધે યજ્ઞનો કીધો વિધ્વંસ વાત હૃદે ધરીરે. ૯
છઠે બ્રહ્માદિક શીવજીની સ્તુતિ કરી ઇહાં રે,
સાતમે દક્ષનો યજ્ઞ સંપૂર્ણ કીધો ત્યાંહાં રે. ૧૦
સર્વે મિલી શીવજીની સ્તુતિ કરી તે જાણીએરે,
બીજું અર્થ પ્રકરણ અધ્યાય પાંચમાં વખાણીએરે. ૧૧
આઠમે અધ્યાયે ઉત્તાનપાદનો વંશ કહ્યોરે,
ધ્રુવજી અપર માને વચને તપ કરવા ગયોરે. ૧૨
નવમે પ્રભુ મળ્યા વરદાન લઇ આવ્યા ઘર ભણીરે,
સર્વેની ધ્રુવજી સાથે પ્રીત બાંધિ ઘણીરે. ૧૩

દશમે ઉત્તમ પામ્યો મત્યુ દુઃખ હૃદય ધર્યાં રે.
ભ્રાતનું વૈર લેવા નિભી [illegible] યુદ્ધ કર્યાં રે. ૧૪

એકાદશમે અધ્યાય સ્વાયંભુ મનુ ત્યાં ગયેયારે,
કરી ધ્રુવજીનું સમાધાન ઘેર બોલાર્વાયાં રે . ૧૫

ધ્રુવજીએ રાજ્ય સંપૂર્ણ કર્યું દ્વાદશમે કહ્યું રે,
પછી પુત્રને સોંપી રાજ્ય અચાચલ પદ લહ્યું રે. ૧૬

ધ્રુવજીની માતા પરમ પદ પામ્યા તેરમાં રે.
ત્રીજું કામ પ્રકરણ કહ્યું અધ્યાય અગ્યારમાં રે. ૧૭

એના અધીકારિ તે પૃથુરાજા સહીરે,
તેના ચરીત્રની કથા એમાં કહીરે. ૧૮

ધ્રુવજીનો વંશ અધ્યાય તેરમે વર્ણન કર્યોરે,
ચઉદમે રાજા વેન બ્રહ્મશ્રાપે મર્યોરે. ૧૯

પંચદશમે પૃથુની જન્મપત્રી વીચારી છેરે,
મહા પરમ ભગવદ્દભકત ચરિત્ર અપાર છેરે. ૨૦

સોલથી પૃથુના ચરીત્ર કહ્યા એકવીસમાં રે,
સનત્કુમારથી આત્મયોગ પામ્યા બાવીસમાં રે. ૨૧

ત્રેવીસમે પૃથુએ દેહ ત્યાગ્યો યોગ સાધીનેરે,
ચોથું મોક્ષ પ્રકરણ કહીયે પ્રભુ આરાધીનેરે. ૨૨

એ તો આઠ અધ્યાયમાં છે તે કહ્યું રે,
તેના ભેદ તે બે એમાં લહ્યું રે. ૨૩
બ્રહ્મ તત્વ દશા ત્રણ અધ્યાયમાં થાય છેરે,
શ્રીકૃષ્ણસાયુજ્ય મુકતી પાંચ અધ્યાયમાં કેહેવાયછેરે.
અનુક્રમ પૂર્વક ઉત્તર જાણજોરે,
ચોવીસમે પૃથુનો વંશ વખાણજો રે. ૨૫
પ્રચેતાને શ્રીમહાદેવજી મલ્યારે,
રૂદ્રગીત વર્ણન કર્યું એવા ઢળ્યારે. ૨૬
પ્રાચીન બર્હિરાજાને નારદ મલ્યા પચીસમેરે,
પુરંજન આખ્યાન કહ્યું છવીસથી અઠ્ઠાવીસમેરે. ૨૭
પુરંજનઆખ્યાનસાંભળીઓગણત્રીસમેદુઃખ વામીયારે
કપીલાશ્રમ જઇ પ્રાચીન બર્હિ સીદ્ધિ પામીયારે. ૨૮
પ્રચેતાને ત્રીસમે પ્રભુ પ્રસન્ન થયા કારજ સીધું રે,
કરજો દશહજાર વર્ષ રાજ એ વરદાન દીધું રે. ૨૯
એકત્રીસમે નારદે પ્રચેતાને ભગવદ વાર્તા કહીરે,
એ કથા સાંભળીહસ્તિનાપુર વિદુરજીઆવ્યાસહીરે.૩૦
વલ્લભદાસ પ્રભુની શોભા ચિત્ત વિચારીએરે,
સદા એહના કીજે ગુણગાન હૃદેમાં ધારીયેરે. ૩૧

# पंचम स्कंधनुं षष्ठ घोळ.

## घोळ १३३ मुं.

( રાગ કાફી. )

પંચમ સ્કંધ અધ્યાય છવીસ કહેવાએ,
સ્થાન લીલાનો વર્ણન થાએ. ૧

ત્રણ પ્રકરણ દેશકાલ સ્વપ્ન કહિએ,
પેહેલું દેશ પ્રકરણ અધ્યાય ત્રણમાં લહીએ. ૨

પ્રિયવ્રતનો વંશ પેહેલા અધ્યાયમાંહે.
સાત સમુદ્ર સાત દ્વીપ કલ્પ્યા ત્યાંહે. ૩

બીજામાં અગ્નીધ્રને નવ પુત્ર કહ્યા,
નવખંડના રાજા થયા. ૪

નાભીરાજાને પુત્રનું વરદાન દીધું,
ત્રીજા અધ્યાયમાંહે પરસીધું. ૫

એકવીસ અધ્યાયનું બીજું કાલ પ્રકરણ જાણો,
ચોથે અધ્યાયે ઋષભ દેવનો જન્મ વખાણો. ૬

ઋષભ દેવને નાભી રાજાએ રાજ દીધું જ્યારે,
પોતે પરમપદ પામ્યા ત્યારે. ૭

ઋષભ દેવના સો પુત્ર તેમાં બ્રાહ્મણ એકાસી,
નવ યોગેશ્વર દશરાજા સુખરાસી. ૮

પાંચમે છઠે ઋષભદેવચરિત્ર લહીએ,
સાતમે ભરતને પુત્ર થયા તે કહીએ. ૯
આઠમે ભરત ચરીત્ર કહ્યા પ્રકાશ,
મૃગસંગથી મૃગ થયા તે પામ્યા નાશ. ૧૦
જડભરથ ચરીત્ર નવમે મુંગા થઇ ચાલ્યા,
દશમે રહુગણે વેઠમાં ઝાલ્યા. ૧૧
ભરતને જ્ઞાન રહુગણે પુછ્યું અગ્યારે,
તેજ કથા કેહેવાએ છે બારે. ૧૨
તેરમે જડભરથ ચરીત્ર કથા કહી,
રહુગણ આત્મ વિદ્યા પામ્યા ચઉદમે સહી. ૧૩
પંચદશમે સુમતીનો વંશ વખાણો,
તેમાં ગયરાજાનો જન્મ તે જાણો. ૧૪
સોલમે ભુગોલનો વર્ણન તે થાએ,
તેમાં જંબુદ્વીપે નવ વર્ષ મેરૂ પ્રભાએ. ૧૫
સતરમે નવખંડમાં સેવ્યસેવક કેહેવાએ,
તે કથા ઓગણીશ અધ્યાય લગી થાએ. ૧૬
વીસમે સપ્તસમુદ્રના પ્રમાણ,
એકવીસમે જોતીષચક્ર કેશ વખાણ. ૧૭

બાવીસ ત્રેવીસ સુધી એ ચરિત્ર કહીએ,
ચોવીસમે રાહુનું પ્રમાણ તે લહીએ. ૧૮
ત્રીજું સ્વપ્ન પ્રકરણ બે અધ્યાયે ભેદ બેહ,
એક જીવાત્મા બીજે પરમાત્મા તેહ. ૧૯
પચીસમે પાતાલ લોક વર્ણન કહ્યા,
નરક વર્ણન છવીસમે થયા, ૨૦
વલ્લભદાસ પ્રભુ ગુણ ગાન કીજે નીત્ય,
શોભા નિરખિ ધરિ લીજીયે ચિત્ત. ૨૧

# षष्ट स्कंधनुं सप्तम घोळ.

## घोळ १३४ मुं.

( રાગ ધન્યાશ્રી. )

ષષ્ઠ સ્કંધ અધ્યાય ઓગણીસમાં,
પોષણલીલા વર્ણન કહી,
નામ ધ્યાનને અર્ચન ત્રણ પ્રકરણ એના છે સહી.૧
અજામેલનું આખ્યાન અધ્યાય પહિલે,
બીજે વિષ્ણુ દુત યમદુત સંવાદ થયો;
મહાદુષ્ટ આચરણ કરનો હતો તે,
પ્રભુનામ પ્રતાપે વૈકુંઠ ગયો. ૨

ત્રીજે ધર્મરાજાએ પોતાના સેવક આગળ,
નામ માહાત્મ્ય કહ્યું હરી;
શ્રવણ કથા કીર્તન નામ સ્મરણ,
કરે ત્યાંહાં રખે જાતા ફરી. ૩

પેહેલું નામપ્રકરણ કહ્યું હવે બીજું,
ધ્યાન પ્રકરણ કેહેવાય છે;
ચોથે અધ્યાયથી વર્ણન એહ તેનો,
ચઉદ લગે થાય છે. ૪

પ્રચેતાનો વંશ કહ્યો છે તે પણ,
ચોથા અધ્યાયમાં જાણીએ, દક્ષનો જન્મ થયો તે;
સર્વ એમાં કહી વખાણિએ. ૫

પ્રભુજી પ્રસન્ન થયા ઘણું, દક્ષે એવું તપ કીધું;
પ્રસન્ન.વદને શ્રીનાથજી,
સંતાન થવાનું વરદાન દીધું. ૬

પાંચમે દક્ષના પુત્ર સર્વે મોક્ષ પામ્યા,
નારદજીએ ઉપદેશ કીધો;
દક્ષને ત્યારે ક્રોધ ચઢયો, નારદજીને શ્રાપ દીધો. ૭

છઠે દક્ષને કન્યા થઈ તે કહ્યું,

પતિસંતતી એમાં વખાણીએ;
સાતમે ઈંદ્ર ગુરૂ બ્રહસ્પતી રિસાણા,
વિશ્વરૂપને ગુરૂ કીધા તે જાણિએ. ૮

આઠમે ઈંદ્રને નારાયણ કવચ દીધું,
નવમે વિશ્વરૂપને માર્યો તે કથા કહી;
વૃત્રાસુરનો જન્મ તેમાં કહ્યો,
દશમે દધિચીના અસ્થિનું વજ્ર કીધું સહી. ૯

એ વજ્ર લઈ ઈંદ્રે યુદ્ધ કીધું, વૃત્રાસુર સાથે ઇહાં;
એકાદશમે પરસ્પરે યુદ્ધમાં,
પ્રસંશા વચન કહ્યા ત્યાંહાં. ૧૦

દ્વાદશમે વૃત્રાસુર મારી ઈંદ્ર જીત્યા,
ત્રયોદશમે બ્રહ્મહત્યા થઈ, ઈંદ્રે જ્યારે યજ્ઞ કીધો,
ત્યારે બ્રહ્મહત્યા ગઈ. ૧૧

પૂર્વ જન્મે વૃત્રાસુર ચિત્ર કેતુ રાજા,
તે કથા ચઉદમે કહી;
નારદજીએ સમાધાન કીધું સહી. ૧૨

સોલમે પુત્ર વચન સાંભળી વૈરાગ્ય ઉપન્યો,
સાધન કીધું પ્રભુમલ્યા ત્યાંહાં;

સતરમે વીમા । બેસી કૈલાસ ગયા,
પારવતીએ શ્રાપ દીધો ત્યાંહાં. ૧૩
ત્રીજું જે અર્ચન પ્રકરણ તે,
અઢારમે અધ્યાયેથી થાય છે;
દીતીને અદીતીના પુત્રનો વંશ,એમાં કેહેવાયછે. ૧૪
મરૂદગણની ઉત્પત્તી થઇ,
ઉગણીસમે પુંસવન વ્રત કર્યું;
હરીદાસ પ્રભુની નિરખિ શોભા,
ગુણ ગાન કરીને હૃદે ધર્યું. ૧૫

## સપ્તમસ્કંધનું અષ્ટમ ઘોળ.

### ઘોળ ૧૧૫ મું.

( રાગ રામકલી. )

સપ્તમ સ્કંધ અધ્યાય પન્નરમાં થાએરે,
એના પ્રકરણ તીન કહેવાએરે. ૧
અસદ્વાસના સદ્વાસના કહીયેરે,
સદસદ્વાસના પ્રકરણ ત્રીજું લહીયેરે. ૨
પેહેલું અસદ્વાસના પાંચ અધ્યાય લગી જાણોરે,
પેહેલે જયવિજયના શાપનું કારણ વખાણોરે. ૩

બીજા અધ્યાયમાં હિરણ્યાક્ષ વધ થયુરે,
માતાને આખ્યાનમાં સમાધાન જ્ઞાન કહ્યુરે. ૪

ત્રીજે ભ્રાત વૈર લેવા નિમીત્તરે,
હિરણ્યકશિપુ તપ કીધું ધરી ચિત્તરે. ૫

બ્રહ્માજીએ આવી વરદાન દીધું રે,
જેજે હિરણ્યકશિપુએ માગીને લીધુરે. ૬

ચોથે હિરણ્યકશપે રાજ કીધું જ્યારેરે,
દેવતા ભાગી ગયા તે વારેરે. ૭

ભગવદ્ ભકત પ્રહ્લાદ પુત્ર થયારે,
પાંચમે અધ્યાયે ભણુવાને ગયારે. ૮

ભણે ભગવત નામ તે સારરે,
બીજું કાંઈ ન કરે ઉચ્ચારરે. ૯

સદાસના પ્રકરણ બીજું કહિયેરે,
તે પણ પાંચ અધ્યાયમાં લહિયેરે. ૧૦

છઠે પ્રહ્લાદજીએ ભણાવી નીશાળરે,
શ્રીહરીનામ જપે સર્વ બાલરે. ૧૧

સાતમે પ્રહ્લાદજીને બાપે પૂછ્યું ત્યારેરે.
તે તમે ચેહ ભણ્યા છો ક્યારેરે. ૧૨

માતાજીને નારદજીએ ઉપદેશ કહ્યોરે,
મેં ગર્ભમાંથી હૃદે ધરી લહ્યોરે. ૧૩
આઠમે પ્રલ્હાદજીને પીતા ક્રોધ કરી વાર્યોરે,
સ્તંભથી પ્રકટી હિરણ્યકશિપુને માર્યોરે.૧૪
દેવતાએ પ્રભુની સ્તુતી કરીરે,
નવમે પ્રલ્હાદજીની સ્તુતિ હૃદે ધરીરે. ૧૫
દશમે ભક્તિ વરદાન સ્તોત્ર દીધું રે,
રાજ બેસાર્યાને સર્વે કારજ સીધુંરે. ૧૬
મયનામ દૈત્ય ત્રિપુર લાવ્યા જેહરે,
બાળીને ભસ્મ કર્યા ત્યાં તેહરે. ૧૭
સદસદ્વાસનાનું પ્રકરણ ત્રીજું થાયરે,
એકાદશમે ચાર વરણ કેહેવાએરે. ૧૮
દ્વાદશમેં બ્રહ્મચારીના કહ્યા ધર્મરે,
વાનપ્રસ્થના કહ્યા સર્વે કર્મરે. ૧૯
તેરમેં યતીના ધર્મ કહિયેરે,
અંજગર પ્રલ્હાદજીનો સંવાદ લહીયેરે. ૨૦
ચઉદમે ગૃહસ્થાશ્રમ ધર્મ થાયરે,
પંચદશમે ત્રિગુણ ધર્મ કહેવાયરે. ૨૧
ઉત્તમ મધ્યમ કનિષ્ટ સર્વ પ્રકારરે,

ઊતી લીલા કહિ તે વિસ્તારરે. ૨૨
વલ્લભદાસ પ્રભુની શોભા નીહારરે,
ગુણ ગાઊં તે વારંવાર રે. ૨૩

## अष्टमस्कंधनुं नवम धोळ.

### धोळ १२६ मुं.

( રાગ ધન્યાશ્રી. )

અષ્ટમ સ્કંધ મન્વંતર લીલા અધ્યાય છે ચોવીસજી,
ચાર પ્રકરણ કહ્યાં છે એનાં તે કહું નામી શીશજી. ૧
તામસ રાજસ સાત્વિક ભક્તિ ચાર પ્રકરણના નામજી,
પેહેલું તામસ પહેલે અધ્યાયથી તેવર્ણવું તજીસર્વકામજી. ૨
સ્વાયંભુમનુ સ્વારોચીષમનુઉત્તમમનુતામસમનુકહ્યાજી,
બીજે અધ્યાય તે ગજેંદ્રને જલમાં ગ્રાહે ગ્રહ્યાજી. ૩
ત્રીજે શ્રીહરીની સ્તુતિ કીધી ગ્રાહથી મુકાવ્યો ગજેંદ્રજી,
ભક્ત હેત પ્રભુ પોતે ધાયા છબીપર વારૂં કોટિચંદ્રજી.૪
ચોથે ગજ ગ્રાહનો પુર્વ જન્મ કહ્યાં મોક્ષ થયા,
હવે સાત્વિક પ્રકરણ કહીએજી;
પાંચમે રૈવતમનુચાક્ષુપમનુ થયા તે કથા સર્વ લહીએજી.૫
દેવતા દૈત્ય ગયા ક્ષીરસાગરે તે સમુદ્રમથન નીમીત્તજી,
સર્વે મળી પ્રભુજીની સ્તુતિ કીધી નિરમળકરીનેચિત્તજી.૬

છઠે પ્રભુ પ્રસન્ન થૈ વરદાન દીધું દેવતા મંદ્રાચળ ગિરી
લેવા આવ્યાજી;
ઉપાડી શકયા નહિતે જોઇ પ્રભુ ગરૂડે ધરિ લાવ્યાજી. ૭
સાતમે કુર્મ અવતાર ધરીને સમુદ્રમથન પછે કીધુંજી,
કરતાં મથન હલાહલ નીસર્યું તે શીવજીને દીધુંજી. ૮
આઠમે રત્ન ચઉદ તે નીસર્યાં દેવ દાનવ યુદ્ધ કર્યુંજી,
દેવતાને પીયુષ પાવાને કાજે મોહની વપુ ધર્યુંજી. ૯
નવમે અમૃત દેવતાને પાયું રાહુનું છેદયું શીશજી,
દૈત્યને અમૃત દેવાને ટાણુંઅંતરધાન થયા જગદીશજી.૧૦
દશમેદૈત્યપરસ્પર વઢિયા એકાદશમેં દેવાસુર સંગ્રામજી,
દ્વાદશમેમોહનીસ્વરૂપતેધરિયુમોહ્યાશીવસહીતકોટીકામજી
ત્રયોદશમેવૈવસ્વતમનુજેનારાજમાંશ્રીવામનજીપ્રકટ થયા
પછી·ભવિષ્ય મન્વંતર આગલ થાશેતેપણસર્વેકહ્યાજી૧૨
સાવર્ણિ મનુદક્ષસાવર્ણિબ્રહ્મસાવર્ણિધર્મસાવર્ણિમનુ કહી
રૂદ્રસાવર્ણિ દેવસાવર્ણ ઈંદ્રસાવર્ણિ સાને લહીએજી. ૧૩
ચૌદમેમન્વાદીમનુના પુત્ર ઈત્યાદિ સર્વેભગવદંશ જાણોજી
હવે નવ લગી પ્રકરણ ત્રીજું રાજસ કહી વખાણોજી.૧૪
પંચદશમે બલીરાજાએ રાજ તે કીધું અશ્વમેધ યજ્ઞ
કીધો જ્યારેજી,

સોલમે વિજ્ઞપ્તિ અદીતીએ કરી પતીની પુત્ર કામના
કાજ ત્યારેજી. ૧૫
પુત્ર થાશે વ્રત કરો કર્યું પતીએ પયોવ્રત વિધિ કહીજી,
અદીતીએ કર્યું પયોવ્રત ત્યારે સર્વે વિધી દ્રઢ લહીજી.૧૬
સપ્તદશે પયોવ્રત કીધે પ્રભુ પ્રસન્ન થયા જાણીજી,
ગર્ભવિષે પ્રભુઆવ્યા ત્યારેબ્રહ્માદીકસ્તુતિવખાણીજી.૧૭
અષ્ટાદશે વામનજી પ્રકટી પધાર્યા બલિરાજા પાસજી,
યજ્ઞશાલામાંસનમાન કરીને અવીલોકયાઅવિનાશજી.૧૮
ઓગણીસમે ત્રણ પદ પૃથ્વી સંકલ્પ કીધા એહજી,
બે પદમાં સ્વર્ગમૃત્યુ સર્વે લીધું વીસમે એક પદની માગી
જગ્યા તેહજી. ૧૯
ત્રીજાપદનું ન રાખ્યું ઠેકાણું પરસ્પર વિવાદવચનથયાંજી,
એકવીસમેબ્રહ્માજીએ સ્વર્ગમાં શ્રીજીનાચરણ લહ્યાંજી.૨૦
અંગુષ્ટદેખીઅભીષેકકીધોગંગાપ્રવાહહવૈપૃથ્વીમાંવહ્યાંજી
બલીરાજાનેવરૂણપાસતેબાંધ્યોતેહપ્રસંગતેમાંકહ્યાંજી.૨૧
બાવીસમે બળી આત્મ નિવેદન સત્યવચન માટે કીધુંજી
શીશ ધર્યો ચરણ પ્રસન્ન થયા રાજસુતળનું દીધુંજી.૨૨
ત્રેવીસમેબળીનેજીતીનેદીધુ દેવતાનેરાજગયુંહતું જેહનુંજી
સર્વ મળી સ્તુતી કરીપ્રભુનીપ્રપુલ્લિતમનથયુંતેહનુંજી.૨૩

ચોથું ભક્તિ પ્રકરણ તે કહીએ ચોવીસમે અધ્યાયજી,
વૈવસ્વતમનુજેનારાજમાંમચ્છાવતારથયોતેકહેવાએજી.
વલ્લભદાસ પ્રભુના ગુણ ગાતાં,તનની તપત બુઝાએજી,
નીત્યપ્રતી એહનીશોભા,નીરખી હૈડું ટાહાડું થાએજી.૨૫

## નવમસ્કંધનું દશમ ધોળ.

### ધોળ ૧૧૭ મું.

નવમ સ્કંધ વર્ણન કરૂં, અધ્યાય ચોવીસ જાણી,
પ્રભુ કૃપાથી ઇશાનું કથા, પ્રકરણ બે વખાણી. ૧
સૂર્યવંશ મર્યાદા પ્રકરણને પેહેલું કહિયે,
ચંદ્રવંશ પુષ્ટિ પ્રકરણ છે તે, સાંભળી સુખ લહીયે.૨
પેહેલા અધ્યાયથી પહેલું, સુર્યવંશ તે કહી વખાણો,
વૈવસ્વતમનુને પુત્ર દશ થયા, ઇક્ષ્વાકુ આદી જાણો.૩
એક કન્યા થઇ તે કહ્યું, હવે બીજે અધ્યાય.
ચાર સુતને સંતાન થયા નહી, તે પણ કહેવાય. ૪
પછી ત્રણ પુત્રનો વંશ થયો, તે એમાં કહીએ,
નભગ નરીષ્યંતને, ધ્રુષ્ટદ્યુમ્નનો લહીયે. ૫
ત્રીજે સર્યાતીનો વંશ કહ્યો, રેવતીકન્યાજન્મ્યા જેમાં,
ચોથે નગનો વંશ છે, રાજા અંબરીષ તેમાં. ૬

ભક્તને દુર્વાસાએ દુઃખ દીધું, પોતે દુઃખપામ્યાત્યારે,
પાંચમેદુર્વાસાસઘળેફરી, આવ્યાઅંબરોષપાસેજ્યારે. ૭

સુદર્શનનું સમાધાન કરીવાળ્યું, ત્યારે સુખ થયું,
છઠે અંબરીશનો વંશ થયો, તે સર્વ કહ્યું. ૮

પછી ઇક્ષ્વાકુનો વંશ કહ્યો, જેના વંશમાં માંધાતા,
તેના વંશમાં મુચકુંદ થયા, તે કહું વીખ્યાતા. ૯

સાતમે માંધાતાનો પુત્ર, કુરૂ કુશનો વંશ જાણો,
તેમાં હરીચંદ્ર રાજા થયા, આઠમે એનોવંશવખાણો.૧૦

તેમાં સગર રાજા થયા, નોમે એનો વંશ તેહ,
તેના વંશમાં ભગીરથ રાજા, ગંગાજીલાવ્યાજેહ. ૧૧

ભગીરથનો વંશ કહ્યો, જેમાં ખટ્વાંગ થયા,
દશમેખટ્વાંગનોવંશથયો, રામાવતાર ચરીત્ર કહ્યાં. ૧૨

એકાદશમેરામજીનુંરાજવર્ણનદ્વાદશમેકુશનોવંશકહીયે;
મર્યાદાપ્રકરણઅધ્યાયબારમાં, પુષ્ટીતેરમેથી લહીયે. ૧૩

ઇક્ષ્વાકુના નીમી તેના વંશમાં, રાજાજનકથયાતેજાણો,
ચઉદમેચંદ્રમાંથીબુધથયા, તેનાપુત્રપુરૂરવાવખાણો. ૧૪

પંચદશમે પુરૂરવાના વંશમાં, શ્રીપરશુરામજી થયા,
સોલમે પરશુરામ ચરીત્રને, વીશ્વામીત્ર જન્મ કહ્યા. ૧૫

સપ્તદશામે પુરૂરવાના પુત્ર મ્હોટા, વંશ નહુષનો એમાં,
રાજા યયાતીનોવંશ કહ્યો, અધ્યાય અઢારમો તેમાં. ૧૬
ઓગણિસમે યયાતી પરમગતિ પામ્યા,
વીશમેપુરૂશનાવંશકહિયે,એકવીસમે દુષ્યંતનેપુત્રભરત
તેનો વંશ લહિયે.    ૧૭
રંતીદેવનો જન્મ થયો, ગંર્ગાચાર્ય વંશ કહ્યા,
રાજા પાંચાલના કૃપાચાર્યને, દ્રોણાચાર્ય કહિલહ્યા. ૧૮
બાવીસમે દ્રુપદ કહ્યા, પછી અજમીરનો વંશ જાણો,
તેમાં જરાસંધ થયા, પછી શંતનુનોવંશવખાણો. ૧૯
પાંડવ કૌરવનો વંશ કહિ, પછી જરાસંધવંશ કહિયે,
ત્રેવિસમે બાકી યયાતીના, ચાર પુત્રનો વંશલહિયે. ૨૦
તેમાં યદુવંશ થયો, મેધાવિ ઋષિ જેમાં,
ચોવીસમે જાદવનો વંશને, અક્રૂરનો વંશ તેમાં. ૨૧
ઉગ્રસેનને.દેવકનો, તે કહ્યો વંશ,
એમાં એહ વર્ણન થયો, જેમાં જન્મ્યો કંસ.    ૨૨
શુરસેનનો વંશ, જેના સુત વસુદેવ,
તેનાસુતપ્રકટયા, શ્રીકૃષ્ણચંદ્રજી. નિત્યકીજીયે સેવ. ૨૩
વલ્લભદાસ પ્રભુ ગુણ ગાઇને, ચિત્તમાં ધરી લીજે,
નિત્ય પ્રતિ શોભા નિરખિને, નયને રસ પીજે.    ૨૪

## दशम स्कंधनुं एकादश धोळ.

### धोळ ११८ मुं.

શ્રીલક્ષ્મણસુત ગુણ ગાઇયે, શ્રીવલ્લભ પરમ ઉદાર,
શ્રીવિઠ્ઠલ વરને સમરિયે, દ્વિજકુલ ધર્યો અવતાર. ૧

એહના પદ્મ વંદન કરી, માગું તે વાણી સાર,
દશમ સ્કંધ હૃદે ધરી, અનુક્રમ કરૂં ઉચ્ચાર. ૨

અધ્યાય સત્યાસી એહના, ત્રણ મતાંતરના કેહેવાય,
સર્વ મલી કેહેવાય છે, નેવું તે અધ્યાય. ૩

નીરોધલીલા નિરૂપણ છે, પ્રકરણ પાંચ તે જાણી,
જન્મ તામસ રાજસ સાત્વિક,ગુણ પ્રકરણ વખાણી.૪

જન્મ પ્રકરણ પેહેલું પેહેલે અધ્યાયથી,
ને ચાર અધ્યાય લગી એહ;
રાજાએપ્રશ્નપુછ્યુંજ્યારે,શ્રીશુકદેવજીએઉત્તરદીધાતેહ;
શ્રીવસુદેવજીને શ્રીદેવકીજીપરણ્યા,કંસરાયેકરીપ્રીત,
શ્રીસંકર્ષણ ગર્ભમાં પધાર્યા તે કહ્યું,
પછી પ્રભુ પધાર્યા ગર્ભ માંહે;
ત્યારે સર્વ દેવતા મલી, સ્તુતિ કીધી જઇ ત્યાંહે. ૭

ત્રીજે શ્રીકૃષ્ણજી જન્મિયા, મથુરામાં કારાગ્રહે,
શ્રીવસુદેવજીએ શ્રીદેવકીજીએ સ્તુતિ કરીછે તેહ. ૮
પુત્ર લઇ શ્રીગોકુલ પધરાવ્યા, શ્રીજશોદાજીને અંક;
કન્યા લેઇને આવીયા, મનમાં તે થયો શંક. ૯
ચોથે માયા ઉડી ગઇ આકાશે, કંસને થયો પશ્ચાત્તાપ,
ત્યારે બ્હેનનું સમાધાન કીધું, જોઈને સંતાપ. ૧૦
દૈતને તેડીને એમ કહ્યું, મારોને દુઃખ દેઓ એહ,
બીજું તામસ પ્રકરણ છે, અઠાવીસ અધ્યાયમાંતેહ.૧૧
એના તે ભેદ ચાર પ્રકારના,પ્રમાણ પ્રમેય કેહેવાએ,
સાધન ફળ એ ચાર છે, પ્રમાણ પેહેલું થાએ. ૧૨
પાંચમે શ્રીજીનો જન્મ ઉત્સવ, વ્રજફુલ્યું અંગનમાય,
પછી કંસને કર દઈ, ઘેર આવિયા નંદરાય. ૧૩
છઠે પૂતના મોક્ષ, સાતમે શંકટ ભંજન જાણ,
તૃણાવર્ત મર્દન વિશ્વરૂપ દર્શન,લીલા એહ વખાણ.૧૪
આઠમે ગર્ગાચાર્યે નામકરણ કીધા,
ચોરી લીલા ને મૃત્તિકા ભક્ષ;
વિશ્વરૂપ દર્શન ફરી દેખાડ્યું, જનનીને પ્રત્યક્ષ. ૧૫
નવમે ઉલુખલ બંધન દશમે યમલાર્જુન ભંજન,

નલકુબરમણિગ્રીવનો ઉદ્ધાર,એકાદશમેનંદગામ લીલા,
વત્સાસુર બકાસુર વધ તે પ્રકાર. ૧૬
પક્ષાંતર કલ્પ ભેદના, ત્રણઅધ્યાયમાં વિરૂદ્ધવાકયજેહ,
દ્વાદશમે અઘાસુર વધ કર્યો, ત્રયોદશેગ્વાલમંડળીતેહ.૧૭
ભોજન શિલામાં બેસી ભોજન કીધાં,
બ્રહ્માજીએ હર્યા વત્સબાલ;
ચોદમે પ્રભુ લીલા જોઇ,બ્રહ્માએ સ્તુતી કરી તતકાલ.૧૮
બીજું પ્રમેય પ્રકરણ છે, તેના તે સાત અધ્યાય,
દ્વાદશે વનક્રીડા કરિ, પ્રભુજીએ ચરાવી ગાય. ૧૯
ત્યાં ધેનુકાસુરનો વધ કરિ, વિષ જલથી રાખ્યા સર્વ,
ત્રયોદશે કાલી મર્દન કીધું,વિષ દુરકરીનિવાર્યા ગર્વ.૨૦
ચઉદમે કાલી રહ્યા જ્યાં, તેનો તે કહ્યો પ્રકાર,
દાવાનળનું પાન કીધું, સર્વની કરી સાર. ૨૧
પંચદશે બાળલીલા કરિ, પ્રભુ ફીરી ચરાવી ગાય,
ગ્રીષ્મઋતુ વર્ણન કરી, પછી પ્રલંબવધ કેહેવાય. ૨૨
સોલમે દાવાગ્નિ પાન કર્યું, વનથી પધાર્યા ગેહ,
સતરમે વર્ષાઋતુ વર્ણન, શરદ ઋતુ વર્ણન તેહ. ૨૩
અષ્ટાદશે વેણુ ગીત પછી, ૩જું સાધન પ્રકરણ કેહેવાય,
ચિત્તે ધરીને સાંભલો. તેના તે સાત અધ્યાય. ૨૪

ઓગણીસમે હેમંતઋતુ, કર્યું કાત્યાયની વ્રત તે જાણ,
વ્રજભક્તને વરદાન દીધું, લીલા એહ વખાણ. ૨૫
વીસમે ઋષિપત્નીનું અન્ન આરોગ્યા,
એકવીસમે ઇંદ્રનો મેટયો યજ્ઞ;
ભોગધરાવ્યોશ્રીગિરિરાજને,પ્રભુજીએકરિઅનુરાગરે૨૬
અન્યાશ્રય દુર કરાવી, પોતાનો આશ્રય કરાવ્યો નાથ,
બાવીસમે ઇંદ્રકોપ વૃષ્ટિથી, રાખ્યો વ્રજ સર્વ સાથ.૨૭
ત્રેવીસમે એવું પ્રાક્રમ જોઇ સર્વને,આશ્ચર્યજ્ઞાનપૂર્વકથાય,
ચોવીસમેઇંદ્રસ્તુતિઅભિષેક,ગોવિંદનામધર્યુંકેહેવાય ૨૮
પચીસમે શ્રીનંદરાયજીનેવરૂણપાસથી,મુકાવ્યાવ્રજઇશ,
વ્રજભક્તબ્રહ્મહૃદયમાં, નિજધામ દેખાડયું જગદીશ.૨૯
ફલ પ્રકરણ તે કહ્યું ચોથું, સાત અધ્યાયમાં તેહ,
છવીસમે વેણુનાદ કરી, વ્રજભકતને તેડાવ્યા એહ.૩૦
રાસલીલા આરંભ કરી, અંતરધ્યાન થયા તે વખાણી,
સત્તાવીસમે વ્રજભકત લીલા સ્મરણ કરી,
દ્રુમને સુધિ પુછતાં ફર્યાં જાણિ. ૩૧
અઠ્ઠાવિસમે વ્રજભકત મલી સર્વે કર્યું ગોપિકા ગીતગાન,
ઓગણતીસમે દીન થઇ રૂદન કીધું:
તતકાલ પધાર્યા ભગવાન. ૩૨

ત્રીસમે રાસ રમણ કરી સુખ દિધું,વ્રજભક્તને નાથ,
એકત્રીસમે નંદરાયને સર્પદંશથી,
મુકાવ્યા તે દીઠું સર્વ સાથ. ૩૩
બલભદ્રજીનોરાસવર્ણવ્યો, તેમાંશંખચુડનોવધકેહેવાએ
બત્રીસમેદીવસતાપદુરકરવા,વ્રજભક્તયુગલગીતગાએ
ગુણગાન નિશદીન કરૂં, પ્રભુએ સદા મન આસ,
વલ્લભદાસપ્રભુશોભાનિરખી,માગેચરણરજમાંવાસ. ૩૫

# દશમ સ્કંધનું દ્વાદશ ધોળ.

## ધોળ ૧૩૧ મું.

ત્રીજું પ્રકરણ તેનો રાજસ જાણો,
અધ્યાય અઠ્ઠાવીસ માંહે વખાણો. ૧
તેના પણ ભેદ છે ચાર;
પ્રમાણ પ્રમેય સાધનફલ નિરધાર. ૨
તેમાં પેહેલું પ્રમાણ પ્રકરણ કેહેવાયરે,
તેના જાણિયે સાત અધ્યાયરે. ૩
તેત્રીસમે વૃષભાસુર વધ કહિયેરે,
નારદે કંસને ઉપદેશ કર્યો તે લહિયેરે. ૪

ચોત્રીસમે કેશી દૈત્ય વધ જાણીરે;
નારદે નંદઘર ભવિષ્ય વાર્તા વખાણીરે. ૫

તેના પછી વ્યોમાસુર વધ થયો તેહરે,
પાંત્રીસમે વ્રજ અક્રૂર કંસે મોકલ્યા એહરે. ૬

પછી શ્રીકૃષ્ણ કુશળ પ્રશ્ન પુછયા જ્યારે;
છત્રીસમે શ્રીકૃષ્ણ અક્રૂર સાથે મથુરાપધાર્યાત્યારે.

સ્નાનસમે મારગમાં દર્શન દીધુંરે,
અક્રૂરે સાડત્રીસમે સ્તુતી કરી સુખ લીધુંરે. ૮

અડત્રીસમે મથુરામાં કીધું પ્રવેશરે;
રજક માર્યો સુંદર ધર્યો વેષરે. ૯

વાયકને દીધી પ્રભુ મુકિતરે;
દીધી માલા સુદામાને ભકિતરે. ૧૦

ઓગણચાલીસમે કુબ્જાને દીધું સ્વરૂપરે;
ધનુષ ભંજન સાંભલ્યું કંસ ભુપરે. ૧૧

કંસને દુઃખસ્વપ્ન થાયે છે ભારીરે;
રંગમંડપમાં પધાર્યા ગિરિધારીરે. ૧૨

સાત અધ્યાયમાં પ્રમેય પ્રકરણ ગાએરે;
ચાલીસમે કુવલયાપીડ વધ કેહેવાએરે. ૧૩

રંગમંડપમાં પ્રભુ પધાર્યા જ્યારેરે;
જેને જેવો ભાવ તેવાં દર્શન થયાં ત્યારેરે. ૧૪
પરસ્પર મળી મહાત્મ્ય વખાણેરે;
એકતાલીસમે મલ્લયુદ્ધ થયું તે ટાણેરે. ૧૫
કંસ મામાને મારીને રોળ્યારે;
માતા પિતાના બંધન ખોલ્યારે. ૧૬
માતાપિતાનું સમાધાન બેતાલીસમે કીધુંરે;
ઉગ્રસેનને રાજ તે દીધુંરે. ૧૭
નંદાદિકને વ્રજ મોકલ્યા નાથેરે;
વસુદેવને ગૌદાન દેવરાવ્યા હાથેરે. ૧૮
જન્મસમે સંકલ્પ કીધો હતો જેહ રે;
પ્રભુજીએ ગાય દેવરાવી તેહ રે. ૧૯
અવંતિકા ગયા વિદ્યા ભણવા કાજેરે;
ગુરૂપુત્ર આણી આપ્યો મહારાજેરે. ૨૦
ત્રેતાલીસે ઉદ્ધવ શ્રીવ્રજ આવ્યારે;
કુશલ વાર્તા કહી નંદ મન ભાવ્યારે. ૨૧
પ્રીતે વ્રજજનને ઉદ્ધવજી મળ્યા સહીરે;
ચુમાલીસમે જ્ઞાન ઉપદેશ વાર્તા કહીરે. ૨૨
વચન આસક્તિનાં કહ્યાં વ્રજજનરે;

શુદ્ધ સત્વ ઉપન્યું ઉદ્ધવ મનરે. ૨૧
દૃષ્ટાંત ભ્રમરનું હરિને કહ્યું રે;
તે સર્વે ભ્રમરગીતમાં લહ્યુંરે. ૨૪
પીસ્તાલીસમે કુબ્જા ઘેર પધાર્યા હરિ રે;
ત્યાંથી ફર્યા મનોરથ પુરો કર્યોરે. ૨૫
અક્રૂર પાંડવની સુધ લેવા ગયા તેહરે;
છેતાલીસમે હસ્તિનાપુર આવ્યા અક્રૂર એહરે.
સર્વને મલ્યાને સુધિ લીધીરે;
કુંતાજીએ દુઃખની વાર્તા કીધીરે. ૨૭
આવી સર્વ પ્રભુજીને કહ્યું રે;
પૂર્વાર્ધ સંપૂર્ણ ત્યારે થયુ રે. ૨૮
વલ્લભદાસ પ્રભુના ગુણ ગાઊં રે;
શોભા નિરખિ ફુલી અંગ ન સમાઉં રે.

# दशमस्कंधनुं त्रयोदश धोळ.

## ધોળ ૧૪૦ મું.

સાધન પ્રકરણ અધ્યાય સાતનું તે ઉત્તરાર્ધમાં થાય છે,
સડતાલીસમે અધ્યાયે જરાસંધનું યુદ્ધ થયું તે સતરે
વાર કેહેવાય છે. ૧

અઢારમી વાર યુદ્ધને વળી આવ્યો ત્યારે કાલયવન
આવ્યો ઈહાં,
દ્વારકા સમુદ્રમાં પ્રભુ વસાવી સર્વેને મોકલ્યા ત્યાં. ૨
પછી પોતે પધાર્યા ત્યાં થકી મુલકંદની ગુફામાં હરિ,
અડતાલીસમે કાલયવનને ભસ્મ કીધો મુચકંદને વર
દીધો એણે સ્તુતિ કરી. ૩
ઓગણપચાસમે મુચકંદ બદ્રિકાશ્રમ ગયા બલદેવજી
રેવતિજી પરણ્યા તે જાણિએ,
રૂકમિણિનો સંદેશો શ્રીકૃષ્ણને પહોંચ્યોપચાસમેરૂકમિણી
હરણ વખાણિએ. ૪
એકાવનમે યુદ્ધમાં શ્રીબલદેવજી જીત્યાહાર્યાતેરાજાસર્વરે,
રૂકમિયાની મુછને મસ્તકમુંડ્યા શ્રીકૃષ્ણે બાંધ્યોનિવારિ
ગર્વરે. ૫
ત્યાંથીશ્રીપ્રભુજીશ્રીદ્વારકાપધાર્યાવિધિપુર્વક વિવાહ કર્યા,
બાવનમે પ્રદ્યુમ્નજી પુત્ર પ્રકટ્યા શંબરદૈતે તે હર્યા. ૬
યુદ્ધ કરી શંબર દૈત્યને મારી રાણી રતી લૈ ઘેર આવિયા,
ત્યારેસર્વજનજોવા મળ્યું શ્રીરૂકમિણી મન ભાવિયા. ૭
ત્રેપનમે મણિ પ્રસંગમાં જાંબુવતી સતભામા બે વર્યા
ફલપ્રકરણ અધ્યાય સાતમાં, ચોપનથી વર્ણન કર્યા. ૮

પ્રભુ પાંડવની શુદ્ધ લેવા પધાર્યા ત્યાં સાંભળ્યું જે
સત્રાજીત માર્યો સહી,
શતધન્વાને મારીને મણિ તે લીધી સત્યભામાને પુત્રે
સવ વાત કહિ. ૯
સત્યભામાનેઆગ્રહેશ્રીકૃષ્ણ પધાર્યા શતધન્વાને
માર્યો મણિ મળ્યો નહીં,
અપવાદ થયો અક્રૂરને તેડાવ્યા અપવાદ ગયો મણિ
આવ્યો તહીં. ૧૦
પંચાવનમે ઇંદ્રપ્રસ્થ પધાર્યા શ્રીકાલિંદિજી પર્ણ્યા તે કહ્યું
ખાંડવ વનનો દાહ કીધો મિત્રવિંદાને પર્ણ્યાતે લહ્યું.૧૧
સત્યાભદ્રાનેલક્ષ્મણાપર્ણ્યા છપનમે ભૌમ માર્યો તે હરી,
સોલ સહસ્ર કન્યા રોકી હતી તે સર્વ શ્રીપ્રભુજીને વરી.૧૨
સત્તાવનમે હાસ્યયુકતના વચન તે તો રૂકિમણિને કહ્યા
પ્રતિઉત્તર ફરિ દીધા તેના તે તો સર્વ એ માંહિ લહ્યા.૧૩
અઠ્ઠાવનમે સર્વ સ્ત્રીને પુત્ર દશ દશ થયા છે તે જાણિયે,
પટરાણી જે મુખ્ય આઠ તેના પુત્રના નામ વખાણિએ.૧૪
પ્રદ્યુમ્ન પુત્ર શ્રીરૂકિમણીજીના તેના સુત અનીરૂદ્ધ છે,
મામાની કન્યા પરણી લાવ્યા ત્યાં તે કીધું યુદ્ધ છે. ૧૫
ઓગણસાઠમે શ્રીઅનિરૂદ્ધને ચીત્રલેખાએ હર્યા,

શોણિતપુરમાં બાણાસુરની કન્યા સ્વપ્નાંતરમાંહે વર્યા.
ત્યાં ઉષા હરણ કારણે પધાર્યા બાંધીયા નાગપાશ છે,
સાઠમે બાણાસુરનો સંગ્રામ થયો અનિરૂદ્ધ પરણ્યા પુરી અશાહે
અનિરૂદ્ધજી પરણી પધાર્યા ગુણગાન કરી ચીત ધારીએ,
વલ્લભદાસ પ્રભુ શોભા નિરખીને તનમનધન સવ વારીએ.

---

# દશમ સ્કંધનું ચતુર્દશ ઘોળ.

## ઘોળ ૧૪૧ મું.

ચોથું પ્રકરણ સાત્વિક એકવીસ અધ્યાયજી,
સાત અધ્યાયમાં પ્રમેય પ્રકરણ પેહેલું થાયજી. ૧
એકસઠમે કુપમાંથી કૃકલાસનો ઉદ્ધાર કીધોજી,
તેના પુર્વજન્મ વૃત્તાંત પ્રસિદ્ધોજી. ૨
બ્રહ્મ અંશ કઠિણ ઘણું તે લહિએજી,
બાસઠે બલદેવજી વ્રજ પધાર્યા તે કહિએજી. ૩
સર્વને મલી રાસ રમણ સુખ દિધુંજી,
શ્રીજમુનાજીનું આકર્ષણ કીધુંજી. ૪
ત્રેસઠે પૌંડ્રક કાશીનો રાજા જેહજી,
તેનો પુત્ર સુદક્ષણ વધ થયો તેહજી. ૫

કાશીને ભસ્મ કરી છે જ્યારેજી,
ચોસઠે બલદેવજી કપિ દ્વિવિદ મારયો ત્યારેજી. ૬

પાંસઠે દુર્યોધનની કન્યા લક્ષ્મણા જાણોજી,
જાંબુવતીના પુત્ર સાંબ પરણ્યા તે વખાણોજી. ૭

બલદેવજીથી વિવાહ થયો તે કહિએજી,
ત્યારે હસ્તિનાપુર વાંકું કર્યું તે લહીએજી. ૮

છાસઠે નારદજી પધાર્યા શ્રીકૃષ્ણ ગેહજી,
ગ્રહસ્થાશ્રમ જોતાં થાકયાં તેહજી. ૯

સોલ સહસ્ર ઘર ફરીને જાયજી,
ગૃહ ગૃહ પ્રતિ નૌતમ લીલા થાયજી. ૧૦

સડસઠે પ્રભુજીની આન્હિક વિધી કહીજી,
જેમ કરતા તેમ કહ્યું પ્રસિદ્ધ લહીજી. ૧૧

નારદજીએ આવીને કહ્યું એહજી,
પાંડવને રાજસુય મનોરથ થયો તેહજી. ૧૨

સાધન પ્રકરણના અધ્યાય સાતજી,
અડસઠ પ્રભુજીને ઉદ્ધવજીએ કીધી વાતજી. ૧૩

દુત અને નારદે કહ્યું તે ચિત્ત ધરીજી,
પાંડવ પાસે ઈંદ્રપ્રસ્થ પધાર્યા શ્રીહરીજી. ૧૪

ઓગનોતેરે રાજસુય યજ્ઞ નિમીત્ત દિશાઓ જીતીજી,
જરાસંધ મારી પુત્ર રાજ બેસાર્યો કરી પ્રીતીજી. ૧૫
બંધથી રાજા સર્વ મુકાવ્યાજી,
સિતેરમે વસ્ત્રભુષણ ભોજન કરાવ્યાજી. ૧૬
અભયદાન દઇ ઇંદ્રપ્રસ્થ પધાર્યા નાથજી.
ઇકોતેરમે યજ્ઞમાં શિશુપાળ વધ કરી રાખ્યો
ચરણ સાથજી. ૧૭
બોહોતેરમે દુર્યોધન માનભંગ કારણ કહ્યુંજી,
ત્રોતેરમે શાલ્વ પ્રદ્યુમ્નજીનો યુદ્ધ દારૂણ થયુંજી. ૧૮
ચમોતેરમે શાલ્વ માર્યો કરિ ગદા પ્રહારજી,
હવે સાત અધ્યાયમાં ફલ પ્રકરણ પ્રકારજી. ૧૯
પંચોતેરમે વીદુરથ અને દંતવક્ર માર્યાજી,
પછી પ્રભુ મહાભારત યુદ્ધમાં પધાર્યાજી. ૨૦
છોતેરમે બલદેવજી તીર્થયાત્રા કરી આવ્યા તે કહ્યુંજી,
મહાભારત યુદ્ધ ત્યારે પૂરણ થયુંજી. ૨૧
સતોતેરમેસુદામાસ્ત્રીનીઆજ્ઞાથીદ્વારકાલા’વાલીધોજી
અઠોતેરમે પ્રભુ પ્રસન્ન થઇ વૈભવ સુદામાને દીધોજી
ઓગણ્યાસીએસુર્યગ્રહણજાણીકુરૂક્ષેત્રે પધાર્યાએહજી
સ્વજનમલ્યાકુશળપુછ્યાસમાધાન કીધાતેહજી.૨૩

એંશીએ પાંડવને મલી કુશળ વાર્તા કીધીજી,
પટરાણીસર્વેનેદ્રુપદીએ પાણીગ્રહણ વાર્તાપુછીલીધીજી૨૪
એકાશીમે ઋષિમુની પુજા કરી પ્રભુ મન ભાવ્યાજી,
વસુદેવને નારદ પાસે જ્ઞાન ઉપદેશ કરાવ્યાજી. ૨૫
યજ્ઞ કરાવી વીદાય સર્વેને કરીજી,
પછી પોતે દ્વારકા પધાર્યા શ્રીહરીજી. ૨૬
ગુણ પ્રકરણ પાંચમું અધ્યાયમાં છે એહજી,
બ્યાશીમે દેવકીજીના પુત્ર લાવ્યા તેહજી. ૨૭
કંસે છ પુત્ર માર્યા તે જાણીજી,
પાતાલમાં જઇ બલીરાજા પાસેથીઆપ્યાઆણીજી. ૨૮
સ્તનપાન્ કરી પુત્ર સ્વર્ગ પધાર્યા તેહજી,
દેવકીજી માતાના મોહ નિવાર્યા એહજી. ૨૯
ત્યાશીમે સુભદ્રાનું હરણ તે અર્જુને કીધુંજી,
પ્રભુ શ્રુતદેવ જનક ઘેર પધારી સુખ દીધુંજી. ૩૦
ચોરાશીમે સર્વ ઋષિ મલી પરીક્ષા કરીજી,
બ્રહ્મા વીષ્ણુ દેવ તેમાં મ્હોટા શ્રીહરીજી. ૩૧
નિશ્ચે કરી એહ ઠરાવ્યું સહીજી,
વેદ સ્તુતિ કરી તે પણ કહીજી. ૩૨

પંચાશીમે ભજન કેનું શ્રેષ્ટ તે કહિજી,
વૃકાસુરનું આખ્યાન કહ્યું તે લહિજી. ૩૩
લોકાલોક જઈ વિપ્રના પુત્ર મર્યા લાવ્યા તેહજી,
અર્જુનનો ગર્વ નિવાર્યો,
છયાશી અધ્યાય લગી ચરિત્ર કહ્યાં એહજી. ૩૪
સત્યાશીએ રાજનીતી ગ્રહસ્થાશ્રમ પ્રકારજી,
ગણુતા થાયે યાદવકુળ બહુ વિસ્તારજી. ૩૫
શ્રીવલ્લભજીના ચરણ કમલની આસજી,
શોભા નિરખિ ગુણ ગાએ વલ્લભદાસજી. ૩૬

# एकादशस्कंधनुं पंचदश धोळ

## धोळ १४२ मुं.

સ્કંધ એકાદશ માંહિરે, લીલા મુક્તિ કહી;
પ્રકરણ બે છે એનારે, જીવ મુકિત બ્રહ્મ મુકિતસહી. ૧
જીવ મુકિત પ્રકરણ પેહેલુંરે, તેના ભેદ બે જાણીએ;
અધ્યાય ઓગણત્રીસ લગીરે, એહ વખાણીએ. ૨
એ તો સર્વ સંપુર્ણ રે, એકત્રીસ અધ્યાય છે;
બ્રહ્મભાવના અધ્યાયેરે, પાંચ કેહેવાય છે. ૩
પેહેલા અધ્યાય માંહેરે, યાદવકુલનેબ્રહ્મ શાપ થયો;

બીજે વસુદેવજીનેરે, નારદે જ્ઞાન ઉપદેશ કીધો. ૪
નવયોગેશ્વરનોરે, જનક ઘેર સંવાદ થયા જે;
કવિને હરિ બેઉરે, વચન કહ્યાં તે. ૫
ત્રીજે અંતરીક્ષ પ્રબુદ્ધરે, પિપ્પલાયન કહ્યું;
આવિર્હોત્રી મીલી ચારરે, કહ્યું તે એમાં લહ્યું. ૬
ચોથે દ્રુમિલ યોગેશ્વર રે, નિગુણ અવતાર કહ્યા;
ચોવીસ અવતારરે, એમાં વર્ણવિ લહ્યા. ૭
પાંચમે ચમસ કરભાજનનોરે, સંવાદ થયો તે જાણિયે;
સાયુજ્ય મુકિત અધ્યાય બેમાંરે. કહિ તે વખાણીયે. ૮
છઠ્ઠે દેવતા સર્વ સ્તતી કીધીરે, યાદવને આજ્ઞા દિધીહરિ
ભાસ જઇ યજ્ઞાદિક કર્યોરે, એવાત સર્વે ચિત્ત ધરી.
ઉદ્ધવજી આવીને પ્રશ્ન કીધારે,
સાતમે અવધુતના ઈતિહાસ કહ્યા;
ચોવીસ ગુરૂનાગુણ લીધારે,રાજા યદુનો સંવાદ થયો.૧૦
આઠમે નામે ચોવીસ ગુરૂનું કારણરે,
દશમે ઉદ્ધવજીને જ્ઞાન ઉપદેશ તે;
એકાદશમે ભકતસેવા કરેરે, એને માયા બાંધે નહીયે.૧૧
દ્વાદશે સાધુ સંગતરે, એમાં એવું ભાખે;
ત્રયોદશે તત્વજ્ઞાન કરીરે, સર્વવિશે સમાન દૃષ્ટિ રાખે.૧૨

ચતુર્દશભકિતયોગઉત્કૃષ્ટકહ્યારે, પછીધ્યાનનુંસ્વરૂપકહ્યું;
પંચદશે અષ્ટાદશ સિદ્ધિરે, પ્રાપ્તિ થાયે તે લહ્યું. ૧૧
વિભુતીનું સ્વરૂપરે, સોલમે અધ્યાય જાણો;
સપ્તદશે અષ્ટાદશેરે, વર્ણાશ્રમના ધર્મ વખાણો. ૧૪
ભકિતયોગ યમનીયમરે, અધ્યાય ઓગણીસમે;
જ્ઞાન કર્મ ભકિત યોગરે, વિધિ લક્ષણ વીસમે. ૧૫
વીધી નીષેધ કર્તવ્યરે, એકવિસ કેહેવાય છે;
તત્વનીશ્ચયાત્મકાદીકરે, બાવિસ અધ્યાયમાં થાયછે. ૧૬
ભિક્ષુ ગીતનું વર્ણનરે, અધ્યાય ત્રેવીસમે;
સાંખ્યયોગાદિ લક્ષણારે, વર્ણન અધ્યાય ચોવીસમે. ૧૭
પચીસમે યોગલક્ષણાદીરે, છવિસમે ઇલોપાખ્યાન સહિ;
પુરૂષારાધન વીધારે, સત્તાવીસમે અધ્યાયે કહી. ૧૮
યોગાચારનું વર્ણનરે, અઠ્ઠાવીસે કેહેવાય છે;
ઓગણત્રીસમેયોગમાર્ગકહિરે, ઉદ્ધવજીબિદા થાયછે. ૧૯
બ્રહ્મમુકિત પ્રકરણઅધ્યાય બેનુરે,તેનાભેદ બેછેજાણિયે;
ત્રીસમે મમતા ત્યાગરે,
દ્વારકાથી ચાલી પ્રભાસ લીલા કરી તે વખાણિયે. ૨૦
એકત્રીસે અહંતા ત્યાગરે, બ્રહ્માદીકે સ્તુતિ કરી;
વલ્લભદાસપ્રભુશોભા નરખીરે,નીજધામ પધાર્યાહરિ. ૨૧

# દ્વાદશસ્કંધનું ષોડશ ધોળ.

## ધોળ ૧૪૧ મું.

એની ચાલ—સાહેલીરે શીજીને નિરખીયે.

દ્વાદશ સ્કંધના અધ્યાય તેર છે,
આશ્રયલીલારેપ્રકરણપાંચતેજાણી, સદા ગુણ ગાઇએ પ્રભુ
એક લોકાશ્રય બીજો વેદાશ્રય ભગવદાશ્રયરે,
ત્રીજું પ્રકરણ વખાણી. સદા ગુણ ગાઇએ. ૧
ચોથું શબ્દાશ્રય પાંચમું અર્થાશ્રય એ પાંચમાં રે,
પેહેલું લોકાશ્રય એહ. સદા ગુણ. ૨
પેહેલા અધ્યાયમાં રાજા થયા તે કહ્યા,
બીજા અધ્યાયમાં રે આગલ થાશે તેહ. સદા ગુણ. ૩
બીજું પ્રકરણ વેદાશ્રય અધ્યાય ત્રીજેથી,
તેમાં યુગયુગનારે સર્વ ધર્મ કેહેવાય. સદા ગુણ. ૪
ચોથે યુગયુગના લક્ષણ કહ્યા,
પ્રલયકાળનોરે એમાં વર્ણન થાય. સદા ગુણ. ૫
ત્રીજું પ્રકરણ ભગવદાશ્રય,
ત્રણ અધ્યાયમાં એમાંપુરણરે ભગવદાશ્રય જાણ.સદા. ૬
પાંચમે પ્રમાણ લક્ષણ પરિક્ષતને સર્પ દંશ કર્યો,
છઠે પરિક્ષતનેરે મોક્ષ થયો નિર્વાણ. સદા ગુણ. ૭

સર્પયજ્ઞ વેદ સંખ્યા વર્ણુન તેહ;
સાતમે પણ વેદસંખ્યા વર્ણન તેહ. સદા ગુણ ૮
ચોથું પ્રકરણ શબ્દાશ્રય અધ્યાય;
ત્રણનું એતો શ્રીભાગવતનું રે;
આશ્રય કરવો એહ. સદા ગુણ. ૯
ભગવત્સ્વરૂપ શ્રીભાગવત છે;
ભાવે કરીરે કીજે નીત ગાન. સદા ગુણ. ૧૦
આઠમે અધ્યાયથી માર્કંડેય આખ્યાન છે,
નવદશ લગીરે માર્કંડેય આખ્યાન. સદા ગુણ. ૧૧
એકાદશમે સૂર્ય દ્વાદશ કહ્યા,
દ્વાદશે પુર્વ કથારે સંક્ષેપે કેહેવાય. સદા ગુણ. ૧૨
ત્રયોદશમે પુરાણ સંખ્યા કહી;
ફલસ્તુતિ પણરે એમાંહે થાય. સદા ગુણ. ૧૩
નિબંધોક્ત સર્વ આખ્યાન કહ્યા;
શ્રીમદ્ભાગવતરે મહિમા અપરંપાર. સદા ગુણ. ૧૪
વલ્લભદાસ પ્રભુ શોભા નિરખીને;
ગુણ ગાઉંરે જાઉં બલીહાર. સદા ગુણ. ૧૫

**ઈતિ શ્રીમદ્દ્ભાગવતના ષોડશ ઘોળ સંપૂર્ણ.**

# મન પ્રબોધ.

## કક્કો.

### ધોળ ૧૮૪ મું.

કક્કા કોટિ કારજ છાંડીનેરે, ભજી લો શ્રીકૃષ્ણ કૃપાળ;
નહિ તો પાછળ પસ્તાવો થશેરે, આવી જાશે અચાનક કાળ. ૧
ખખ્ખા ખોટું સહુ શ્રીહરિ વિનારે, આદી મધ્યે અંતે દુઃખરૂપ;
અનુભવી વાત કહું છું હું ખરીરે, માટે સમરો શ્યામસ્વરૂપ. ૨
ગગ્ગા ગુરૂ હરિ હરિજન એક છેરે, રખે રાખો મનમાં ભ્રાંત;
સેવા સાચો સ્નેહ વિવેકશુંરે, સર્વે શાસ્ત્રનું એજ સિદ્ધાંત. ૩
ઘઘ્ઘા ઘડી લાખેણી જાય છેરે, જોતું જાણી શકે તો જાણ;
હરી ભજવાનો અવસર નહિ મળેરે, ફરી થાય છે મ્હોટી હાણ્ય. ૪
નન્ના નીર્ભય પદ નંદલાલનુંરે, એ થકી સૌ ઓછું જાણ;
પક્ષ રાખીને વચન વદતો નથીરે, મને માત પિતાની આણ. ૫
ચચ્ચા ચતુર તુંને ત્યારે કહુંરે, ચિત્ત ચરણ ચતુર્ભુજ રાખ;
નિત્ય સેવા સ્મર્ણ સત્સંગમાંરે, રહી કૃષ્ણ શ્રીકૃષ્ણ તું ભાખ. ૬
છછ્છા છેલ છબીલા લાલશુંરે, શીઘ્ર જોડ સાચી પ્રીત;
કરતવ્ય કાંઇ પછી ત્હારે નથીરે, ત્હારી સર્વે વાતે જીત. ૭
જજ્જા જગ જીવન જાણ્યા નથીરે, જાણ્યું સર્વે તો ચેતુ અજાણ;

પ્રેમે પુરુષોત્તમ પુજ્યા વિનારે, થયે પંડિત નહિકલ્યાણ. ૮
ઝટ્ટાઝટપ કરી હરિ ગાઇલેરે, ધરી મળવો નથીઆદિન;
રંકનેલંકમળીજેમલુંટવારે, તેમ તુંને મળ્યું એ ધન્ય. ૯
ટટ્ટાટોપી તિલકમાળાધરીરે, તોયેતજ્યાનહીં કપટ કુટેવ;
વૈષ્ણવવેશધરીવાહાવિશ્વનેરે, ક્ષણુંકીધીનહીંહરિસેવ. ૧૦
ઠઠ્ઠા ઠાલાં થોથાં સંસારનાં રે, કુટે કંઇયે ન આવે પાર;
અમુલખઅવસરએળેજાયછેરે, વેહેલોભજીલેનંદકુમાર ૧૧
ડડ્ડા ડાહ્યો ઠર્યો સંસારમાંરે, તેણે શું સર્યું તારૂં કામ;
મારખાતાંમ્હોડુંભાંગીજશેરે, માટેભજીલેસુંદરશ્યામ. ૧૨
ઢઢ્ઢા સુંઢણકેશ્રીહરીગાઇલેરે કયાંહાંલગીઢણકાશેઆઠાર;
થાકયાજમકિંકરતુંનેઝુડતાંરે, તોયેતુંનવથાકયોનઠોર. ૧૩
રેણાંરાજપાટઘણાંભોગવ્યાંરે, ઘણાંભોગવ્યાંનર્કનાં દુઃખ;
જાણેતોબાકીકાંઇરહીનથીરે, હવેતોહરિભજેથાયસુખ. ૧૪
તત્તાતું ત્હારૂં ચેત્યો નહીરે, શિખ્યો સર્વ અવસરનેકાજ;
સુબળ જ્ઞાન બતાવે અન્યનેરે, તુમાં અંધારૂં ઝાઝ. ૧૫
થથ્થાસ્થાવરજંગમસર્વમાં રે, જાણીલેજેશ્રીહરિનો અંશ;
મનક્રમવચનેદયા સૌપરધરોરે, રખેકરતોકોઇનોધ્વંશ. ૧૬
દદ્દા દોષ સર્વ નીજમાં લહોરે, જાણો સામા સર્વને શુદ્ધ;

અન્યનોઅંતરગુણનાણિયેંરે, એછેભવતરવાની બુદ્ધ.૧૭
ધદ્ધા ધીક ધીકધનઢંગ જાણજોરે,ધીકવિદ્યાધિકસ્ત્રીધામ;
સ્વરૂપસુઘટતાધીકવૈભવસહુરેત્હારાંજોનભજ્યાઘનશ્યામ;
પપ્પા પોથાં ભણી પંડીત થયોરે, ઘણું પુજાયો જગમાંહે;
જગતના પુજ્યનેતેંપુજ્યાનહીંરે અલ્યાતારૂં ઠેકાણું ક્યાંહ.
ફફ્ફાફેરો પડ્યો અવતારનોરે, જ્યારે ગાયા નહીં ગોવિંદ;
એળેખોયોદુર્લભદેહમાનવીરે,તારૂંઉંધુંકર્મ મતિમંદ. ૨૦
બબ્બાબાપત્હારોત્રિભુવનપતિરે,જેનેઘેરત્રિલોકનું રાજ;
પુત્રપણુંજણવીજોસેવોપિતારે,વીનાસારેસર્યાસહુકાજ.૨૧
ભભ્ભાભકિતકરીભગવંતનીરે,તેનુંધનભાગ્ય ભવમાંય;
ઈશ અનંત કોટિ બ્રહ્માંડનારે, સદા રહે તે જન ત્યાંહ.૨૨
મમ્મા મ્હોટાથી મ્હોટું ટાણુંરે, કળીમાંશ્રીકૃષ્ણનું નામ;
સાધનંસર્વતણુંએશિરોમણીરેશ્રમવિનામળેઘનશ્યામ.૨૩
યય્યા યત્ને પ્રયત્ને નાશજોરે. રહેજો તમે દુષ્ટસંગથી દુર;
ભાવ ભક્તિ હરિ ભુલાવશેરે,ક્ષણુંમાંચાવીકરશેચુર. ૨૪
રર્રા ર સક શિરોમણી શ્યામસુંરે, તુંને લાગે સાચોરંગ;
સ્હેજેસુખ આવી મળેરે. ત્હારૂં દુઃખ સર્વ થાય ભંગ.૨૫
મલ્લા લોક તથા પરલોકમારે, સુખ શ્રીહરિસમરેથી થાય;

કૃષ્ણકૃપા પાખે કાંઈનાબનેરે,બીજા કરીયે કોટિઉપાય.૨૬
વર્ણીવાતસિદ્ધાંતનીસુણકહુ રે,જાણેસહુથીબડો વિશ્વાસ;
તેદ્રઢજેહેનેશ્રીહરીઉપરથયોરે,તેતોશિરોમણીવલ્લભદાસ.
સસ્સા સાર સર્વનો એહછે રે, કરવોસાચોસદા સત્સંગ;
નીચનીરઅતિનગરગલીતણું રેજુવોગંગમળેથાયગંગ ૨૮
હહ્હાહાથચસીશ પાછળથીરે,નિશ્ચેપળપળથીમાં પસ્તાશ;
પાયલાગીકહુંપાલવ પાથરીરે,ભજીલે શ્રીઅવિનાશ. ૨૯
અયાતુંનેઅનેકવાતનીએકકહુ રે, જેથીથાયઅતિઆનંદ;
કોઇપ્રાણીનેકલપાવીશમાંરે,નિશદિનગાજેતુંગોવિંદ. ૩૦
કક્કાઅલૌકિકમનપ્રબોધનોરે,જેકોઇશિખેસાંભળેને ગાય.
કહેદયોદાસશ્રીવલ્લભદેવનોરેતેહેનાંસહુકારજસિદ્ધથાય.૩૧

## શ્રી ગોકુલચંદ્રમાજીનું ધોળ.

ધોળ ૧૪૫ મું.

શ્રીગોકુલચંદ્ર લાગોછો વહાલા;
મોહીરે જોઈ નેન તણા ચાળા. શ્રીગોકુલ. ૧
વહાલારે તમારી નેન કટારી વાંકી;
એતો મારે કાળજડે વાગી. શ્રીગોકુલ. ૨
આપ વિના કરૂણા તે કોણ કરે;

ઠાલા રે પાત્રમાં રસ રે ભરે. શ્રીગોકુલ. ૩
ચરણ કમળની છું અભિલાષી;
દીજેમાંહે લલિત ત્રિભંગી ઝાંખી શ્રીગોકુલ. ૪
ચરણ નખ ચંદ્ર પ્રકાશ જોઈ;
તેનેરે તેજે મદન રહ્યો મોહી. શ્રીગોકુલ. ૫
નેપુર ધુની તાન સહિત બાજે;
તેને રે નાદે કામદેવ લાજે. શ્રીગોકુલ. ૬
ચરણ કટી ગ્રીવા નમીત કીધાં;
કારણ રસ દાન ભકતને દીધાં. શ્રીગોકુલ. ૭
ચરણ લગી પરસી છે વનમાળા;
કામણગાલા દીસો છો નંદલાલા. શ્રીગોકુલ. ૮
ચરણ દક્ષિણ મર્યાદા લોપી;
તેને મન સ્થીર થયાં ગોપી. શ્રીગોકુલ. ૯
પીતાંબર સોહીએ છે સારૂં;
ચોર્યું ચીત્ત પ્રાણપતી મ્હારૂં. શ્રીગોકુલ. ૧૦
સુથન કટીકાછની છે ભારી;
સુથન કટીકાછની છે ભારી;
મુકુટની લટકપર જાઉં વારી. શ્રીગોકુલ. ૧૧
સદા રસ રાસ મધે રમતાં;

એતો પ્રભુ નિજજનને ગમતાં.　શ્રીગોકુલ. ૧૨
વર્ણવ્યું સ્વરૂપ સુક્ષ્મ રીતે;
કૃપા કરો ગાવું પુરણ પ્રીતે.　શ્રીગોકુલ. ૧૩

ધોળ ૧૪૬ મું.

મથુરામાં મોહનલાલ નહી દઉં જાવાને;
તમે શાંને વધાર્યાં વાહાલ અમને વહાવાને.　૧
કાંન્હ કપટી શું કોલ દાછો અમનેરે;
જુઠા નવ બોલો બોલ વારૂં તમને રે.　૨
મહારા રૂદિયા ઉપર આજ રથ નવ ખેડોરે.
રઢીયાળા રસિયા નાથ સાથે તેડોરે.　૩
અમો અબળાના શણગાર કોનપેરે ધરીયેરે.
એનું નથી કોઈ સંસાર જોઈને ડરીયે.　૪
અક્રૂરને લાગુ પાય હરીને વારોરે;
કોહો હરિ વિના કેમ જાય અવસર મ્હારો રે.　૫
મામાજીનો શું કાજ તેડયા સાથેરે;
હરિ રથમાં બેઠા જાય હળધર સાથેરે.　૬
અક્રૂરનો ભાગ્યો ભેદ જમુનાં ઘાટેરે;
કુબ્જાના પુર્યા કોડ ચંદન માટેરે.　૭

પુતનાના સોષ્યા પ્રાણ ગોકુલ ગામેરે;
મામાને માર્યો ઠાર મલને ઠાંમેરે. ૮
વાસુદેવના કાપ્યા બંધ વાલમ વલીયારે;
સાર્યાં સેવકનાં કાજ વચને પલીયારે. ૯
ધન્ય ધન્ય એ વ્રજની નાર ધન્ય એ વલીરે;
ઉદ્ધવનાં ઉતર્યાં માન માયા મેલીરે. ૧૦
કૃષ્ણદાસના જીવન પ્રાણ મહા રસ ગાયરે;
તેના જન્મ જન્મનાં પાપ સર્વે જાયરે. ૧૧

ધોળ ૧૪૭ મું.

વ્રજવાહલુંરે વૈકુંઠ નહિ આવું, મને ન ગમે ચતુર્ભુજ થાવું;
ત્યાં નંદકુંવર કયાંહાંથી લાવું. વ્રજ વાહલુંરે. ૧
સોહીયે લલિતા વવેણીમાં રે ગીરીધારી;
સંગે સોહિયે જ્યાહાં રાધે પ્યારી;
તે વિના આંખ ન ઠરે મ્હારી. વ્રજ વાહલુંરે. ૨
ત્યાંથી શ્રીજમુના ગિરિવર છેએ નહીં;
મુને આસકિત છે ઘણી બેહેની;
તેવિના મારો પ્રાણ પ્રસંન રહેનહીં. વ્રજ વહાલું રે. ૩
ત્યાંહાંશ્રીવૃંદાવનરાસનહીં, વ્રજવનીતાસંગવિલાસનહીં;
વિષ્ણુવેણુ વાયાનો અભ્યાસ નહીં. વ્રજ વાહલુંરે. ૪

વૃક્ષે વૃક્ષે વેણુકાધારી, પત્રે પત્રે હરિભુજ ચારી;
એવા રજ્જુરજ્જુ ધું સંગતી ભારી. વ્રજ વાહલું રે. ૫
એવાવિશ્વશિવસખીરૂપથયા,એવારજ્જુરજ્જુતેરસનારેરહ્યા;
ઉધ્ધવ સરખા તે ત્રણ કૃષ્ણ થયા. વ્રજ વાહલું રે. ૬
સુખસ્વર્ગનું કૃષ્ણવિનાકડવું,મનેનગમેબ્રહ્મસદનઅડવું;
ધીક જન સુખ પામી પાછું પડવું. વ્રજ વાહલું રે. ૭
શું કરૂં શ્રીજીસહુજપામી, તેમાં નહિં આપણઓસ્વામી;
મારે દાસપણામાં હવે શા ખામી. વ્રજ વાહલું રે.૮
વ્રજજનવૈકુંઠસુખજોઇવળી,નગમેતોબ્રહ્માંડમાં રેભલી;
એવા સ્વરૂપાનંદ અતીશે ગળી. વ્રજ વાહલું રે. ૯
ગુરૂબળેગોકુલવાસીથઇશું,શ્રીવલ્લભશરણેનિત્યજઇશું;
દયા પ્રીતમ સેવી રસજશ ગાઇશું. વ્રજ વહાલું રે. ૧૦

ઇતિ શ્રીધોળ સંપૂર્ણ.

# અથ વૈષ્ણવકે નિત્ય નિયમકે
# रसिक पद संग्रह

॥ अथ श्रीगोवर्द्धनवासि ॥

श्रीकृष्णायनमः श्रीगोपीजनवल्लभाय नमः
श्रीविट्ठलेशसद्गुरवे नमः

સાખી.

[1]અંક, [2]સમ, [3]રસ, [4]દ્રષ્ટહે, [5]દર્શન, [6]મનઅભિલાષ;
[7]પૂર્ણ [8]લોક, [9]મન્મથ, [10]રદણ, [11]કુંજસદન,નિજબાસ.
શ્યામ ગિરિવરધરણ, ગોપીજન ચિત્ત ચોર;
વ્રજરાજ કુંવર જીયમે બસો, સુંદર નંદ કીશોર.

## राग—गोडी पद १ लुं.

શ્રીગોવર્દ્ધનવાસિસાંવરેલાલતુમબિન રહ્યો ન જાય હો;
વ્રજરાજ લડૅતો લાડિલે, ધ્રુ૦
૧અંક ચિત્તે મુસિકાયકેં લાલ સુંદર બદન દીખાય,
લોચન તલપે મીનજ્યોંલાલપલછિનકલ્પવિહાયહો. ૧

૨સપ્ત સ્વર બંધાન સોં લાલ મોહન વેણુ બજાય,
સુરત સુહાઈ બાંધીકેં નેંક મધુરેમધુરે સ્વર ગાયહો. ૨
૩રસિક રસીલી બોલની લાલ ગિરિ ચઢિગૈયાં બુલાય,
ગંગ બુલાઇ ધુંમરી નેક ઉંચી ટેર સુનાયહો, શ્રીગો. ૩
૪દ્રષ્ટિપરેં જા દીવસતેં લાલ તબતેં રૂચે નહિ આન,
રજની નીંદ ન આવહી મોહિવિસર્યોભોજનપાનહો. ૪
૫દર્શનકોં નયનાં તપે લાલ વચન સુનનકોં કાન,
મિલિવેકોં હીયરો તપે મેરે જીયકે જીવન પ્રાણહો. ૫
૬મન અભિલાષા વ્હૈ રહી લાલ લગત નયન નિમેષ,
એકટક દેખું આવતો પ્યારો નાગર નટવર ભેષહો. ૬
૭પુર્ણ શશી મુખ દેખકેં લાલ ચીત્ત ચોંટયો વાહી ઠોર,
રૂપ સુધારસ પાનકેં લાલ સાદરચંદ્રચકોરહો. શ્રીગો. ૭
૮લોક લાજ કુલ વેદકી લાલ છાંડયો સકલ વીવેક,
કમલકલીરવિજ્યોંબઢેંલાલક્ષણુંક્ષણુંપ્રીતી વિશેષહો. ૮
૯મન્મથ કોટિકવારનેલાલદેખી ડગમગી ચાલ,
યુવતિ જનમનફંદનાલાલઅંબુજનયન વિશાલહો. ૯
૧૦યહ રઢ લાગી લાડીલે લાલ જેસેં ચાતક મોર,
પ્રેમ નીર બર્ષાયકે લાલ નવઘન નંદકીશોરહો. શ્રી. ૧૦

૧૧કુંજભોવનક્રીડાકરે લાલ સુખ નિધિ મદન ગોપાલ,
હમ શ્રીવૃંદાવન માલતીતુમભોગીભ્રમર ભુપાલહો. ૧૧
યુગયુગ અવિચલરાખીયેં લાલ યહ સુખ શૈલ નીવાસ;
શ્રીગોવર્દ્ધનધરરૂપપેંબલજાયચતુર્ભુજદાસહો. શ્રીગો.૧૨

સાખી.

યહ મેરે અભિલાષહે, પુરો નંદકુમાર;
યહ છબી પરકોટીકવારણે,તનમન પ્રાણઆધાર.૧
કહા કહુ રસના એકહે, નહી લક્ષ કરોડ;
કેસે કરકે વર્ણવું, દાસ સદા કરજોડ. ૨

# अथ श्रीजमुनाजीकी आरती

## आरती पद २ जुं.

જય જય શ્રીજમુના મા, ( ૨ )
જોતાં જન્મસુધાર્યો, ધન્યધન્ય તમો ધન્ય; જય જય.૧
શામલડી સુરતમુરતમાધુરીમા, પ્રેમ સહીત પટરાણી;
પરાક્રમે પુરાં મા; જય જય. ૨
ઘેવર વન ચાલ્યાં મા ( ૨ ) ગંભીરે ઘેર્યાં મા ( ૨ )
ચુંદડીએ ચટકાળાં પહેર્યાં ને લહેર્યાં; જય જય. ૩

ભુજ કંકણ રૂડાં મા, (૨) ગુજરીયો ચુડીમા (૨)
બાજુબંધને બેરખા,પહોંચી રત્નજડિત; જય જય. ૪
ઝાંઝરને ઝમકેમા, (૨) વંછીયાને ઠમકે મા, (૨)
નુપુરને નાદે મા ઘુઘરીને ઘમકે; જય જય. ૫
સોળે શણગાર સજયા મા, (૨) નક વેસર મોતીમા,(૨)
આભરણમાં ઓપોછો, દરપણ મુખ જોતાં.જય જય. ૬
તટ અંતર રૂડાં મા, (૨) શોભીત જળ ભરિયાં મા, (૨)
મનવાંછીત મોરલીધર સુંદર વર વરીયાં;જય જય. ૭
લાલ કમલ લપટાણા (૨) જોવાને ગયાતાં મા, ( ૨ )
કહેમાધવપરિક્રમા,વ્રજની કરવાનેગયાતાં;જય જય. ૮

## आरति–त्रावणी पद ३ जुं.

દુઃસ્વભાવથી જીતાડો દુરમતી ટાળો માજી;
શ્રીગોપીજન વલ્લભઅતીવલ્લભમુનેકરોશ્રીયમુનાજી. ટેક
અખંડ અનપાયની આપો મા સુદ્દઢ પ્રેમ ભકિત,
પ્રપંચ વિસ્મૃતિ પુર્વક દો મા શ્રીકૃષ્ણાસકિત;
માનસી સેવા મુખ્ય વ્યસન દો શરણાંગત સાચી,
શ્રીકૃષ્ણ કૃપાએ તું દો દીનતા નહિ કિંચિત્ કાચી;
દ્દઢ આશ્રય શ્રીવલ્લભવરનો અચલીત ગુણ ગાઉં,

સતત રહે શ્રીકૃષ્ણ નામ મુખ દુઃખી નવ થાઊં;
આપ સમાગમથી મા સકળ સિદ્ધિ દે ગંગાજી. શ્રીગો.૧

કામ ક્રોધ મદ લોભ મોહ મત્સર કરો દુરા,
શ્રીકૃષ્ણ મીલનમાં અંતરાય જે તે કરીયે ચુરા;
અસુર દુષ્ટ કલીકાલ કર્મ પ્રત્તિબંધક ભય ટાળો,
કુતર્ક કુભાવ કુવાસના કુકૃતિ ઝટ બાળો;
દુઃસંગ દોષ મને જળ પંકજ પ્રમાણ નવ લાગે,
બલી વિભીષણ પ્રહ્લાદની પેરે ભય પામી ભાગે;
કરો કૃપા એવી થૈ મુજપર બીરદ બળ રાજી. શ્રીગો.૨

મારી ચુરણ કરો સહુ ચિંતા જનમ મરણ ભય કાપી;
માયા મોહ થકી મુકાવો નિજાનંદ આપી;
સાધન ધર્મ ન કિંચિંત છે અનુચિત કૃતી તનમનની
સેવાને સ્મરણ નમારૂં કરવા અશકય છઉં જનની;
જેવો તેવો દાસ ક્ષમા અપરાધ કરો મા એ,
કુપુત્ર તો કદી હોય એ કુમાતા કદાપિ નવ થાએ;
શરણ પડયો સંતાપ હરો મા વિનતી કરૂં ઝાઝી. શ્રીગો.૩

તુર્ય પ્રિયા શ્રીકૃષ્ણ વલ્લભા યમુને જગ માતા;
નર્ક નિવારણી યમ ભયહરણી ભવ તારણી ક્ષાતા;

સ્વભાવ દુર્જય વિજયકરણી નિજદાસ દુઃખહરણી.
સકળ પાપ સંતાપ નિવારણી અતિ અદભુત કરણી.
શ્રીવલ્લભ શરણાંગત લહિ મારિ પુર્ણ કરો તૃષ્ણા;
જુગલ રૂપ મુજ હૃદે વસાવો કૃપા કરી કૃષ્ણા;
દાસ દયો મારો સુત શ્રીમુખ સુકૃત કહો ગાજી શ્રીગો.૪

## आरति–पद ४ थुं.

જય જય મહારાણી જમુના, જય જય પટરાણી જમુ.
સુંદર સતવાદી નાર, તપ કરી પ્રભુને આરાધીયા;
પ્રીતે પરણ્યા મોરાર. જય જય. ૧

સૂરજ દેવતાની દીકરી, વેદ પુરાણે વખાણ;
ભાઇને વહાલીરે બેનડી પસલી આપીછે સાર. જય. ૨

રૂપે રૂડાં જળ શામળાં, વેગે ચાલે ગંભીર;
તીરે તોરંગ ઓપતાં વ્રજ વધ્યો વીસ્તાર. જય. ૩
ચરણા ચોળીને ચુંદડી, ઉરપર લટંકતો હાર;
કંકણ કુંડળનેટીલડી સજ્યા માએ સોળે શણુગાર. ૪
વૃંદાવન વીંટાઇ રહ્યું, મથુરા જળ સ્થળ આધાર;
ગોકુળ મહાવન પાસે વસ્યાવહાલોમ્હારો નંદકુમાર. ૫
જળ જમુનાનાં ઝીલતાં ત્રુટયો નવસર હાર,

મોતી સર્વે વેરાઈ ગયાં, હીરલો લાગ્યોછે હાથ. જય. ૬
રામ ઘાટ શ્યામઘાટ ઠકરાણીઘાટ, બીજા ઘાટ અપાર;
અજાણે અધર્મી નાહી ગયો તેનો મા એ કર્યોરે ઉદ્ધાર,૭
અઠ્ઠાવીશ કુંડ ઉજવલ થયા, ભાઈનોભાગ્યોભણકાર;
પરાક્રમે ગેલ ચલાવીયાં,વ્રજમાં દીધો વિસ્તાર. જય. ૮
નાહ્ય ગાય પયપાન જે કરે,તેને જમનો નહીં ભણકાર;
કરજોડી કહે વલ્લભદાસ નાહાજો વારંવાર. જય જય.૯

## राग काफी पद ५ मुं,

શ્રીજમુના નામ સંભારે જે કોઈ શ્રીજમુના નામ સંભારે;
તાકો દર્શસ્પર્શ કોઇ કરહી,વાહીકોંવે તારે. જે કોઇ. ૧
ભકિતકો મહિમા બણી શકે કોઉ,યમ હાક્યા કહિ હારે;
ચતુર્ભુજં પ્રભુ ગિરિધરણ લાલકો,
નિત્યપ્રતિ વદન નીહારે. જે કોઇ. ૨

## राग काफी—पद ६ ठुं.

શ્રીસર્વોત્ત જપ નિત્ય કરના હો. ( ૨ )
સકલ શાસ્ત્રોકો સાર એહિહે,
ત્રિવીધ તાપ સબ અઘ હરના હો. શ્રીસર્વો. ૧

પુષ્ટિ પદાર્થ યાહી તે પૈયત,
યાહી તે ભવસાગર તરના હો-
રંગીલે ત્રિકમ પ્રિય જાઉં બલિહારી,
કાળદંડસે ના ડરના હો.    શ્રીસર્વો. ૨

## राग काफी पद ७ मुं.

કરીયે શ્રીસર્વોત્તમ રસ પાન. ( ૨ )
પ્રશંસા કરી શકે કોન કવિ એસો,
શ્રીમુખ કરત વખાણ.    કરીયે શ્રી. ૧
અતીશે કરૂણા કરી આ કલિમે.
દીયો દૈવી જીવનકો દાન;
એક એક અક્ષરકે અધરામૃત,
ગુપ્ત રહસ્ય ગુણ ગાન.    કરીયે શ્રી. ૨
અર્ધ નીમેષ વિલંબ ન કરીયે,
રૈન દિવસ આઠો જામ;
રસિક પ્રિતમ જાકે રંગ રંગ્યો,
સોહે ભક્તનીધાન.    કરીયે શ્રી. ૩

# श्रीनाथजी तथा सात स्वरुपके पद.

### श्री नाथजीको पद–राग बिलावल पद ८ मुं.

દેખ્યોરે મેં સ્યામ સ્વરૂપ, ટેક.
વામભુજાઉંચેકરગીરિધર, દક્ષિણકરકટિધરતઅનૂપ. ૧
મુષ્ટિકા બાંધ અંગુષ્ટ દીખાવત, સન્મુખ દૃષ્ટિ સુહાઇ;
ચરણ કમલ યુગલ સમે ધરકે, કુંજદ્વાદશા મન લાઈ. ૨
અતિ રહસ્ય નિકુંજકી લીલા, હૃદય સ્મર્ણ કીજે;
દ્વારકેશ મન વચન અગોચર, ચર્ણકમલ ચિત્તદીજે. ૩

### ( १ ) श्रीनवनितप्रियाजीको पद ९ मुं

નંદ આંગન ક્રીડત સુખરૂપ; ટેક.
ગૌરવર્ણ દક્ષિણ કરમાખણ ઘુટરૂન ચલત અનૂપ. ૧
વ્રજ યુવતી પ્રતિબંધક નેક નહિં,સબદેખત ઉરલાવે;
દ્વારકેશ પ્રભુકું લે ગોપી , તનકી તાપ નસાવે ૨

### ( २ ) श्री मथुरेशजी को पद १० मुं.

સબ વ્રજકો રસરૂપ સ્વરૂપ; ટેક.
ચાર ભુજા ચારોંયર આયુધ, કમલ સ્વામિની રૂપ. ૧

ચક્ર તેજ ચંદ્રાવલિજુકો, શંખ શ્રીયમુના જાણો;
ગદાકુમારી સ્યામવર્ણ વપુ, દ્વારકેશ મન આણો. ૨

( ૩ ) શ્રીવિઠ્ઠલનાથજીકો પદ ૧૧ મું.

દેખ્યો અદભત રૂપ સખીરી, સુર સુતાકે સાથ;
વિવશ ભયેદેખકર સુંદર કટિપર રહીગયેદોઉ હાથ. ૧
તાતેં ગૌર ચિત્રસ્યામલતન, ઉપમા કહેતન આવે ગાથ;
દ્વારકેશપ્રભુયહવિધદેગે,મૈતો કરલિયો જન્મ સનાથ. ૨

( ૪ ) શ્રીદ્વારકાંનાથજીકો પદ ૧૨ મું.

આજ હરિ વિહરત કુંજ નિકેત; ટેક.
દુર્મુર આયયુગલદૃગમીચે, પ્યારી જિયઉપજ્યો હેત. ૧
હરત કમલ તારીદે મોહન, દોઉ ભુજરસ ઉર લેત;
દ્વારકેશપ્રભુશ્યામવર્ણવપુ, અદ્ભુતભલોબન્યોસંકેત. ૨

( ૫ ) શ્રી ગોકુલનાથજીકો પદ ૧૩ મું.

વ્રજપતિ તમ બીન કોન કરેં, ટેક૦
ઉત મઘવાકોમાનભંગકર, ઇત વ્રજગોપિનગોપભરેં. ૧
વેણુ બજાવતકરપર ગીરીવર. વામ ભુજાસેશંખ ધરેં;
દ્વારકેશ પ્રભુગૌરવર્ણવપુ, નિગસેપ્રશંસિત વિપતહરેં. ૨

### ( ६ ) श्रीगोकुलचंद्रमाजीको पद १४ मुं.

અંગ છબિ નિર્ખત લજ્જત અનંગે.　　ટેક.
ચરણ કટિ ગ્રીવકું નમીતકર,
નંદ સુત દેત રસ દાન લલીત ત્રિભંગે.　　૧
પુષ્ટિ પંથ સ્થાપ માર્યાદ ઉલ્લંઘ કર,
ચિન્હ પ્રકટીત વિવિધ અંગ અંગે;
પ્રેમ આસકિત સ્નેહ મુર્છા વિવશ,
વિવિધ પરિ વેષ જીયે વેણુ સંગે.　　૨
શ્યામ સુકુમાર તન ચીતવન લલીત.
અવનિપર લટક જબ ચલત તબ માન ભંગે;
પરમ મોહન દ્વારકેશ પ્રભુ મધુર અતી,
ગોકુલાધિશ ઉચ્છલીત તરંગે.　　૩

### ( ७ ) श्रीमदनमोहनजीको पद १५ मुं.

વેણુ બજાવત સુંદર વદન,
સુનતહીં તેં દૌર આઇ પુછતહેં, કયોં છાંડયો સદન. ૧
ધર્મછાંડનીજધર્મ કીયોહન,તુમકયોંગૌરભયે નંદનંદન;
દ્વારકીશકેપ્રભુહમસબજાનત-યાકહતકોન-મથકંદન.૨

ઇતિ શ્રીસાત સ્વરૂપકે પદ સમાપ્ત.

## राग जंगलो पद १६ मुं.

શ્રીકૃષ્ણ મથુરાં બસકે ગોકુલકો આવનો છોડ દીયો ટેક.
જબતેં બ્રજબાસન ત્યાગ કીયો,
ગઊવનકો ચરાવનકો છોડ દીયો;
જબતેં કુબ્જાકો સંગ કીયો,
પન ઘટકો આવનો છોડ દીયો. ૧
કંસકુંમારી ભયેમહારાજા,ગલીયનઅથડાનોછોડ દીયો;
લલીત કીશોરીકેરંગભીને, ગોપીસેં નેહ છોડ દિયો. ૨

## राग जंगलो पद १७ मुं.

કબહું સુધ કરત ગોપાલ હમારી, ટેક.
જબતેવ્રજબાસનત્યાગકીયો, ગૌવનનેચારો છોડદીયો. ૧
વસુદેવજીકે પુત્ર કહાયે, હમ ઇનહીંકે ધાઇ ભયે;
સૂરદાસ પ્રભુ ગોકુળ પ્રકટે, ભકતનકે સુખદાઈ. ૨

## राग जंगलो पद १८ मुं.

કછુ દોષ નહી મન મોહનકો, ટેક.
બન વાંસ બુરે જીનકી બંસરી;
તેરી જાતભાત મેં સબ જાણું,તેરે ગાત ગાતમેંહે રસરી;

બન ઢુંઢકે બાંસ કટાય દઉં.
ઉપજે નહી બાંસ બજે બંસુરી. ૧
હમછોડદીયોવ્રજકોવસવો, યામેંતુંબસતુંબેરનબંસુરી;
ચંદ્રસખીભજબાળકૃષ્ણ, ચરણુનમેં ચિત્તધરેસજની. ૨

## राग कालींगडो पद १९ मुं.

અબતો થકીત ભયો મન મેરો, ટેક.
મેં આધીન તુમારે ગોપી, ભયો સબનકો ચેરો. ૧
મેં આયો નો યોગ શીખાવન, તુમારો પ્રેમ ઘણેરો;
સુરદાસ યા વ્રજકું દેખત છુટ ગયો છલ મેરો. ૨

## राग कालींगडो पद २० मुं.

કાંહીકુઝુકવ્રજનારી, હમપરકાહીકુઝુકતવ્રજનારી, ટેક.
સાજે ભાગ નહી કાહુકે, હરિકી લીલા ન્યારી. ૧
કુબજા-લીખ્યો સંદેશો સબનસું, ઓર કીની મનુહારી;
મેં તો દાસી કંસ રાજાકી, દેખો હૃદય વીચારિ. ૨
સબ ફળ'ઇન બીચ કરવી તુંબરી, રહતહે ઘોરે ડારી;
અબતો હાથ પરી રસીયાકે, બાજત રાજદુલારિ. ૩
તન ટેડો મેરો સબ કોઉ જાણે, પરસ ભઇ અધીકાઇ;
સુરદાસ સ્વામી કરૂણામય, અપને હાથ સંમારિ. ૪

## राग कालींगडो पद २१ मुं.

કુબ્જા કહત પુરાતન કહાંની. ટેક૦
એક પલંગપર બેંઠ દોઉ, બાત કરતકે છાંની. ૧
મેરે આગે નંદ લરકેસે, લરકની જશોમતી રાણી;
ઉગ્રસેનકું ગોદ ખેલાયો, તાદીન બડી સયાણી. ૨
કહા કહુ કછુ કહત ન આવે, અબ ભઇ હેપટરાણી;
સુરદાસ પ્રભુસું કહા કહીયે, બડી ઠાઠ યહ ઠાણી. ૩

## रासके पद. पद २२ मुं.

રાસમેં બીહારી આજ રાસમેં બીહારિ,
સોહત સલુણે શ્યામ, રાસમેં બીહારી. ટેક૦
મોર મુગટ કાછની કટી, પીત પટ સંમારી;
શ્રવણ કુંડળ ચરણ નૃપુર, મોરલી અધરધારી. ૧
બંસી સુણી આય મીલી, સબ વ્રજકી નારી;
એક એક પ્રતી રૂપ ધરી, વિલસત વનમાળી. ૨
વૃંદાવન કુંજલતા, રાસ રચ્યો ભારી;
થેઈ થેઇ નાચત હરિ. સંગ રાધા પ્યારી. ૩
સુરનર મુનિ નાર સહિત, નિરખી સુધ વિસારી;
ધન્ય ધન્ય રઘુનાથ પ્રભુ, વ્રજજન સુખકારી. ૪

## रासनुं पद. पद २३ मुं.

શરદ રેન જુ રહી યા બનમે, મુરલી અધરે ધરેરે. ટેક.
કંચન કંકણ નૂપુર બાજે, ગલે મોતીયનકી માળારે;
બાજુબંધ સુરજકી જોતી, કુંડળ મુગટ ધરેરે. ૧
શ્રવણ સુનત બહુ તાપ હોય, પતીસુછાંડચલી બનમેં;
હરી દર્શનકી પ્યાસી અખીયાં, ચર્ણન જાય ઠરીરે.૨
દેખીયત સુંદર રૂપ માધુરી, તનકી શુદ્ધ ટરીરે;
સુરદાસ પ્રભુ મન્મથકે, હરનીશ રાસ વરીરે. ૩

## ऊधव लीलानुं पद. पद २४ मुं.

ઉધો જો કોઇ યહ તન ઠેર બનાવે. ટેક૦
તોઉ નંદનંદન બીનમધુકર, ઓરચિત્તમેંનહીઆવે. ૧
યા તનકી કોઉ ત્વચા કાઢકેં, લેકર દુદંભી સાજે;
મધુર ઉતંગ સપ્તસુર નીકસે, કાન્હકાન્હકહિ બાજે. ૨
નીકસે પ્રાણ પરે જ્યાં માટી, દ્રુમ લાગે તિહી ઠામ;
સુન અબ સુર પત્ર ફૂળ શાખા; લેત ઉઠે હરીનામ. ૩

## रास गझल पद २५ मुं.

મેરે શ્રીનાથજી પ્યારે, દ્રગનસેં હોજુ મત ન્યારે. ટેક.
દયા કરી દરસ મોય દીજે, કૃપા કરી આપનો કીજે;

ગલે જામા દદામીકા, કમર પટકા બદામીકા. ૧
સુરંગી પાઘ શીર સોહે, લસત બન માલ મન મોહે;
લગી કોઈ કહાંનમેં હુતી, તજી મોય સેજમેં સુતી. ૨
મેરા દીલ લે ગયા આલી, લગી તનમેં તાલાવેલી;
મત ભુલ દેખી તન ગોરા, જગતમેં જીવના થોરા. ૩
કઠીણહે મોહકી જવાળા, વહે જાતાહે સંસારા;
સદા વ્રજાધિશજી ગાવે, છબીપર વારણે જાવે. ૪

## વ્રેહનું પદ ૨૬ મું.

અબતોપ્રીયઆયમીલોનંદકેદુલારે,જસોદાજુકેપ્યારે,ટેક.
લાગ્યો મોયે તેરો ધ્યાન, બીસર ગઈ દેહ ભાન;
રેન દીના ચેન નાહીં પ્રાણનકે પ્યારે. અબતો. ૧
જબ દેખો કરણી મેરી, તબ તો કયાં પાઉં ઠોર;
આપની ઓર કરો નેક, ભવસિંધુકે કીનારે.અબતો.૨
મો સરખી તો અનેક, મેરે પ્રભુ તુમહી એક;
ટેક ધરી નાથ નેક, કરો જુ નીહારે. અબતો. ૩
શીષ નાઇ રઘુરાઇ કહેત શીતળ હોત ગાત;
કૃપાનાથ ધરો હાથ શીપપેં હમારે. અબતો. ૪

## રાગસોરઠ. પદ ૨૭ મુ.

મૈયા મેરી કામરી કોને લઇ. ટેક૦

ગાય ચરાવન જાત વૃંદાવન, ખરીકમે ભાગી ગઈ. ૧
એક કહેતતેરીકારીકામરીયાં, શ્રીજમુનાજીમે જાતવહી;
એક કહે શ્રીવૃંદાવનમેં, સુરભી ખાય ગઈ. ૨
એક કહે તુમ નાચો ગાવો, કાંમરી દેહું નઈ;
સુરદાસ પ્રભુ જશોમતી આગેં, આંસુનકી ધારા વહી.૩

## माननुं पद. पद २८ मुं.

સખી નંદલાલ આવન નહિ પાવે. ટેક.
ભીતર ચરન ધરન મતિ દિજે, ચાહેજીતેકલલચાવે.૧
એસેનકો વિશ્વાસ કહારી, કપટકી બાત બનાવે;
સુરશ્યામ એક મેરે ભુવન બીના,
અન્ય ચાહે ત્યાં જાવે, સખી નંદલાલ આવન. ૨

## राग नट. पद २९ मुं.

નાગરી નટ નારાયણ ગાયો. ટેક૦
તાન માન બંધાન સપ્ત સ્વર રાગસો રાગ મીલાયો. ૧
ચરણ ઘુઘરૂ જંત્ર ભુજનપર નિંકાઝમક ઝમાયો;
તતથેઈતતથેઇલેતગતિમેંગતિપતિવ્રજરાજ રીઝાયો. ૨
સકલ ત્રિયનમેં સહેજ ચાતુરી અંગ સુધંગ દીખાયો,
વ્યાસસ્વામીનીધન્યધન્યરાધા રાસસેં રંગ મચાયો. ૩.

## राग देवगंधार. पद ३० मुं.

સામો મંગલ રૂપ નિધાન.　　　ટેક૦
જા દીનને હરિ ગોકુલ પ્રકટયે દીનદીનહોત કલ્યાણ.૧
બેઠી રહો શ્યામ ગુણ સુમરો રેન દીના સબ જામ;
શ્રીભટ કહે પ્રભુ નેનભર દેખો પીતાંબર ધનશ્યામ. ૨

## राग भरव पद ३१ मुं.

હે દૈયા મતવાલા જોગી દ્વારેં મેરે આયા હે. ધ્રુ૦
જટા જુટ સીર મુકટ બીરાજત ત્રૈલોચન મન ભાયા હે,
વૃષભ ઉપર અસવાર હોય કેં શ્રીગોકુલકાં ધાયા હે.૧
વાઘાંબર પાટાંબર સોહે અંગ છાર લપટાયા હે,
કર ત્રિશુલ ડમરૂ લિયે ખપ્પર સિંગીનાદ બજાયા હે.૨
અરૂન નેન વિજયાજુ ચઢાગે આક ધતુરા ખાયા હે,
તિલક ચંદ્રમા ભ્રૂકુટી ઉપર જોગી જુગત બનાયા હે.૩
રૂંઢ માલ ગરે બીચ બીરાજત શેષનાગ લપટાયા હે,
અદ્દભુત રૂપ ધર્યો જોગીકો મેરા ગોપાલ ડરાયા હે. ૪
દેખો મૈયા તેરા બાલક જિન મોઇ ચટક લગાયા હે,
સુરશ્યામ ચરણરજ વંદી દર્શન મેં સચુ પાયા હે. ૫

